જબ ગુલિસ્તાંકો ખૂનકી જરૂરત પળી, સબસે પેહલે હી ગરદન હમારી કટી
ફીર ભી કેહતે હેં હમસે અહલે ચમન, યે ચમન હે હમારા, તુમ્હારા નહીં

ઈતિહાસના વિદ્યાર્થીઓ તથા શિક્ષકોની સેવામાં

# ભારતના નિર્માણ, વિકાસ, વફાદારી અને બલિદાનોમાં મુસ્લિમોનો મહત્વનો ફાળો



## ઔરંગઝેબ બાદશાહનો હિંદુઓ તથા મંદિરો સાથેનો વ્યવહાર



સંપાદક :
(મવ.) ઈકબાલ મુહમ્મદ ટંકારવી (સા.)
દારૂલ ઉલૂમ ઈસ્લામિય્યહ અરબિય્યહ માટલીવાલા
ઈદગાહ રોડ, ભરૂચ-૩૯૨ ૦૦૧

કિતાબનું નામ : **ભારતના નિર્માણ, વિકાસ, વફાદારી અને બલિદાનોમાં**
❶ **મુસ્લિમોનો મહત્વનો ફાળો**

સંપાદકો : **(મવ.) ઈકબાલ મુહમ્મદ ટંકારવી (સા.)**
(મુહતમિમ : દારૂલ ઉલૂમ માટલીવાલા-ભરૂચ)

**(મવ.) ઈકબાલહુસૈન બોકડા (સા.)**
(ઉસ્તાદ : દા.ઉ.ગોધરા તથા પ્રમુખ જમીઅતે ઉલમા-ગોધરા)

કિતાબનું નામ : **ઔરંગઝેબ બાદશાહનો**
❷ **હિંદુઓ તથા મંદિરો સાથેનો વ્યવહાર**

સંપાદક : **(મવ.) ઈકબાલ મુહમ્મદ ટંકારવી (સા.)**
(મુહતમિમ : દારૂલ ઉલૂમ માટલીવાલા-ભરૂચ)

પ્રકાશન વર્ષ : ઈ.સ. ૨૦૧૭, હિ.સ. ૧૪૩૮

પ્રત : ૧૦૦૦

મૂલ્ય : ૨૦૦



❊ કિતાબ મેળવવાનું સ્થળ ❊

**દારૂલ ઉલૂમ ઈસ્લામિય્યહ અરબિય્યહ માટલીવાલા**

ઈદગાહ રોડ, ડી.એસ.પી. ઓફિસ સામે,

ભરૂચ–૩૯૨ ૦૦૧ (ગુજરાત–ઈન્ડીયા)

ફોન : ૦૨૬૪૨–૨૨૩૫૦૫

# અનુક્રમણિકા



# સંપાદકીય

الحمد لله رب العالمين، والصلاة والسلام على سيد الانبياء
والمرسلين، وعلى آله وصحبه اجمعين.

ભારતના નિર્માણ અને વિકાસમાં મુસ્લિમોનું બેમિસાલ યોગદાન રહેલું છે. મધ્યકાળથી આધુનિક સમય સુધી આર્થિક, સાંસ્કૃતિક અને સામાજિક સહિત દરેક ક્ષેત્રે દેશ પ્રગતિ સાધે, પ્રેમ, ન્યાય અને સમાનતાના વાતાવરણમાં દેશના તમામ રહીશો અને તમામ જૂથો શાંતિપૂર્ણ રીતે સમૃદ્ધિના પંથે આગળ વધે, તેના કાજે મુસ્લિમ શાસકો, સૂફીઓ, વિદ્વાનો અને સામાન્ય મુસ્લિમોએ તન, મન અને ધનથી ભૂમિકા અદા કરી છે.

દેશની સ્વતંત્રતાના મહાન લડવૈયા હઝ. મૌલાના સય્યિદ હુસૈન અહમદ મદની (રહ.)એ પોતાની આત્મકથા 'નકશે હયાત'ના બીજા ભાગમાં બ્રિટીશ સામ્રાજ્યના પહેલા ભારતની સમૃદ્ધિ અને દરેક ક્ષેત્રે થઈ રહેલ પ્રગતિનું ઘણા વિસ્તારપૂર્વક અંગ્રેજ લેખકો તથા વિવિધ કમિટીઓ-કમીશનોના રિપોર્ટના હવાલાથી વર્ણન કર્યું છે. જેમાં ભારતની આર્થિક, ખેતીવાડી, વેપાર ઉદ્યોગ, નૈતિક (અખ્લાક-સંસ્કાર), શૈક્ષણિક અને ધાર્મિક સહિષ્ણુતા (રવાદારી) ક્ષેત્રે થઈ ચૂકેલી પ્રગતિનું વિગતવાર વર્ણન કર્યું છે. તથા અંગ્રેજોના આવ્યા બાદ દેશની જે તબાહી-બરબાદી થઈ, જેમાં ઉપર જણાવેલ બધા જ ક્ષેત્રોમાં શું પરિસ્થિતિ ઉપસ્થિત થઈ તેનું પણ ખુદ બ્રિટીશ લેખકો અને અલગ-અલગ ક્ષેત્રોના પ્રખર નિષ્ણાંતોના હવાલાઓ સાથે વર્ણન કર્યું છે.

એની સાથે પોતાના આ અત્યાચારો અને બર્બરતા ઉપર ઢાંકપિછોડો કરવા માટે તેમણે મુસ્લિમ શાસકો અને તેમના શાસન વિરૂદ્ધ જુઠા આક્ષેપો ઘડીને હિંદુ-મુસ્લિમ એકતામાં તિરાડો પાડી. જેની અસર દેશની આઝાદી બાદ પણ આપણા અભ્યાસક્રમો અને વિવિધ ઐતિહાસિક પુસ્તકોમાં જોવા મળે છે. જે આજે પણ દેશને તોડવાનું કામ કરી રહી છે તથા મુસ્લિમ વિદ્યાર્થીઓ અને શિક્ષકો પણ સાચા ઈતિહાસથી માહિતગાર ન હોવાને લઈ અસંમજસમાં રહે છે. આક્ષેપોના જવાબો આપી શકતા નથી, બલ્કે વારંવાર વાંચવા-સાંભળવાને લઈ તે પણ આ આક્ષેપોને સાચા માની લે છે.

આ પ્રમાણે ધાર્મિક, રાજકીય, સામાજીક, આર્થિક, ઐતિહાસિક, વૈજ્ઞાનિક અને કાયદા કાનૂન બાબતે પણ અભ્યાસક્રમમાં ઘણી વખતે ઈસ્લામી શિક્ષા (તઅલીમ)ને ખોટી રીતે રજુ કરવામાં આવે છે અથવા વિવિધ ધર્મો અને દ્દષ્ટિકોણો રજુ કરતી વખતે ઈસ્લામી દ્દષ્ટિકોણ રજુ કરવામાં આવતો નથી. જેનાથી મુસ્લિમ વિદ્યાર્થી-શિક્ષકો એમ સમજે છે કે, આ બાબતે ઈસ્લામે માનવસમાજને કોઈ માર્ગદર્શન આપ્યું જ નથી. હાલાંકે આ બાબતે મુસ્લિમ વિદ્વાનોએ આધુનિક સમાજને અનુરૂપ ઈસ્લામી દ્દષ્ટિકોણ રજુ કરતા દળદાર પુસ્તકો લખ્યા હોય છે. પરંતુ આપણા વિદ્યાર્થીઓને તેની માહિતી હોતી નથી. આ બાબતોને ધ્યાનમાં રાખી વિજ્ઞાન, ઈતિહાસ, સમાજશાસ્ત્ર, અર્થતંત્ર, રાજકારણ અને કાયદાશાસ્ત્ર વગેરે મહત્વના વિષયોને લગતા પુસ્તકો આપણા વિદ્યાર્થીઓ સમક્ષ રજુ કરવાની તમન્ના જાહેર કરૂં છું. અલ્લાહપાક આ બધા વિષયો ઉપર સહીહ વાત પેશ કરવાની તૌફીક આપે, આમીન.

આ વિષયો પૈકી ઈતિહાસ સબંધે આ પુસ્તક આપની સેવામાં રજુ કરી રહ્યો છું. અર્થતંત્રના વિષય ઉપર પણ એક પુસ્તક **'મૂડી રોકાણ અને ઈસ્લામી બેંકીંગ'** લખી ચૂક્યો છું. મુસ્લિમ શાસકો અને સમાજ વિશે સૌથી વધુ ઝહેર ઈતિહાસના ઓથા હેઠળ જ ભણાવવામાં આવી રહ્યું છે. ઉપરોક્ત પુસ્તકમાં વિવિધ પુસ્તકોનો સહારો લઈ સહીહ, સાચી, નિષ્પક્ષ, તટસ્થ

ઐતિહાસિક ઘટનાઓ તથા સત્ય હકીકતો રજુ કરવાની કોશિશ કરી છે.

થોડા વર્ષો પહેલાં એક પુસ્તક **'ઔરંગઝેબ બાદશાહનો હિંદુઓ તથા મંદિરો સાથેનો વ્યવહાર'** લખ્યું હતું. જેની બે આવૃત્તિ પૂરી થઈ ગઈ અને લોકોની પાછલા વર્ષોથી માંગ હતી. તો તેને પણ આ બુકમાં શામેલ કરી દીધી છે. જેથી એક જ પુસ્તકમાં વિદ્યાર્થીઓ તથા શિક્ષકોને વધુથી વધુ જાણકારી મળી રહે.

**આભાર :**

આ સાથે મૌલાના ઈકબાલહુસૈન બોકડા સા. (ઉસ્તાદ : દારૂલ ઉલૂમ ગોધરા તથા પ્રમુખ જમીઅતે ઉલમા ગોધરા)નો અંતઃકરણથી આભારી છું કે, આપના બે પુસ્તકોથી આ વિષયે સારી મદદ મળી. અલ્લાહ તઆલા આપની આ વિષયોને લગતી સેવાઓને કબૂલ ફરમાવે અને ઉમ્મતને તથા દેશને આપની કલમ દ્વારા વધુથી વધુ ફાયદો પહોંચે, આમીન.

આ મુબારક અવસરે કિતાબના અતિ મહત્વ અને બોજદાયક કામ પ્રૂફ રીડીંગ માટે હંમેશની જેમ પરિશ્રમ કરનાર અઝીઝમ મવલાના રશીદઅહમદ મનુબરી સાહબનો અંતઃકરણથી આભાર વ્યક્ત કરૂં છું. અને દુઆ ગુઝારૂં છું કે, અલ્લાહપાક એમની દીની-દુન્યવી બધી જ જરૂરતો પૂર્ણ ફરમાવે, આમીન.

સાથે કોમ્પ્યુટર વિભાગના સહાયક જનાબ ઐયુબભાઈ ભાડભૂતવાળાને પણ ભૂલી શકતો નથી કે, પ્રૂફ અને પુસ્તકના સંપાદનમાં નવો ઉમેરો તથા ક્રમમાં થતા ફેરફારને તેમણે વ્યવસ્થિત રીતે ગોઠવી કિતાબની સુંદરતામાં વધારો કર્યો. અલ્લાહપાક દારૈનમાં એમને બેહતરીન બદલો આપે, આમીન.
બિહુરમતિ સય્યિદિલ મુરસલીન સલ્લલ્લાહુ તઆલા અલયહિ વસલ્લમ.





# ભારતમાં મુસલમાનો વિશે ગેરસમજો અંગ્રેજોની કૂટનીતિનો ભાગ

આ ઉપખંડ જેવા દેશમાં કરોડો લોકો વસી રહ્યા છે. તેમાંથી ૧૫ થી ૨૦% જેટલા લોકો મુસલમાનો છે, જેઓ પોતાની આસ્થાઓ ઉપર કાયમ રહીને પોતાની પારંપારિક ઈબાદતો અને સામાજિક રહેણી-કરણી અનુસાર જીવન વિતાવે છે તેમજ અહીંની શેષ આબાદી સાથે હળીમળીને રહે છે. નાના-મોટા ગામો અને શહેરોમાં, મહોલ્લાઓ અને શેરીઓમાં, શિક્ષણ ધામો અને દવાખાનાઓમાં, કાર્યાલયો અને કારખાનાઓમાં, ખેતરો અને બજારોમાં હર પળ તેઓ સાથે હોય છે. બસોમાં, ગાડીઓમાં અને વિમાનોમાં સાથે જ સફર કરે છે. જો દૂરના પ્રદેશના કોઈ સમજદાર વ્યક્તિને એવું કહેવામાં આવે કે આ સામીપ્ય છતાં તેઓ એકબીજાથી ખૂબ દૂર છે. પરસ્પર અપરિચિત છે તેમજ શંકા-કુશંકા, અવિશ્વાસ અને ગેરસમજોમાં રચ્યા-પચ્યા રહે છે, તો સાચે જ તે વ્યક્તિને આશ્ચર્ય થશે કે શું આવું પણ હોઈ શકે છે ? વિદેશના અભ્યાસુઓને ભારતીય સમાજની પરિસ્થિતિ જોઈને જ્યારે એ જાણવા મળે છે કે, અહીં વસતા મુસલમાનો બહારથી આવેલા નથી, પણ તેઓ સદીઓથી આ ધરતીની સાથે વંશીય રીતે બંધાયેલા છે, તો તેઓને આશ્ચર્ય થાય છે. તેમ છતાં કડવું સત્ય એ છે કે, અહીંના બહુમતિ લોકોના મનમાં જેટલો અવિશ્વાસ અને આશંકા મુસલમાનો અને તેમના ધર્મ ઈસ્લામ પ્રત્યે છે, તેવું બૌદ્ધો, જૈનો, ખ્રિસ્તીઓ કે અન્ય પ્રત્યે નથી. નિઃશંક તેના પાછળ કેટલીક ગેરસમજો અને પૂર્વગ્રહો કારણભૂત છે.

જો કે આ અંતર અને ગેરસમજોની સ્થિતિ વધુ પુરાણી નથી. તેનો આરંભ અંગ્રેજોના સામ્રાજ્યથી જ થયો છે. તેનાથી પૂર્વ ભારતીય ઉપખંડમાં ઈસ્લામના આગમન પછી મુસ્લિમ શાસનકાળમાં પરિસ્થિતિ ખૂબ સારી હતી. મુસલમાનો અને અન્ય ધર્મને માનવાવાળાઓ પોતપોતાની આસ્થાઓ અને સંસ્કૃતિ ઉપર કાયમ રહી મેળ-મેળાપ અને પરસ્પર પ્રેમથી શાંતિ-પૂર્વક જીવન વિતાવતા હતા. કોઈને કોઈ વ્યક્તિથી ફરિયાદ ન હતી, ઝઘડો પણ થાય તો તેનું નિરાકરણ સમજદારીથી કરવામાં આવતું. ઈતિહાસનો પૂર્વગ્રહરહિત અભ્યાસ આ જ હકીકત દર્શાવે છે. બાદશાહો, રાજાઓ દરમ્યાન યુદ્ધોનું સ્વરૂપ રાજકીય હતું અને તેનો ઉદ્દેશ્ય પણ રાજકીય હતો. ધર્મથી તેનો કોઈ સબંધ અને સંદર્ભ ન હતો. મુસલમાનો અને બિનમુસ્લિમો વચ્ચે ઘર્ષણ અને સંઘર્ષના બીજ અંગ્રેજોએ વાવ્યા, જે વાસ્તવમાં અંગ્રેજોને ભારત ઉપર શાસન કરવા માટેની જરૂરત અને મજબૂરી બંને હતા. જેને અહીંના કેટલાક સ્વાર્થી અને વિઘ્નસંતોષી જૂથોએ સહયોગ આપ્યો.

ઈસ્લામ અને મુસલમાનો વિશે ગેરસમજો ફેલાવવામાં પશ્ચિમે ખૂબ મોટો ભાગ ભજવ્યો છે. તત્કાલિન મહાશક્તિ રોમનો મુસલમાનો સામે પરાજય અને ત્યાર પછી ખ્રિસ્તીઓ-યહૂદીઓ અને મુસલમાનો વચ્ચે યુદ્ધોની એક લાંબી પરંપરા તેનું મૂળ કારણ છે. ત્યાર પછી યુરોપના ખ્રિસ્તી-ઓએ વિશ્વને પોતાના પ્રભાવ હેઠળ લાવવાનું અભિયાન છેડ્યું, તો તેમાં સૌથી મોટો અવરોધ ઈસ્લામ અને મુસલમાનો હતા. તો ઈસ્લામ અને મુસલમાનોના આલોચકોનું એક મોટું જૂથ તેણે વિશેષ તૈયાર કર્યું. જેઓની જવાબદારી હતી કે ઈસ્લામની આસ્થાથી લઈને તેને માનનારા મુસલમાનોના ઈતિહાસ અને તેમના આચરણ સુદ્ધાં ઉપર નકારાત્મક આલોચનાનો એવો અવિરત સિલસિલો ચલાવવામાં આવે કે દુનિયા અસત્યને પણ સત્ય સમજવા લાગે. આમ, તેઓએ ઈતિહાસનું અધ્યયન કરીને જ્યાં જ્યાં તક મળી તેમાં મનઘડત ઘટનાઓને જોડી દીધી. નાની-નાની વાતોનું વતેસર કરીને રાઈનો પહાડ બનાવી દીધો અને મૂળ પ્રસંગોને વિકૃત રૂપે રજૂ કરીને તેની સાચી છબી જ બગાડી નાંખી. ભારતમાં અંગ્રેજોએ મુસલમાનો પાસેથી

સત્તા છીનવી હતી, તેથી તેમને તેની વિશેષ જરૂરત પડી કે મુસલમાનોના ઈતિહાસને વિકૃત કરીને તેઓને એટલા બદનામ કરી દેવામાં આવે કે અહીંના મુસલમાનો અને બિનમુસ્લિમો દરમિયાન કદી પાડી ન શકાય તેવી ઉંચી દિવાલ ઉભી થઈ જાય અને તેઓ નિશ્ચિંત બનીને ભારત ઉપર રાજ કરી શકે. તેમાં તેઓ સફળ પણ થયા. મહાન ઈસ્લામી સ્કોલર અને ઈતિહાસકાર જનાબ અલ્લામા સૈયદ સુલેમાન નદવીએ ડિસેમ્બર-૧૯૪૪ -માં મદ્રાસ ખાતે આપેલ ‘ઑલ ઈન્ડિયા હિસ્ટ્રી કોંગ્રેસ’ના અધ્યક્ષીય ભાષણમાં કહ્યું હતું કે...

“રાજનીતિની રમતથી આ દેશનો ઈતિહાસ પણ બચ્યો નથી, બલ્કે સ્પષ્ટ કહેવું જેઈએ કે આ જ તે વસ્તુ છે, જેનાથી ‘કુસંપ’ પેદા થાય છે. મુસલમાનોના શાસનના મોટા અને સારા કામોની ઘણી વાતો કરી શકાતી હતી, પરંતુ તેમના પછી આ દેશમાં જે સરકાર આવી તેમના કાળમાં શિક્ષણનો વિભાગ સમગ્રપણે વિદેશીઓના હાથમાં હતો. તે લોકોના દરેક જૂથ તરફથી એ પ્રયત્ન કરવામાં આવ્યો કે, પોતાના શાસનની શ્રેષ્ઠતાને પ્રત્યેક ભારતીયના હૃદયમાં બેસાડી દે અને તે સાથે એક એવી ચતુરાઈ કરી દેખાડે, જેના કારણે હૃદય તૂટીને ફરી જોડી ન શકાય. શિક્ષણના બધા વિષયોમાં આ કામ માટે ઈતિહાસ સિવાય બીજો કોઈ વિષય ઉચિત ન હતો. તેથી તેમણે દેશના ઈતિહાસના જે પુસ્તકો આદિથી અંત સુધી લખ્યા અને ભણાવ્યા, તેમાં આ જ વાતો સો-સો વખત ઉલટાવી-પલટાવીને સમજાવી કે જે હૃદય તેનાથી તૂટ્યા હતા, ફરી જોડાઈ ન શકે.”

તે સંદર્ભમાં જ્યારે મુસલમાન બાદશાહોનો ઈતિહાસ લખવામાં આવ્યો તે વખતે એ જોવામાં ન આવ્યું કે તેઓ ન ઈસ્લામના આવાહકો હતા, ન પ્રચારકો અને ન તો તેઓ ઈસ્લામનું પ્રતિનિધિત્વ કરતા હતા. તેઓએ ક્યારેય પણ ઈસ્લામના આગેવાન કે ઈમામ હોવાનો દાવો નથી કર્યો. તેઓ મુસ્લિમ બાદશાહો જરૂર હતા, તેથી તેમના દરેક કામને ઈસ્લામનું શિક્ષણ માનવું એ ઉચિત નથી. તેથી હકીકતમાં તો તેમણે પોતાની રાજનૈતિક જરૂરત કાજે કોઈ અનુચિત કે ઈસ્લામ વિરૂદ્ધ કૃત્ય કર્યું હોય તો તેના માટે

મુસલમાનોએ ક્ષમાપાત્ર રજૂ કરવાની કે તેમના કાર્યો માટે શરમથી માથું નમાવવાની જરૂર નથી. આપણે જાણીએ છીએ કે જગતમાં એવી કોઈ કૌમ કે સમુદાય નથી, જેના રાજાઓ, બાદશાહો જીવનની દરેક કસોટીમાં પાર ઉતર્યા હોય કે દરેક પ્રકારના આરોપોથી પર હોય. સારા અને ખરાબ લોકોથી દુનિયાનો કોઈ કાળ ખાલી નથી. ખરેખર તો વ્યક્તિઓની ચર્ચામાં ધર્મને વચ્ચે લાવવું ખોટું છે. જે કે આ પ્રકારની ચર્ચા કરવાની ભૂલ અન્ય ધર્મોના અનુયાયીઓ સંદર્ભે ક્યારેય પણ થતી નથી. તે પણ એક વિચારણીય મુદ્દો છે. અલ્લામા સૈયદ સુલયમાન નદવી (રહ.) નોંધે છે કે...

"ઈતિહાસનો મુદ્દો એ પ્રચારનો નહીં, બલ્કે તે હુકૂમતોની કહાણીઓ અને સમુદાયોના જીવનવૃત્તાંતો છે અને તે જ સંદર્ભમાં ઘટનાઓનો ઉલ્લેખ કરવો જેઈએ. ઈંગ્લેન્ડનો ઈતિહાસ શું લડાઈઓની દાસ્તાન નથી ? રોમનોના વિજયથી વર્તમાન ઍંગ્લોસૅક્શન સરકાર સુધી શું ત્યાં કોમો દરમિયાન યુદ્ધો થયા નથી ? શું સ્કૉટલેન્ડ, વૅલ્સ, આયર્લૅન્ડ અને ઈંગ્લેન્ડ વચ્ચે ખૂનામરકી થઈ નથી ? પણ તેમનો ઈતિહાસ લખતી વખતે એ ધ્યાન રાખવામાં આવે છે કે, આ ઘટનાઓનો ઉલ્લેખ એ રીતે કરવામાં ન આવે કે ભૂતકાળના ધરબાઈ ગયેલા ઝઘડાઓ ફરી શરૂ થઈ જાય. ઈંગ્લેન્ડ અને ફ્રાન્સ, જે આજે દોઢસો વર્ષથી એકતાના સૂત્રમાં બંધાયેલા છે. શું તેમના ઈતિહાસની જમીન બંનેના લોહીના રંગથી રંગવામાં આવી ન હતી ? તેમ છતાં પાછલા મતભેદોની અભિવ્યક્તિ વખતે કલમ એટલી સાવધ રહે છે કે, વર્તમાનના મધુર સબંધોમાં કોઈ કમી આવી ન જાય. તે જ રીતે પ્રાચીન ભારતીય રાજાઓના કાળમાં કોનો સમય લડાઈ-ઝઘડા અને એક-બીજાથી રાજ-કાજ લેવા-આપવામાં નથી વિત્યો ? છતાં પણ બૌદ્ધ, જૈન, વૈદિક, બ્રાહ્મણ, આર્ય અને અહીંની પ્રાચીન નિવાસી કૌમોની લડાઈઓના બયાનમાં ઈતિહાસકારોએ પોતાની કલમની લડાઈઓનો સિલસિલો શરૂ ન કર્યો. જો કે તેઓમાં ઉંડા ધાર્મિક મતભેદો હતા. તેમ છતાં આ એક પ્રશંસનીય નીતિ છે અને આ પ્રકારની નીતિ ઈસ્લામી ઈતિહાસ અંગે પણ અપનાવવી જોઈએ."

સાચા ઐતિહાસિક સ્ત્રોતોના આધારે ભારતના મુસ્લિમકાળનો ઈતિહાસ પૂર્વગ્રહોથી મુક્ત રહીને લખવો ખૂબ જરૂરી છે. તેના દ્વારા દેશની પ્રજા એકબીજાથી નજીક પણ આવી શકશે. પરસ્પર સાંસ્કૃતિક આદાન-પ્રદાન વધશે. તેનાથી ભારતીય સંસ્કૃતિ આજના લોકશાહી યુગમાં એક મહાન સંસ્કૃતિ તરીકે વિશ્વ સમક્ષ તરી આવશે. આઝાદીની ચળવળના લડવૈયા અને પ્રખ્યાત વિદ્વાન એમ. એન. રોય લખે છે : ‘‘મુસ્લિમોના ભારત પર વિજયના આંતરિક અને બાહ્ય કારણોના ગંભીર અને ગહન અભ્યાસ આજના સમયમાં ખરેખર ખૂબ જરૂરી છે. તેનાથી એ પૂર્વગ્રહ દૂર થશે, જેના લીધે રૂઢિચુસ્ત હિન્દુઓ પોતાના મુસ્લિમ પાડોશીને તુચ્છ દૃષ્ટિથી જુએ છે. પૂર્વગ્રહયુક્ત વિચારોથી મુક્ત થતાં હિન્દુઓ એવી સ્થિતિમાં હશે કે તેઓ મુસ્લિમોના ભારત પર થયેલા વિજયના રચનાત્મક મહત્વની પ્રશંસા કરશે.’’

*(The Historical Role of Islam By M. N. Roy, PP.87-88)*

અંગ્રેજોએ ભારતનો ઈતિહાસ લખતી વખતે ‘‘ભાગલા પાડો અને રાજ કરો’’ની નીતિને સામે રાખી. સર એચ. એમ. ઈલિયટ પોતાના વિખ્યાત પુસ્તક ‘હિસ્ટ્રી ઓફ ઈન્ડીયા એઝ ટોલ્ડ બાય ઈટસ ઓન હિસ્ટોરિયન્સ’ના પહેલા ભાગની પ્રસ્તાવનામાં લખે છે કે, ‘‘અમારા આ તમામ બાદશાહો કાળા કરતુતોમાં ડુબેલા નજરે પડે છે. જો તેમના કાળમાં કાયદો વ્યવસ્થાની સ્થિતિ પડી ભાંગી હોય તો તેમાં આશ્ચર્યની કોઈ ગુંજાઈશ નથી. સરકારી આવક હિંસા તથા મારધાડ વગર ક્યારેય વસૂલ કરવામાં નથી આવતી. આખાને આખા ગામડાઓ ફૂંકી મારવામાં આવે છે. ત્યાંના રહેવાસીઓના હાથ-પગ તોડી નાંખવામાં આવતા અથવા તેઓને ગુલામ બનાવીને વેચી મારવામાં આવતા. સરકારી અધિકારીઓ પ્રજાને સુરક્ષા આપવાના બદલે ખુદ સૌથી મોટા ભક્ષકો બની ગયા. અત્યાચારીઓના અત્યાચાર વિરૂદ્ધ કોઈને ન્યાય મળતો ન હતો.’’

૨૬ માર્ચ ૧૮૮૬ ઈ.ના એક બીજા સેક્રેટરી ઓફ સ્ટેટ જ્યોર્જ ફ્રાન્સીસ હિમલ્ટને લોર્ડ કર્ઝનને લખ્યું કે મારા ખ્યાલમાં ભારતમાં હમારી હુકૂમતને હાલ કોઈ ખતરો નથી, પરંતુ પચાસ વર્ષ બાદ આ ખતરો જરૂર પેદા થશે,

જ્યારે યુરોપિય પધ્ધતિનો બળવો અને સંગઠનોની શક્તિઓ ઉભરશે. પરંતુ આપણે આ ભણેલા ગણેલા ભારતિયોને બે ભાગમાં વહેંચી દઈએ. અને એમની સંયુક્ત શક્તિને વેડફી નાંખીએ તો જ આપણી સરકાર મજબૂત રહેશે. એ માટે સરકારી અભ્યાસક્રમોમાં એવા પુસ્તકો ભણાવવામાં આવે, જેનાથી ભારતની વિભિન્ન કૌમો વચ્ચે વૈમનસ્ય પેદા થઈ વિખવાદની ખાઈ વધુ ઉંડી થાય.

૧૪ જાન્યુઆરી ૧૮૮૭ ઈ.સ.ના ગવર્નર જનરલ ડીફર્નને લખ્યુ કે ભારતમાં ધાર્મિક વાદવિવાદને જન્મ આપવો આપણા ફાયદામાં છે. અને તમે અભ્યાસક્રમની જે સંશોધનિય કમિટી બનાવી છે, તેનાથી ઘણા સારા પરિણામોની આશા છે.

અલ્લામા સય્યિદ સુલેમાન નદવી (રહ.) ઈ.સ.૧૯૪૪માં મદ્રાસ ખાતે ઓલ ઈન્ડિયા ઈતિહાસ કોંગ્રેસના (મધ્યયુગિય ભારતિય ઈતિહાસ કોન્ફરન્સના) પ્રમુખિય સંબોધનમાં જણાવ્યુ કે મારે આ વાત કહેવી છે કે ઈતિહાસની કૌમો વચ્ચે વૈમનસ્ય પેદા કરવામાં ઘણી મહત્વની ભૂમિકા છે. એટલા માટે જે લોકોના ધ્યાનમાં આ દેશનું ભવિષ્ય છે. અને જેમના હાથમાં દેશનું ભવિષ્ય બનાવવુ અથવા બગાડવુ છે, તેમણે પોતાની જવાબદારીનો ખ્યાલ રાખવો જોઈએ. અને તે હાલતમાં જ્યારે કે હિંદુ-મુસ્લિમ બન્નેવ કૌમોને ખબર છે કે તેમણે આ જ દેશમાં જીવવુ મરવુ છે, તો પછી નફરત અને દુશ્મનીની પાછલી વાતોને વારંવાર દોહરાવવી, જેનાથી દેશમાં કુસંપ અને વૈમનસ્ય વધે છે, પોતાના દેશ સાથે ઘણી મોટી બેવફાઈ છે.

આગળ લખે છે...

ભારતનો જે ઈતિહાસ લખવામાં આવે તેનો બુન્યાદી હેતુ ભારતના અલગ અલગ અંગોને જોડવાનો હોય, તોડવાનો ન હોવો જોઈએ. વર્તમાનકાળ ને ભૂતકાળની કડવાશ વધારીને શા માટે બરબાદ કરવામાં આવે ? અને ભવિષ્ય માટે આ કોશીશ શા માટે કરવામાં આવે કે તે કદી શાંતિ અને સુકૂન તથા ભાઈચારાવાળી ન રહે ?

## સ્કુલોના પાઠ્યપુસ્તકોમાં કૌમવાદ :

અત્રે અમે રાજ્યસભામાં કરવામાં આવેલ તે પ્રવચનનો સાર રજૂ કરીએ છીએ જે શ્રી બી. એન. પાંડે (ગવર્નર ઓરિસ્સા)એ ૨૯, જુલાઈ ૧૯૭૭ના દિવસે કર્યું હતું. પ્રશ્ન એ હતો કે ભારતના મધ્યયુગીય ઈતિહાસનો અભ્યાસક્રમ કેવો હોય, જેનાથી સાંસ્કૃતિક એકતા સ્થપાય, તથા સમાન લાગણી અનુભવાય. આ સંદર્ભે તેમણે બહુ લાંબુ પ્રવચન કર્યું. જેના કેટલાક અંશો વાચકો સમક્ષ પેશ કરીએ છીએ.

‘‘દુર્ભાગ્યવશ આપણી સ્કૂલો અને કોલેજોમાં પાછલા કેટલાય દશકાઓથી જે પુસ્તકો ભણાવવામાં આવી રહ્યા છે, તે તે જ છે જે યુરોપીય લેખકોએ જે કાંઈ (ઊંઠા) ભણાવ્યા છે તેના પ્રભાવમાંથી ભારતીયો હજુ સુધી બહાર આવી શકયા નથી. આવા ઈતિહાસ લેખનથી આપણું રાષ્ટ્રીય જીવન ડહોળાય રહયું છે. ઉક્ત પુસ્તકોમાં એમ સાબિત કરવામાં આવે છે કે હિંદુ-મુસ્લિમો એકબીજા પ્રત્યે કેવું હિંસક વલણ ધરાવતા હતા. તેઓ એકબીજાના પ્રદેશો જીતી લઈ લૂંટમાર કરતા હતા. ધાર્મિક ભેદભાવ રાખતા હતા. તે પુસ્તકોમાં એમ પણ બતાવવામાં આવ્યું છે કે, મુસ્લિમો હિંદુઓની સંસ્કૃતિને બરબાદ કરવામાં વ્યસ્ત રહયા. તેમના મંદિરો તથા મહેલો તોડયા, તેમની મૂર્તિઓ ખંડિત કરી, અને તેમની સમક્ષ એ ખોફનાક શર્ત પેશ કરતા રહયા કે, ‘‘ઈસ્લામ સ્વીકાર કરો, નહીંતર તલવારનો ઉપયોગ કરવામાં આવશે.’’ પછી આ બધી વિગતો માનવીય જીવનના એવા તબક્કા (બાલ્યાવસ્થા કે કિશોરાવસ્થા)માં ભણાવવામાં આવે છે કે તે તબક્કામાં મન પર જે ઊંડી છાપ પડી જાય છે, તો પછી જીવનભર બાકી રહે છે. તેને ભૂંસી નાંખવાનું મુશ્કેલ હોય છે. એટલે આ કોઈ આશ્ચર્યની વાત નથી કે હિંદુઓ અને મુસ્લિમો એકબીજાને શંકાની નજરે જોવા માટે ટેવાય ગયા છે. તથા તેમની વચ્ચે પરસ્પર અવિશ્વાસ પેદા થઈ ગયો છે. આ ખોટી માહિતીના કારણે હિંદુઓ એ માનવા માટે મજબૂર થઈ ગયા કે, મુસ્લિમોનું આઠસો વર્ષનું શાસન નિરાશાપ્રેરક હતું. તેઓ મુસ્લિમોના ઈતિહાસ (ભારતના સંદર્ભમાં) પર ગર્વ નથી અનુભવતા. બલ્કે તેની અવગણના કરી

પોતાના પ્રાચીન વારસાથી જ બધું શીખવા ધારે છે. પછી તેને જ સોનેરી કાળ સમજી તેના ગુણગાન ગાયા કરે છે. બીજી બાજુ મુસ્લિમો પોતાના આગમન પૂર્વેના ભારતીય ઈતિહાસને નજર અંદાજ કરી નાંખે છે. જેના આધારે તેઓના સાંસ્કૃતિક કારનામાઓ સર્જી શકાયા. જો કે તેમણે અહીંના પ્રાચીન ઈતિહાસ ઉપર પણ ગર્વ કરવો જોઈએ. હિંદુઓ તથા મુસ્લિમોની આ લાગણીઓ ભડકાવવામાં અંગ્રેજ ઈતિહાસવિદોએ બહુ મોટો ભાગ ભજવ્યો છે.

ડો. બી. એન. પાંડેએ પોતાનું પ્રવચન ચાલુ રાખતાં એમ પણ કહયું કે, “શીવાજીના પ્રાઈવેટ સેક્રેટરી શેખ સદર કાઝી હતા. જે તેના બધા દસ્તાવેજો સાચવીને રાખતા હતા. અને તેના વતી પત્રવ્યવહાર કરતા હતા. સીદી હંબલ તથા સીદી બિલાલ તેના બે ફોજી અફસરો મુસલમાન હતા. તેની નૌકા સેનાનો સેનાપતિ પણ એક મુસલમાન હતો. શીવાજી દિલ્હીના કેન્દ્રીય શાસન વિરૂદ્ધ ન હતા, આ તે પત્રોથી પ્રગટ થાય છે, જે તેમણે ઔરંગઝેબને લખ્યા હતા. અને જે પારસ નબીસ લાયબ્રેરીમાં આજ સુધી સુરક્ષિત છે. તેઓ કેટલીક છૂટછાટ માંગતા હતા. અને તે એ હતી કે તેમને ચોથ વસૂલ કરવાની તથા પોતાના નામે સિક્કા પાડવાનો અધિકાર આપવામાં આવે. શીવાજીના દાદા એક મુસલમાન બુઝુર્ગ શાહ શરફુદ્દીન પ્રત્યે આસ્થા ધરાવતા હતા. તેમના નામ પર તેમણે પોતાના એક પુત્રનું નામ શાહજી તથા બીજાનું શરફાજી રાખ્યું. ખુદ શીવાજીને કલ્સીના મુસલમાન બુઝુર્ગ (સંત) બાબા યાકૂત પ્રત્યે ઘણી શ્રધ્ધા હતી.

રાણા પ્રતાપ સાથે અકબરે હલ્દીઘાટ પર જે યુધ્ધ કર્યું, તે કોઈપણ અર્થમાં ધર્મપ્રેરિત ન હતું. તેમાં અકબર તરફથી ચાલીસ હજાર રાજપૂતો અને સાઠ હજાર મોઘલ સૈનિકો હતો. રાજા માનસિંઘ અકબરનો તે વખતે સેનાપતિ હતો. બીજું, રાણા પ્રતાપની સેનામાં ઘણા બધા પઠાણો હતા. તેની એક ટુકડીની બાગડોર હકીમ ખાંસુરના હાથમાં હતી. જાલોરનો પઠાણ રાજા તાજખાન એક હજાર સવારો સહિત રાણા પ્રતાપની તરફેણમાં લડી રહયો હતો. વળી, રાણા પ્રતાપની ફોજમાં ચાલીસ હજાર રાજપૂતો પણ

હતા. ચિત્ર એવું બને છે કે રાજપૂત, રાજપૂત વિરૂદ્ધ અને પઠાણ, પઠાણ વિરૂદ્ધ લડી રહયા છે. પછી આ યુદ્ધને આપણે ઈસ્લામ અને હિંદુમતની લડાઈ કેવી રીતે કહી શકીએ છીએ ? આ તો કેન્દ્રીય તથા પ્રાદેશિક પરિબળોની પરસ્પરની અથડામણ હતી. રાણા પ્રતાપ પ્રસંશાને પાત્ર ખરા, કારણ કે તેઓ પોતાની બહાદુરીથી પોતાની સ્વતંત્રતા યથાવત્ રાખવા માંગતા હતા. પરંતુ કોઈ પણ સંજોગોમાં આપણે તેમના યુધ્ધને ઈસ્લામ તથા હિંદુ મતનું યુધ્ધ નહીં કહી શકીએ.

બીજી પણ ઘણી વાતોનો ઉલ્લેખ કરી ડો. બી. એન. પાંડેએ કહયું કે, આ ઘટનાઓ ઈતિહાસમાં ભણાવવામાં નથી આવતી. જરૂર છે કે ઈતિહાસના પુસ્તકોમાં એવી બિન પાયેદાર ઘટનાઓ લખવામાં ન આવે, જેનાથી બે સમૂહો વચ્ચે વૈમનસ્ય પેદા થાય.

**શ્રી એન. સી. સકસેના :**

શ્રી એન. સી. સકસેના (આઈ.એ.એસ.) લઘુમતિ કમીશનના જોઈન્ટ સેક્રેટરી હતા. તેમને એવી જીમ્મેદારી સોંપવામાં આવી કે તેઓ ઉત્તરપ્રદેશની સ્કૂલોના અભ્યાસક્રમમાં ચાલતા પુસ્તકોની સમિક્ષા કરે. તેમણે આ સબંધે જે અહેવાલ રજૂ કર્યો તેનો ટૂંકસાર આ મુજબ છે.

“નવભારત” (બીજો ભાગ) નામી પુસ્તકમાં રાણી દુર્ગાવતી તથા અકબર વચ્ચે યુધ્ધનું વર્ણન એવી રીતે કર્યું છે, જાણે કે રાણી દુર્ગાવતીનું શાસન એટલે સમગ્ર ભારત અને અકબર એટલે એક ગુનેહગાર તથા એક વિદેશી બાદશાહ. જેને નાના વિસ્તારો પર હુમલો કરી તકલીફ પહોંચાડવામાં આનંદ આવતો હતો. જો આવું લખનાર શાંતિ ઈચ્છતો હોય તો તે યુધ્ધને યોગ્ય કેવી રીતે સાબિત કરે છે.

પુસ્તકમાં હર્ષવર્ધન પર જે પ્રકરણ છે તેમાં પ્રાચીન ભારતમાં તેમના વિવિધ યુધ્ધો માટે પ્રસંશા કરવામાં આવી છે. મતલબ એક બાજુ વિસ્તારવાદ, શાસનની મજબૂતી તથા દેશની એકતાના નામે યુધ્ધોને યોગ્ય ઠરાવવામાં આવે છે, પરંતુ આ જ કારણોસર જો મુસ્લિમ શાસકો યુધ્ધ કરે છે, તો તેમની

પર ફિટકાર વરસાવવામાં આવે છે.

ઈતિહાસના પાઠયપુસ્તક (બીજા ભાગ)માં શીવાજી વિશે લખ્યું છે કે, તેઓ મહારાષ્ટ્રીય વિભૂતિ હતા. તેમણે ઔરંગઝેબની નાકે દમ લાવી દીધો હતો ને પોતાનું સ્વતંત્ર રાજ્ય સ્થાપ્યું હતું.

પ્રશ્ન એ છે કે શું ભારતમાં મોઘલોનું શાસન વિદેશી શાસન હતું ? જો આવું છે તો વર્તમાનકાળના ભારતીય મુસ્લિમો એવું વિચારી શકે છે કે તેઓ એક વિદેશી શાસનમાં જીવી રહયા છે. એટલા માટે કે અહીંનો વડાપ્રધાન તથા રાષ્ટ્રપતિ હિંદુ છે, ક્યાં તો બિનમુસ્લિમ છે. શીવાજી રાષ્ટ્રીય નાયક કેવી રીતે હોય શકે તે એક સંપ્રદાયવાદી મરાઠા હતા. પોતાના સંપ્રદાયમાં બહુ કટ્ટર હતા.

નવભારત નામી પુસ્તકમાં (પહેલા તથા બીજા ભાગમાં) અબ્દુલ હમીદ અને ઈબ્રાહીમ ગાર્દી વિશે એક વાક્ય આમ છે કે, ''હમીદે પોતાના બલિદાન દ્વારા એ વાત સિધ્ધ કરી દીધી કે ભારત એક જાતિનું નથી. તેની ધરતી પર પ્રત્યેકને સમાન અધિકાર છે. ઈબ્રાહીમ સાચા અર્થમાં મુસલમાન હતો. અને પોતાની માતૃભૂમિ પ્રત્યે તેમાં શ્રધ્ધા તથા નિષ્ઠા ઠાંસી ઠાંસીને ભરેલી હતી.''

આ વાંચી એવું લાગે છે કે, ઈબ્રાહીમ અને હમીદ જો કે મુસલમાન હતા, પરંતુ રાષ્ટ્રપ્રેમી રહયા. આનો અર્થ એ કે આપણે એ મુસ્લિમોને શંકાની નજરે જોવાનું જેઓને યુધ્ધમાં લડીને મરી જવાનો મોકો નહીં મળ્યો ? શું આપણા દેશની સેકયુલર ભૂમિકા ત્યારે જ ઉભી થઈ શકી, જયારે હમીદે પોતાના પ્રાણની આહૂતિ આપી ? આવા પ્રશ્નના ઉત્તરો આપવાની જરૂર છે.

આપણે માનવું પડશે કે આપણાં ટીચરો-પ્રોફેસરો પણ આવા વિષયુક્ત પુસ્તકો વાંચીને જ શિક્ષણ મેળવે છે. દેખીતી વાત છે કે તેઓ પણ કોમવાદથી મુક્ત રહી શકતા નથી. એટલે સમાન ભાવના જગાડે એવા અભ્યાસક્રમો તૈયાર કરવાની તાતી આવશ્યકતા છે. *(મુસ્લિમ ઈન્ડિયા, ડીસે. ૧૯૮૩)*

હમણાં પ્રો. બી. એન. પાંડેના પ્રવચન તથા શ્રી એન. સી. સક્સેનાના લખાણનો જે ટૂંકસાર રજૂ કરવામાં આવ્યો, તેનાથી સહિષ્ણુ હિંદુઓનો દ્રષ્ટિબિંદુ જાણવા મળ્યો. જો ભારતીય ઈતિહાસનો અભ્યાસ તે જ દ્રષ્ટિ-કોણથી કરવામાં આવે, જેની ભલામણ ઉપરોક્ત લીટીઓમાં કરવામાં આવી છે તો ભારતમાં કોમી એકતાની વર્તમાન ઝૂંબેશને જરૂરથી બળ મળશે.

શ્રી ઓમપ્રકાશ પ્રસાદ પોતાના પુસ્તક ‘‘ઔરંગઝેબ બાદશાહ વિશે નવો દ્રષ્ટિકોણ’’માં લખે છે કે, ભારતનો કાબુલથી કાવેરી સુધી વિસ્તાર કરી સીમાબધ્ધ કરનારો, તેના એક એક અંગને જોડનારો, તેની સંસ્કૃતિ તથા તેના સામાજિક જીવનથી પ્રેમ કરનારો, અશોક તથા અકબરથી પણ વિશાળ ભારતનો નકશો બનાવનાર, આ જ દેશમાં જન્મ લેનારો અને અહીંના જ વાતાવરણમાં બાળપણ, યુવાની તથા બુઢાપા (વૃધ્ધાવસ્થા)ની મંઝિલોથી પસાર થઈ અંતે આ જ ભૂમિની માટીમાં ભળી જનારો આ શુધ્ધ ભારતીય પ્રશાસક આટલો ખરાબ ન હોત, જો તેને આજના અરીસામાં જોવાની મજબૂરી ન હોત. આજની એ મજબૂરી મુહમ્મદઅલી ઝીણા તથા આ દેશના ભાગલા છે, જે એક ઘાની જેમ હંમેશ તાજો રહે છે. આખરે આપણે ક્યાં સુધી ઈતિહાસને તેના ચોકઠામાંથી ખસેડી આજના ધૂળથી બાઝેલા અરીસામાં જોતા રહીશું ? ક્યાં સુધી આપણે આપણી મનઘડત કહાણીઓને આવનારી પેઢીઓ માટે ઈતિહાસ સ્વરૂપે રજૂ કરીને માનવીઓને જાનવરોની માફક અંદરોઅંદર લડાવતા રહીશું ? આ લેખમાં એવા પ્રશ્નોના જવાબ આપવાની જ એક કોશિશ છે.

ભારતના ઈતિહાસ લેખનમાં કેટલીક એવી ક્ષતિઓ રહી જવા પામી છે જેના કારણે અનેક વાદવિવાદ સર્જાતા રહયા છે. દા.ત. જો મૌર્ય સમ્રાટ અશોક વિશે માત્ર એટલું જ બતાવવામાં આવે કે તેણે રાજસિંહાસન મેળવવા માટે પોતાના એકસો ભાઈઓને મારી નાંખ્યા, અથવા કલિંગ યુધ્ધમાં તેણે એક લાખ લોકોને રહેંસી નાખ્યા, તો કોઈપણ સામાન્ય બુધ્ધિ ધરાવતો વાંચક ચોક્કસ એવા તારણ પર પહોંચશે કે અશોક એક ખરાબ તથા અત્યાચારી શાસક હતો.

પરંતુ ઈતિહાસમાં અશોક વિશે અનેક સારા તથા કલ્યાણકારી કામોનો ઉલ્લેખ પણ ઐતિહાસિક હવાલાઓ સહિત કરવામાં આવ્યો છે, જેના લીધે આપણે તેને એક મહાન પ્રશાસક માનવો જ પડશે.

પરંતુ બે મહાન હસ્તીઓ એવી છે કે જેમના અત્યંત મહત્વપૂર્ણ કાર્યોને નજરઅંદાજ કરીને અન્યાય કરવામાં આવ્યો છે. તે પૈકી એક મુહમ્મદ બિન તગલક (તઘલખ) જેને પાગલમાં ખપાવવામાં આવે છે. બીજી હસ્તી તે ઔરંગઝેબ, જેને એક કટ્ટર, અત્યાચારી મુસ્લિમ તરીકે દર્શાવવામાં આવે છે. જો કે આ બંને શાસકોના શાસન-કાળમાં તેવી ઘટનાઓ નહીં બની હતી, જે સમ્રાટ અશોકના કાળમાં બની હતી.

વિદ્વાન ઈતિહાસકારોએ ઉપરોકત હકીકતને ધ્યાનમાં રાખી એ વાત જાણી લેવી જોઈએ કે મુહમ્મદ બિન તઘલખ તથા ઔરંગઝેબ માત્ર ખરાબ શાસકો જ ન હતા, બલ્કે તેમનામાં સમ્રાટ અશોકની જેમ અનેક ખૂબીઓ પણ હતી. ઔરંગઝેબ અન્ય શાસકોની જેમ પહેલાં એક રાજા હતો, પછી કોઈ ધર્મ પાળનારો. સફળ શાસન માટે તેણે વિવિધ પ્રયોગો કર્યા. જેના સારા-નરસા પરિણામો હિન્દુઓ તથા મુસ્લિમો બન્નેએ ભોગવ્યા.

હવે, અમે તે ઈતિહાસકારોથી જેમના પુસ્તકો શાળાઓમાં ભણાવવામાં આવે છે, આ પ્રશ્ન કરીએ છીએ કે શું આ નૈતિક પાપ નથી કે તેમણે આ પ્રકારની (હકારાત્મક) ઘટનાઓની પોતાના લેખનમાં નોંધ ન લીધી ? શું તેમને ખબર ન હતી ? અથવા તેમના રાજકીય હિતનો તકાદો હતો કે હિંદુ-મુસ્લિમ બાળકોના મનમાં વેરઝેર પોષે. અને એવું ઠસાવે કે ઔરંગઝેબ એક અસહિષ્ણુ મુસ્લિમ હતા. અને તેમણે હિંદુઓના ગળા કાપ્યા. આ ગેરસમજોના કારણે જ આપણાં કેટલા શિક્ષિત દેશબાંધવોના દિલમાં નફરતની આગ ભડકી ઉઠે છે.

## એક ધર્મ અને સંસ્કૃતિનું પ્રતિનિધિત્વ કરતી શિક્ષણ વ્યવસ્થા :

હઝ. મૌલાના અબુલ હસન અલી નદવી (રહ.) ઘણા દર્દ સાથે લખે છે કે, એક સમસ્યા વર્તમાન શિક્ષણ વ્યવસ્થાની છે. મુસલમાનોના રાષ્ટ્રીય

અને ધાર્મિક જીવન તથા તેમના ભવિષ્યના સંદર્ભમાં આ સમસ્યા પણ ખૂબ મોટી અને ગંભીર છે. કેમકે ધર્મ પ્રચારના માર્ગની અડચણોથી તો ઈસ્લામની શૈક્ષણિક પ્રવૃત્તિઓને નુકસાન પહોંચવાનો ખતરો છે, પરંતુ શિક્ષણ વ્યવસ્થાને લીધે ઉભો થનારો ખતરો તો ભારતીય મુસલમાનોના ધાર્મિક અને સાંસ્કૃતિક અસ્તિત્વ સામે એક નિરંતર ખતરો છે. જેના પરિણામે તેમની વિશેષ સંસ્કૃતિ અને ધાર્મિક માન્યતાઓને હાનિ પહોંચે છે.

પ્રજસત્તાક ભારતના બિનસાંપ્રદાયિક બંધારણમાં તમામ કૌમોને તેમના ધર્મ અને સંસ્કૃતિના રક્ષણની ખાતરી આપવામાં આવી છે. બંધારણની નજરમાં દેશના વિવિધ સંપ્રદાયો અને વિવિધ માન્યતાઓ ધરાવતા લોકો સમાન છે. ભારતનું બંધારણ એક દેશ માટેનું સર્વશ્રેષ્ઠ બંધારણ છે, જ્યાં વિવિધ સંપ્રદાયો, વિવિધ ધર્મો અને વિવિધ સંસ્કૃતિઓ ધરાવતા લોકો રહેતા હોય. આ દેશ માટે એ જ શિક્ષણ વ્યવસ્થા યોગ્ય કહેવાય, જે કોઈ ધર્મ કે સંપ્રદાયની તરફેણ ન કરે. એવી શિક્ષણ વ્યવસ્થા હોય, જે તમામ ધર્મોને સમાનતાની દષ્ટિથી જુએ અને તમામની તાલીમને આવરી લે. પરંતુ સૌની શિક્ષાને આવરી લે એવો અભ્યાસક્રમ ભારત જેવા બહુધર્મીય દેશમાં લગભગ અશક્ય છે. આથી દેશમાં એવો અભ્યાસક્રમ બનાવવાની આવશ્યક્તા હતી, જેમાં ધાર્મિક શિક્ષણનો સમાવેશ ન હોય, તેનું ક્ષેત્ર માત્ર સેક્યુલર વિષયો અને સાંસ્કૃતિક માહિતી તથા અન્ય શૈક્ષણિક જરૂરિયાત સુધી સીમિત હોય. ભારતના બંધારણના ઘડવૈયાઓએ દૂરંદેશી અને સમજદારીપૂર્વક બિનસાંપ્રદાયિક શિક્ષણ વ્યવસ્થાને સ્થાન આપ્યું. બ્રિટીશ શાસન દરમિયાન પણ એવી જ શિક્ષણ વ્યવસ્થા હતી. વાસ્તવમાં આવી શિક્ષણ વ્યવસ્થાથી કોઈ જૂથ કે સંપ્રદાયને કોઈ શિકાયત કે ફરિયાદ ન હોઈ શકે. મુસલમાનો પણ આવી વ્યવસ્થાથી નચિંત રહેતા. પરંતુ અફસોસ સાથે કહેવું પડે છે કે, શિક્ષણ વ્યવસ્થા અંગેની આવી સરકારી નીતિ માત્ર બંધારણમાં શોભા પૂરતી સીમિત છે અથવા સરકારી પરિપત્રો સુધી મર્યાદિત છે.

દેશના તમામ રાજ્યોમાં અભ્યાસક્રમ બનાવનારા અને પાઠ્યપુસ્તકો તૈયાર કરનારાઓએ આ નીતિની બિલ્કુલ વિરૂદ્ધ જેઈને બહુમતીની ધાર્મિક

માન્યતાઓ, પૌરાણિક કથાઓ અને હિન્દુ Mythologyથી પુસ્તકો ભરી દીધાં છે. એ વાત સ્પષ્ટ છે કે, આ તમામ માન્યતાઓ અને ધાર્મિક અંશો ઈસ્લામના શિક્ષણની વિરૂદ્ધ જાય છે. ખાસ કરીને ઈસ્લામી એકેશ્વરવાદની તાલીમ વિરૂદ્ધ છે. કુર્આન શરીફમાં અલ્લાહપાકની મહાનતા અને કુદરતના જે ગુણો વર્ણવવામાં આવ્યા છે તથા પયગમ્બર વિશે જે ઈસ્લામી માન્યતાઓ છે, તેની સાથે આ શિક્ષણ વ્યવસ્થા મેળ ખાતી નથી.

આમ, આ પાઠ્યપુસ્તકો જોઈને એવું લાગે છે કે, કદાચ તેના લેખકો ભારત જેવા બહુધર્મીય દેશને માત્ર બ્રાહ્મણોનો દેશ સમજે છે અને તેમના જ દેવતાઓ, તહેવારો, ધર્મસ્થળો, ધાર્મિક-સામાજિક રિવાજો તથા ધાર્મિક કેન્દ્રોને મહત્વ આપે છે. સંદર્ભગ્રંથો અને વધુ અભ્યાસ માટેના પુસ્તકો પણ એક ધર્મનું પ્રતિનિધિત્વ ધરાવતા હોય તેવા નક્કી કરવામાં આવ્યા છે. લેખકોએ જાણી જોઈને યોજનાબધ્ધ રીતે ઈસ્લામ ધર્મના મહાન પુરૂષોનું વર્ણન કરવામાં આંખ આડા કાન કર્યા છે. તેમને સમગ્ર મુસ્લિમ કાળમાં કોઈ અલ્લાહવાળો સૂફી, ન્યાયી બાદશાહ, સફળ વહીવટકર્તા, નિપુણ મંત્રી કે મહાન વિદ્વાન મળતો નથી, જે તેમના મત મુજબ નોંધપાત્ર અને વર્ણન લાયક હોય. જ્યારે ભારતીય જીવનના દરેક ક્ષેત્રમાં વિશાળ સંખ્યામાં એવી મહાન ઈસ્લામી પ્રતિભાઓ થઈ ચૂકી છે, જેમના પર ભારત ગર્વ કરી શકે છે, જે ભારતીય ઈતિહાસ માટે શોભનીય છે. તેમનું વર્ણન યુવા વિદ્યાર્થીઓને પ્રેરણા આપી શકે છે.

સારાંશ કે આ પાઠ્યપુસ્તકોના લેખકોએ મુસ્લિમ શાસનકાળની પ્રતિભાઓ સાથે બિલ્કુલ અજાણ્યા અને વિદેશીઓ જેવો વ્યવહાર કર્યો છે. ક્યાંક કોઈ મુસ્લિમનું વર્ણન કર્યું છે, તો તે અપમાનજનક રીતે કર્યું છે. હદ તો એ છે કે, માનવતાના મહાન ઉપકારક પયગમ્બર હઝરત મુહમ્મદ (સલ.) સાહેબ વિશે પણ ઈતિહાસના પુસ્તકોમાં અયોગ્ય શબ્દો લખવામાં આવ્યા છે, જે ઐતિહાસિક તથ્યોથી વિરૂદ્ધ તથા ખૂબ અજ્ઞાનતા અને પૂર્વગ્રહો પર આધારિત છે. એ વાત કરોડો મુસલમાનો સાથે અન્યાય અને તેમને તકલીફ પહોંચાડનારી છે. કેટલીક જગ્યાઓ પર મુસલમાનો માટે 'યવન'

શબ્દ વાપરવામાં આવ્યો છે, જેનો અર્થ મ્લેચ્છ, નીચ કે પરદેશી થાય છે.

તે આવશ્યક શિક્ષણમાં, જેનું પ્રાપ્ત કરવું મુસલમાનો માટે જરૂરી છે, એવા પુસ્તકો અને વિષયોનું અભ્યાસક્રમમાં સમાવિષ્ટ હોવું મુસલમાનો માટે ખૂબ કષ્ટદાયી છે. જેનાથી તેમને પોતાના ધર્મ, સંસ્કૃતિ અને ધાર્મિક માન્યતાઓના અસ્તિત્વ તથા ભવિષ્યની પેઢી માટે ગંભીર ખતરો ઉભો થયો છે. અને તે પણ એવા સમયે જ્યારે આ દેશમાં રહેતા મુસલમાનો આ દેશને જ પોતાની માતૃભૂમિ સમજે છે અને તેની સેવા અને પ્રગતિ માટે પોતાની શ્રેષ્ઠ શક્તિઓ કામે લગાડવાની પ્રતિજ્ઞા કરી ચૂક્યા છે.

મુસલમાનોને પોતાના બાળકો અંગે જે ધાર્મિક અને સાંસ્કૃતિક વારસાથી દૂર થવાનો ખતરો લાગે છે, તે માત્ર વહેમ અને કલ્પના પર આધારિત નથી. અનેક ઘટનાઓ તેને સત્ય સાબિત કરી રહી છે. જે ક્ષેત્રો વર્તમાન શિક્ષણથી વધારે પ્રભાવિત છે, અને ઈસ્લામી સંસ્કૃતિથી દૂર છે, ત્યાં તેની અસરો સ્પષ્ટ જોવા મળે છે. ત્યાં મુસ્લિમ કુટુંબોના નિર્દોષ બાળકો ગેર-ઈસ્લામી માન્યતાઓ અને રિવાજોથી પ્રભાવિત થયા છે, જે મુસલમાનો માટે ખૂબ ચિંતાજનક બાબત છે.

## મુસ્લિમોનો ભારત સાથેનો સબંધ અને આગમન

ઐતિહાસિક તથ્યોથી એ બાબત પુરવાર થાય છે કે, ભારત સાથે મુસલમાનોનો સબંધ માત્ર હજાર વર્ષો જૂનો નહીં, પરંતુ તેનાથી પણ જૂનો છે. ‘‘અરબ વ હિન્દકે તાલ્લુકાત’’ પુસ્તકમાં પ્રસિદ્ધ ઈતિહાસકાર અને મુસ્લિમ વિદ્વાન અલ્લામા સૈયદ સુલયમાન નદવી (રહ.) લખે છે : ‘‘અરબસ્તાન અને ભારત બંને દેશો દુનિયાની બે વિશાળ કૌમોના ધર્મસ્થળો છે. એ બાબતે ખૂબ મોટો મતભેદ છે કે, અહીંના મૂળ નિવાસી કોણ છે ? આર્ય કોમનો દાવો તો તમે સાંભળ્યો હશે, પરંતુ શું આરબોનો જૂનો દાવો પણ તમે સાંભળ્યો છે ? આર્ય કોમ આ દેશમાં કેટલાક હજાર વર્ષ પહેલાં મધ્ય એશિયાથી પંજાબમાં આવી અને પછી આગળ વધીને ગંગા-જમનાના મેદાની ક્ષેત્રોમાં ફેલાઈ ગઈ. પરંતુ આરબોનો એ દાવો છે કે, ભારતથી

તેમનો સબંધ કેટલાક હજાર વર્ષોનો નહીં, બલ્કે આદિકાળથી આ દેશ તેમની પૈતૃક (બાપદાદાની) ભૂમિ રહ્યો છે.''

તે જ રીતે મીર આઝાદ બેલગ્રામીએ ''સુબ્હતુલ મરજાન ફિ આસારી હિન્દુસ્તાન'' પુસ્તકમાં ભારત વિશે ઘણા પાનાઓ ભર્યા છે. તેમણે તો ત્યાં સુધી દાવો કર્યો છે કે, ''જ્યારે આદમ (અલૈ.) ભારતમાં સૌથી પહેલાં ઉતર્યા અને અહીં 'વહી'નું અવતરણ થયું તો સમજવું જોઈએ કે આ જ દેશ છે, જ્યાં પ્રથમ વહીનું અવતરણ થયું તેમજ 'નૂરે મુહમ્મદી' હઝરત આદમ (અલૈ.)ના માથા ઉપર અમાનત હતું. તેનાથી એ સાબિત થાય છે કે, હઝરત મુહમ્મદ (સલ.)નું પ્રારંભિક અવતરણ પણ આ જ ભૂ-ભાગમાં થયું. તેથી જ આપ (સલ.)એ ફરમાવ્યું હતું કે, મને ભારત તરફથી ખુદાઈ મહેંક આવી રહી છે.

હદીષની પ્રમાણિતતાના સંદર્ભમાં આ હદીષોનો દરજ્જો ઉતરતી કક્ષાનો છે. તેમ છતાં તેનાથી એ વાત તો તદન ખોટી સાબિત થાય છે, જે સામાન્ય રીતે સમજવામાં આવે છે કે, મુસલમાનોનો ભારત સાથેનો સબંધ સુલ્તાન મહમૂદ ગઝનવીના વિજયોના સિલસિલામાં થયો અને તેઓ તે પછી અહીં આવીને વસ્યા.

''તથ્ય એ છે કે, તેઓ આ દેશને પોતાનો જીતેલો દેશ નહીં, પણ પોતાની પૈતૃક (બાપદાદાની) ભૂમિ સમજે છે અને જેઓ નથી સમજતા તેઓએ સમજવી જોઈએ. ઐતિહાસિક દષ્ટિએ જોઈએ તો ખ્યાલ આવશે કે, તેઓ મહમૂદના સેંકડો વર્ષ પહેલાં ભારત આવી ચૂક્યા હતા અને ઠેર ઠેર તેઓની આબાદીઓ કાયમ હતી.'' *(અરબ વ હિન્દકે તાલ્લુકાત)*

મુહદ્દિષે અઅઝમ હઝ. મૌલાના હબીબુર્રહમાન આઝમી (રહ.) લખે છે કે, પ્રથમ હાજી હઝરત આદમ (અલૈ.) સૌથી પહેલા હિન્દુસ્તાનથી હજ્જ પઢવા જનાર હાજી છે.

જ્યારે ઈસ્લામના ઉદય (ઈ.સ.૬૧૦) પછી અરબસ્તાનથી લઈને ઉત્તરમાં તુર્કસ્તાન સુધી મુસ્લિમ સત્તાની સ્થાપના થઈ અને ગુજરાતના

કિનારાથી શ્રીલંકા સુધી વ્યાપારી વહાણોની અવરજવર વધી ગઈ, તો અરબ વેપારીઓની મદદ અર્થે બસરા, સયરાફ વગેરે અરબ બંદરોમાંથી યુદ્ધ જહાજો આવી પહોંચતા. આ જહાજો ભરૂચ, દૈવલ વગેરે સ્થળોએ ઘણીવાર આવ્યા અને પરિણામરૂપે આ સ્થળોએ અરબોની વસાહતો ઉભી થઈ. ઈ.સ. ૭૧૦માં સિંધ ઉપર અરબ સત્તાની સ્થાપના પછી બન્ને વચ્ચેના સબંધોમાં વૃદ્ધિ થઈ અને રાષ્ટ્રકૂટ વંશ સત્તા ઉપર આવ્યા બાદ બન્ને લોકો વચ્ચે જે સંધિઓ થઈ, તેનાથી સબંધો વધુ વિકસ્યા. ખાસ કરીને ગુજરાતમાં વ્યાપારિક, શૈક્ષણિક તથા ધાર્મિક બાબતો માટે અરબો મોટી સંખ્યામાં આવવા લાગ્યા. સોમનાથ, ખંભાત, ભરૂચ, ચેમૂર (મુંબઈ નજીક), સોપારા તથા થાણામાં અરબોની મોટી મોટી (વ્યાપારી) કોઠીઓ સ્થપાઈ.

આરબોના હિંદ તથા ગુજરાત સાથે જુના વેપારી સબંધો હતા, તેનો પુરાવો બાઈબલમાં પણ જોવા મળે છે. ઈ.સ. પૂર્વે ૨૦૦૦માં આ સબંધો ચાલુ હતા એવા આધારભૂત તવારીખી હવાલા આપણને જોવા મળે છે.

વિખ્યાત ભૂગોળવેત્તા 'ટોલોમી' એ સમયના અગ્રણી બંદરોમાં ભરૂચ-Bargose, સૌરાષ્ટ્ર-Surastrene, માંગરોળ-Menaglosoon, નવસારીકા (નવસારી)-Nausaripa, બીલીમોરા-Popipoula અને પોરબંદર-Bardaxmaને ગણાવે છે. આ સમયે હિંદ અને અરબસ્તાન વચ્ચે બહોળો વેપાર હતો. તેનું મુખ્ય બંદર ભરૂચ હતુ.

*(બોમ્બે ગેઝેટીઅર : વો-૧, ભાગ-૧, પેજ-૫૩૭)*

જાણીતા આચાર્ય સ્વામી દયાનંદ સરસ્વતીએ પોતાના પ્રખ્યાત પુસ્તક 'સત્યાર્થ પ્રકાશ'માં લખ્યું છે કે, ''મહાભારતમાં જ્યારે કૌરવોએ લાખનું ઘર બનાવી પાંડવોને પૂરી ભસ્મ કરી દેવાની યોજના બનાવી, ત્યારે વિદુરજીએ યુધિષ્ઠિરને આ યોજનાની વાત અરબી ભાષામાં કરી અને યુધિષ્ઠિરે પણ તેનો જવાબ અરબી ભાષામાં જ આપ્યો !''

*(સત્યાર્થ પ્રકાશ, પહેલો પર્વધ્યાય : પૃષ્ઠ-૧૪૭, હવાલો : અરબ વ હિન્દકે તાલ્લુકાત)*

''હિન્દુસ્તાન આરબોની નજરમાં'' નામી કિતાબમાં એવો ઉલ્લેખ મળે છે કે, હઝરત મુહમ્મદ (સલ.)ના પહેલાં ઘણા વર્ષોથી આરબો અને

ભારત દરમ્યાન વેપારી સબંધો સ્થાપિત હતા અને ભારતની ચીજ-વસ્તુઓ આરબો દ્વારા યમન અને સીરિયાના બજારો સુધી પહોંચતી હતી અને ત્યાંથી યુરોપના વિભિન્ન દેશોમાં તે ચીજ-વસ્તુઓ મોકલવામાં આવતી હતી. તે જમાનામાં આ વેપારી આરબોની વસ્તીઓ માલાબાર (હાલનું કેરાળા)ના તટ ઉપર સ્થપાઈ ગઈ હતી.

પ્રાચીન મુસ્લિમ લેખકોએ ભારતને એક મહાન દેશ તથા પ્રાચીન જ્ઞાનનો રખેવાળ લેખાવ્યો છે. આથી જ અનેક મુસ્લિમ વિદ્વાનો ભારત આવ્યા અને ભારતીય સંસ્કૃતિ વિશે સંશોધનાત્મક પુસ્તકો લખ્યા. પ્રખ્યાત ઈતિહાસકાર અને વિશ્વના મહાન તત્વચિંતકોમાંથી એક એવા અલબૈરૂની અગિયારમી સદીના પ્રારંભમાં ભારત આવ્યા. તેમણે ભારતમાં રોકાઈને હિન્દુ ધર્મ તથા સંસ્કૃતિનો ખૂબ ઉંડો અભ્યાસ કરીને પોતાનું પુસ્તક 'કિતાબુલ હિન્દ' લખ્યું, જે ભારતીય સંસ્કૃતિના અભ્યાસ માટેના મુખ્ય સ્ત્રોતોમાંથી ગણાય છે. પ્રખ્યાત મુસ્લિમ પ્રવાસી ઈબ્ને બતૂતા ઈ.સ. ૧૩૩૩માં ભારત આવ્યા. તેઓ દિલ્હીમાં કાઝીના પદ ઉપર પણ રહ્યા. ત્યાર પછી મુહમ્મદ તુગલકે તેમને ચીન ખાતે ભારતના રાજદૂત નિયુક્ત કર્યા. ઈબ્ને બતૂતાએ પોતાના વિશ્વ વિખ્યાત સફરનામા 'રહલહ'માં ભારત વિશે વિસ્તૃત અહેવાલ લખ્યો છે.

મુસ્લિમ ઈતિહાસકાર યાકૂબી (મૃત્યુ ૮૯૫) ભારતીય સંસ્કૃતિનું વર્ણન કરતાં લખે છે : "હિન્દુઓ અન્ય તમામ રાષ્ટ્રો કરતાં બુદ્ધિ અને ચિંતનમાં આગળ છે. તેઓ ખગોળશાસ્ત્ર અને જ્યોતિષ વિદ્યામાં અન્ય તમામ લોકો કરતાં વધુ સચોટ છે. 'બ્રહ્મ સિદ્ધાંત' પુસ્તક તેમની બૌદ્ધિક શક્તિઓની ઉમદા સાબિતી છે. આ પુસ્તકથી ગ્રીકો અને ફારસીઓએ લાભ ઉઠાવ્યો છે." *(તારીખે ઈબ્ને યાકૂબી, ભાગ-૨, પેજ-૧૦૫-૧૦૬)*

અલ-ઈદરીસી (મૃ.૧૧૫૪) હિન્દુઓની સિદ્ધિઓ વર્ણવતાં લખે છે કે, "હિન્દુઓ પ્રાકૃતિક રીતે ન્યાયથી જોડાયેલા છે અને પોતાના કાર્યોમાં કદી ન્યાયથી હટતા નથી. તેમની પ્રામાણિકતા અને વચનપાલન મશહૂર છે. તેઓ

આ ગુણોમાં એટલા જગવિખ્યાત છે કે, વિશ્વના દરેક ક્ષેત્રમાંથી લોકો મોટી સંખ્યામાં તેમના દેશ તરફ પ્રયાણ કરે છે.'' *(તારીખે અલ-ઈદરીસી, પેજ-૧૧)*

અન્ય આરબ ઈતિહાસકાર કાઝી સઈદ વર્ણવે છે કે, ''તમામ લોકો હિન્દુઓને જ્ઞાન અને શાણપણના રખેવાળ ગણે છે.'' *(તબ્કાતુલ ઉમ્મહ : પેજ-૧૧)*

નવમા સૈકામાં ગુજરાતીઓ એટલા શક્તિશાળી થઈ ગયા કે, તેમણે જાવામાં સત્તા હસ્તગત કરી લીધી હતી. આજ કારણે ત્યાંની સંસ્કૃતિ તેમના ચીની પાડોશીઓ કરતાં હિન્દુ સંસ્કૃતિ તથા સભ્યતાની વધુ નજીક હતી. અને ત્યાંના રાજાને મહારાજ કહેતા હતા. અરબ પ્રવાસીઓએ પણ પોતાના પ્રવાસ પુસ્તકોમાં આનો ઉલ્લેખ કર્યો છે. આજ કારણસર જાવાનો સિક્કો ગુજરાતમાં પણ ચલણમાં હતો, જે તાતારિયા કહેવાતો. આનો ઉલ્લેખ પણ અરબ પ્રવાસીઓએ કર્યો છે. ગુપ્ત (વંશના રાજાઓ)ના સિક્કાઓ માડાગાસ્કર (આફ્રિકા) અને જાવામાં ચાલતા હતા. જાવાની બોલીને માડાગાસ્કરના વેપારીઓ સમજી શકતા હતા. અરબ પ્રવાસીઓએ નોંધ્યું છે કે, બસ્રા તથા સયરાફમાં હિન્દુઓ આવે છે, પરંતુ તે પોતે પણ અરસ-પરસ સાથે બેસીને જમતા નથી. જો કે તેમની સંખ્યા એકસોથી પણ વધારે થઈ જાય છે. બુઝુર્ગ બિન શહરયાર જે નવમા સૈકાનો પ્રવાસી છે, તેણે પોતાના પુસ્તકમાં હિન્દુ વાણિયાઓનો વારંવાર ઉલ્લેખ કર્યો છે. આ લોકો યમન જતા અને વેપારનો ઘણો લાભ લેતા હતા. ગુજરાતનો વિનાયક નામનો વાણિયો યમન સાથે વેપાર કરતો હતો અને પોતે પણ ક્યારેક યમન જતો હતો. ભીમ દેવ બીજા (૧૨૪૨) પાસે નૌકા કાફલો હતો અને અર્જુન દેવ (૧૨૭૫)નો અમીરૂલ બહર (નૌકા અધિકારી) એક મુસલમાન હતો. આનાથી જણાય છે કે, અરબોએ નૌકાખાતાને બહુ વ્યવસ્થિત અને કાયદેસરનો બનાવ્યો હતો.

બીજી સદી હિજરી (આઠમી સદી ઈસ્વી)ના અંત સુધીમાં અરબી સમુદ્રમાં અરબોનો વેપાર ઘણો વધી ગયો અને બધા મોટો ગુજરાતી બંદરો અરબ વહાણોથી ભરાઈ ગયા.

યુવરાજ ચાવડાના સમય (હિ.સ.૧૯૧/૮૦૬ ઈ.સ.)માં ખેમરાજે સોમનાથના બંદર ઉપર અરબોના જે વહાણો લૂટ્યાં હતા, તેમાં દસ હજાર ઘોડા તથા હાથીઓ ઉપરાંત લાખો રૂપિયાનો માલ હતો. (રત્નમાળા, ચાવડા વંશનું વર્ણન) ઘોડાઓની કિંમત સિત્તેર લાખ સાઈઠ હજાર હતી. તેના પરથી હાથીઓ અને અન્ય માલસામાનના મૂલ્યનો અંદાજો કાઢી શકાય છે. આ ઉદાહરણ ઉપરથી તે સમયના વેપારની વૃદ્ધિનો આંક પણ કાઢી શકાય.

સાતમા સૈકાની પૂર્ણાહુતિ થતાં સુધીમાં અરબોનો સમુદ્ર માર્ગે થતો વેપાર એટલો વધી ગયો હતો અને તેનો એટલો વિકાસ થયો હતો કે, ગુજરાતનું કોઈ બંદર તેમના વેપારી માલ વગરનું રહ્યું ન હતું. તેનાથી દેશના રાજાઓ તથા પ્રજાજનો પણ લાભ મેળવતા હતા.

સુલૈમાન બસરી, અબુલ હસન ઝૈદ સયરાફી અને મસઉદીના પ્રવાસ પુસ્તકો ઉપરથી જણાય છે કે, ગુજરાતના રાજાઓ અરબ વેપારીઓને ઘણું માન આપતા હતા. તેમના વેપારી માલસામાન ઉપર જે મહેસૂલ લેવામાં આવતું, તેમાંથી આ રાજાઓને બહુ સારી આવક થતી હતી. સાતમા સૈકાના અંતે સોલંકી તથા વાઘેલા વંશોએ વહાણો પ્રત્યે ધ્યાન આપ્યું હતું અને તેમણે અરબોની મદદથી એક નૌકા કાફલો તૈયાર કર્યો હતો. અર્જુન વાઘેલાના કાફલાનો નૌકા અધિકારી એક અરબ હતો. ખિલ્જી તથા તુઘલખ વંશના સમયમાં વેપારી વહાણોની અવરજવર એ રીતે વધી ગઈ હતી કે, મુસલમાન અરબ તથા ઈરાની મોટી સંખ્યામાં રાષ્ટ્રકુટોના યુગથી બધા ગુજરાતી બંદરોમાં વસી ગયા હતા.

મસઉદીએ લખ્યું છે કે, ચેમૂરમાં અરબો તથા ઈરાનીઓના દસ હજાર ઘર હતા, જે લગભગ બધા વેપારી હતા અથવા વેપાર સાથે સબંધ રાખતા હતા. આજ હાલત ખંભાત, ભરૂચ, સોમનાથ, જુનાગઢ વગેરે બંદરોની પણ હતી. સિદ્ધરાજ જયસિંહના સમયમાં પારસીઓની ઉશ્કેરણીથી હિન્દુઓએ (ખંભાતમાં) જે બળવો કર્યો હતો, જેમાં તેમણે ઘણા અરબોને મારી નાંખ્યા હતા તથા તેમની જુમ્મા મસ્જિદ તોડી નાંખી હતી, તેનાથી

આરબોની વિશાળ વસ્તીની જાણકારી મળે છે.

રાજા સિધ્ધરાજે વેશપલ્ટો કરી રાતોરાત ખંભાતનો સફર કર્યો અને બનાવની સત્યતા પૂરવાર થયા બાદ મસ્જિદની મરમ્મત માટે મોટી રકમ આપી, જે ભારત-ગુજરાતની વર્તમાન સરકાર માટે ઘણી વિચારવા લાયક બાબત છે કે, ૨૦૦૨ માં તૂટેલી મસ્જિદોની મરમ્મત કરાવે.

ગુજરાતમાં ઈસ્લામની તબ્લીગના મંડાણ હુઝૂર સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમની વફાતના પાંચ વર્ષ બાદ હિજરી સન ૧૫, ઈ.સ. ૬૩૫ થી થઈ ચૂક્યા હતા. હઝ. ઉમર (રદી.), હઝરત ઉસ્માન ગની (રદી.) અને હઝરત અલી (રદી.) અને હઝરત મુઆવિયહ (રદી.)ના ખિલાફતકાળ દરમિયાન ઈસ્લામી તબ્લીગ અર્થે હિન્દ માટે થયેલા પ્રયાસોની માહિતી આપણને તવારીખોમાંથી મળે છે.

હિજરતના ૧૫મા વર્ષે જ ગુજરાતના બે મહત્વના બંદરો ભરૂચ અને થાણા (બૃહદ મુંબઈ રાજ્યનું બંદર)માં ઈસ્લામનું આગમન થયું.

ફુતૂહુલ બુલદાનમાં અલી બિન મુહમ્મદ બિન અબ્દુલ્લાહ બિન અબૂ સયફથી રિવાયત છે કે, ખલીફા હઝ. ઉમર (રદી.)એ હઝ. ઉસ્માન બિન અબૂલ્આસ સકફી (રદી.)ને હિ.સન ૧૫, ઈ.સ. ૬૩૬માં બહરીન તથા ઓમાનના ગવર્નર નીમ્યા. તેમણે પોતાના ભાઈ હઝ. હકમ બિન અબૂલ્આસ સકફી (રદી.)ને બહરીન મોકલ્યા અને પોતે ઓમાન ગયા. ત્યાંથી એક લશ્કર ‘થાણા’ મોકલ્યું. જ્યારે તેઓ વિજયને વરી પાછા આવ્યા ત્યારે હઝરત ઉમર બિન ખત્તાબ (રદી.)ને એક કાગળ લખ્યો.

આ જ વર્ષે હઝ. હકમ બિન અબૂલ્આસ સકફી (રદી.)એ એક સૈન્ય ભરૂચ મોકલાવ્યું. જે વિજયને વરીને પરત આવ્યું. આ સમયે માલખેડમાં હર્ષવર્ધનનો પરાજય કરનાર પૃથ્વી વલ્લભ પુલકેશી બીજો હતો. ભરૂચમાં મહાસામંત રાજા દદનું રાજ્ય હતું.

ખલીફા હારૂન અલ રશીદ (૭૮૬-૮૦૯)ના સમયમાં તેના વઝીર યહ્યા બર્મકીની સલાહથી એક પ્રતિનિધિમંડળ જ્ઞાનિક સંશોધન માટે અત્રે

આવ્યું હતું. આ પ્રતિનિધિમંડળે જે અહેવાલ રજૂ કર્યો હતો, તેનો ખુલાસો અરબ ઈતિહાસકાર ઈબ્ને નદીમે આપ્યો છે. એવી જ રીતે જડીબુટ્ટી અને ઔષધોની શોધખોળ માટે પણ એક પ્રતિનિધિમંડળ આવ્યું હતું. હારૂન રશીદે પોતાના ઈલાજ માટે એક વૈદને બગદાદ બોલાવ્યા હતા અને તેમની સારવારથી પોતે તંદુરસ્ત થઈ ગયા, તો એ વૈદને બલ્ખના રસ્તે ભારત પાછા મોકલી આપ્યા હતા. કેટલાક વિદ્વાનોને સંસ્કૃત પુસ્તકોના અરબીમાં અનુવાદ માટે બગદાદની "બયતુલ હિકમત" નામની સંશોધન સંસ્થામાં નિયુક્ત કરવામાં આવ્યા હતા. જેમણે ઘણા સંસ્કૃત ગ્રંથોનો અનુવાદ કરી આપ્યો હતો.

દક્ષિણ ભારતમાં ઈસ્લામનું આગમન ઈ.સ. આઠમી સદીમાં મુસ્લિમ આરબ વેપારીઓ દ્વારા થયું. ભારતમાં ઈસ્લામના ફેલાવામાં સૌથી મોટું પ્રદાન ઈસ્લામની માનવબંધુત્વની ધારણાનું હતું. કેમકે ભારતીય સમાજ અનેક જાતિ-જ્ઞાતિ અને વર્ણ-વંશમાં વહેંચાયેલો હતો. તેથી અહીંના લોકોમાં ઈસ્લામનું આકર્ષણ ખૂબ હતું.

સમગ્ર અરબસ્તાનમાં ઈસ્લામના પ્રભુત્વ પછી હઝરત મુહમ્મદ (સલ.)ના જીવનકાળમાં મુસ્લિમ આરબ વેપારીઓ ભારતના સમુદ્રતટે વસીને વેપાર અને ઈસ્લામના પ્રચાર કાર્યોમાં વ્યસ્ત થઈ ગયા હતા.

માલાબારના લોકોએ ઉમંગથી આ આરબ વેપારીઓનું સ્વાગત કર્યું અને તેઓને તે તમામ સુવિધાઓ પૂરી પાડી, જેની તેઓને જરૂરત હતી. તેમાં ઘણાખરા આરબોએ અહીંની સ્થાનિક મહિલાઓથી લગ્ન કરી લીધા અને અહીં જ વસી ગયા. ***(South Kanar Madras Manud)***

વિખ્યાત ઈતિહાસકાર ડો. તારાચંદ લખે છે : "તેમની વેપારી અસરો તિવ્ર ગતિથી પ્રસરવા લાગી અને તેઓને સ્થાનિક શાસકોએ આવાસ માટે જમીનો આપી તેમજ તેમને પોતાના ધર્મના પ્રચારની સંપૂર્ણ આઝાદી આપી દીધી. ***(Influence of Islam on Indian Culture)***

ટૂંકમાં આરબોએ સૌથી પહેલાં દક્ષિણ ભારતમાં કદમ મૂક્યો અને

પોતાના સદાચરણ અને સદ્વ્યવહારથી સ્થાનિક લોકોને પ્રભાવિત કરી લીધા. ડો. તારાચંદે લખ્યું છે કે, ‘‘તેઓ એક નવિન ધર્મની સાથે ભારતમાં પ્રગટ થયા અને નવમી સદી ઈસ્વીથી ખૂબ પહેલાં ભારતના પશ્ચિમી તટ સુધી ફેલાઈ ગયા. તેમણે હિન્દુઓ ઉપર ઉંડો પ્રભાવ નાખ્યો, કેમકે તેઓએ જે રીતે પોતાના ધર્મનો પ્રચાર-પ્રસાર કર્યો, તે અન્યોથી અલગ હતો.’’

ભારતના લોકોએ ઈસ્લામને એક નવો ધર્મ જાણ્યો. જેમાં સાદગી અને સમતાનો સંદેશ હતો. સદીઓથી દબાયેલા-કચડાયેલા લોકોને તેની છત્રછાયામાં આશ્રય મળ્યો, કેમકે ઈસ્લામે તેઓને હિન્દુઓની ઉંચ-નીચની શોષણવાદી વ્યવસ્થાથી મુક્તિ આપી. પ્રખ્યાત ઈતિહાસકાર શ્રી એસ. આર. શર્માના મતે ‘‘**જાતિવાદ, મૂર્તિપૂજા અને અંધશ્રદ્ધા હિન્દુ ધર્મના ત્રણ ઘાતક પાસાઓ હતા,** જ્યારે કે ઈસ્લામ એક એવો ધર્મ સાબિત થયો હતો, જેમાં આ ત્રણેય ખામીઓ તો ન હતી, વધુમાં તે અમૂર્તિપૂજક, સાદો અને લોકતાંત્રિક હતો તથા વંશ અને જાતિનો તેમાં કોઈ ભેદ ન હતો.’’

*(The Crescent in India)*

તેથી લોકો ભારે સંખ્યામાં ઈસ્લામ તરફ આકર્ષિત થઈને તેને અપનાવવા લાગ્યા. ત્યાં સુધી કે માલાબારના અંતિમ શાસક રાજા સામરી (ચીરામન હીરૂમલ)એ પણ ઈસ્લામ સ્વીકારી લીધો.

આ બાબતો એ હકીકતને પ્રમાણિત કરે છે કે, મુહમ્મદ બિન કાસિમના સિંધ ઉપર આક્રમણના ઘણા વર્ષો પૂર્વે આરબો દક્ષિણ ભારતના માલાબાર દરિયા કિનારા ઉપર વસીને વેપાર અને પ્રચાર-પ્રસારનાં કાર્યોમાં સક્રિય થઈ ગયા હતા. તેઓ અમન અને શાંતિના વાહક હતા અને તેઓએ ભારતને શેષ દુનિયાથી જોડીને સમુદ્રી વેપારને પ્રોત્સાહન આપ્યું. તેમણે જાતિ-જ્ઞાતિ, જાતિવાદ અને વંશવાદથી અલગ સમતા અને સમાનતાનો સંદેશ આપ્યો તેમજ પોતાના ઉચ્ચ ચરિત્રથી લોકોને પોતાના તરફ અને પોતાના ધર્મ તરફ આકર્ષિત કર્યા.

તેમણે એકેશ્વરવાદનો પ્રચાર કર્યો અને ઈસ્લામ માટે કોઈ ઉપર

બળજબરી કરી નહીં. તેમણે સહિષ્ણુતા, ઉદારતા અને ન્યાયથી લોકોના હૃદયોને જીતી લીધા. આરબોના આગમનના ઘણા વર્ષો પછી ઈ.સ. ૭૧૧માં મુહમ્મદ બિન કાસિમે લશ્કરી હુમલો કર્યો. આ હુમલાની તો ખરેખર જરૂર જ ન પડતી, જો સિંધના રાજા દાહિરે તે મહિલાઓ અને પુરૂષોને મુક્ત કરી દીધા હોત, જેઓને મેદ જાતિના લોકોએ દબૈલના કિનારે લૂંટીને કેદ કરી લીધા હતા.

## મુહમ્મદ બિન કાસિમ :

એક વખતે શ્રીલંકાથી આરબો કેટલાક જહાજોમાં ભેટસોગાદો લઈને આવી રહ્યા હતા. જે શ્રીલંકાના શાસકે ઈરાકના ગવર્નર હજ્જાજ બિન યૂસુફને મોકલી હતી. તેની સાથે કેટલાક મુસલમાનો પણ હતા, જે હજ્જ અદા કરવા જઈ રહ્યા હતા. અને તે મુસલમાનો પણ હતા, જેમના પરિવારજનો શ્રીલંકામાં મૃત્યુ પામ્યા હતા. વિપરીત દિશાની હવાઓ આ જહાજોને દબૈલ (કરાંચી)ના કિનારા ઉપર લઈ આવી, જ્યાંના મેદ લોકોએ આ જહાજોની માલ-સંપત્તિ લૂંટી લીધી તથા મહિલાઓ, પુરૂષોને પકડીને અંદરના પ્રદેશોમાં લઈ ગયા.

હજ્જાજ બિન યૂસુફને આ ઘટનાની જાણકારી મળી તો તે ખૂબ ક્રોધિત થઈ ગયો. તે પોતાની બહાદુરી, સાહસ અને વહીવટી યોગ્યતાઓને કારણે પ્રસિદ્ધ હતો. તેણે સિંધના શાસક રાજા દાહિર પાસે એક દૂત મોકલીને બંદી બનાવવામાં આવેલ સ્ત્રી-પુરૂષોને મુક્ત કરવાની દરખાસ્ત કરી. જેથી તેઓ ઈરાકની રાજધાની પરત આવી શકે. પરંતુ રાજા દાહિરે દૂતને જવાબ આપ્યો કે, આ કામ સમુદ્રી ડાકુઓનું છે અને તેઓના ઉપર તેનો કોઈ અંકૂશ નથી. પરિણામે હિજ્જાજે તત્કાલિન ખલીફા વલીદની અનુમતિથી મુહમ્મદ બિન કાસિમના નેતૃત્વમાં એક સેના મોકલીને સિંધ ઉપર ચઢાઈ કરી દીધી. મુહમ્મદ બિન કાસિમે દબૈલને ફતેહ કરી લીધું અને કિલ્લા ઉપર કબ્જો કરીને તે કેદીઓને મુક્ત કરાવી લીધા, જે શ્રીલંકાના જહાજોમાંથી પકડી લેવામાં આવ્યા હતા. ત્યાર પછી તેણે નેરૂન, સહવાન, બેહમનાબાદ અને મુલ્તાન જીતી લીધા. (આ ઘટનાની વિસ્તૃત માહિતી ઈતિહાસના

તમામ પ્રમાણિત પુસ્તકોમાં મૌજૂદ છે. ડૉ. તારાચંદે પણ પોતાના પુસ્તક 'મુખ્તસર તારીખ અહલે હિંદ'માં પણ આ ઘટનાનો ઉલ્લેખ કર્યો છે.

મુહમ્મદ બિન કાસિમ ભારતમાં ચાર વર્ષ સુધી રહ્યા. આ સંક્ષિપ્ત મુદતમાં તેમણે જે સદ્‌ભાવ, શાસકીય કૌશલ્ય અને નીતિઓને અપનાવી, તેના વિશે ડૉ. તારાચંદ લખે છે : "મુસલમાન વિજેતાએ પરાજિત પ્રજાની સાથે બુદ્ધિમત્તા અને સદાચારનું વર્તન કર્યું. રાજવ્યવસ્થાની જૂની પ્રણાલી ચાલુ રાખી અને જૂના કર્મચારીઓને પણ ચાલુ રાખ્યા. હિન્દુ પૂજારીઓ અને બ્રાહ્મણોને તેમના મંદિરોમાં પૂજા-અર્ચનાની પરવાનગી આપી અને તેના ઉપર એક મામૂલી કર લગાવ્યો, જે આવકના પ્રમાણમાં ચૂકવવાનો હતો. જમીનદારોને નિર્દેશ કરવામાં આવ્યા કે, તેઓ બ્રાહ્મણો અને મંદિરોને પહેલાંની જેમ જ કર અદા કરતા રહે. મુહમ્મદ બિન કાસિમે પહેલાંની વ્યવસ્થાને યથાવત રાખી શાસનપ્રણાલીને હિન્દુઓના હાથમાં રહેવા દીધી. આરબો માત્ર સૈનિક પ્રબંધ માટે હતા. મુસલમાનોના મુકદમાઓનો ફેંસલો કાઝી કરતા હતા, પરંતુ હિન્દુઓ માટે તેમની પહેલાંની પંચાયતો બાકી રહેવા દીધી. મુહમ્મદ બિન કાસિમની સહિષ્ણુતા અને ઉદારતા તેમજ ન્યાયપ્રિયતાએ લોકોને એટલા પ્રભાવિત કર્યા કે કેટલાયે શહેરોએ પોતે જ તેનું આજ્ઞાપાલન સ્વીકારી લીધું."

બલાઝરીએ "ફુતૂહુલ બુલદાન"માં લખ્યું છે કે, "જ્યારે મુહમ્મદ બિન કાસિમને સુલ્તાન સુલેમાન બિન અ.મલિકે એક બદગુમાનીને લઈ કેદી બનાવીને ઈરાક બોલાવી લીધા, તો ભારતના લોકો રડી રહ્યા હતા અને કેરજ (કચ્છ) તથા ભરૂચના કેટલાક લોકોએ તો તેમની પ્રતિમા પણ બનાવી હતી." ડૉ. તારાચંદે પણ આ ઘટનાનો પોતાના પુસ્તકમાં ઉલ્લેખ કર્યો છે.

હિજરી ૯૯ (ઈ.સ. ૭૧૭)માં હઝરત ઉમર બિન અબ્દુલ અઝીઝ (રહ.) જ્યારે ખલીફા બન્યા ત્યારે તેમણે ભારતના રાજાઓને પત્રો લખ્યા, જેમાં તેઓને ઈસ્લામનું આમંત્રણ આપવામાં આવ્યું હતું અને ઈસ્લામની ખૂબીઓનું વર્ણન કર્યું હતું.

આ સમયે વલ્લભીપુરમાં અને સુરાષ્ટ્રમાં ચૈત્રક વંશીય હુકૂમત હતી. સુરાષ્ટ્ર કાંઠાઓના મેર, દરિયાઈ લૂંટારા અને ચાંચીયા ભારે ઉપદ્રવી હતા. આરબોને તેઓ અવારનવાર રંજાડતા હતા. આ તરફ એકાએક હુમલો કરવાનું મુખ્ય કારણ લૂંટારાઓને તાબે કરવાનું હતું.

*(ઈલિયટ કૃત હિસ્ટ્રી ઓફ ઈન્ડિયા, વો.-૧, પેજ : ૧૨૩-૧૨૪)*

આ પછી આરબ લોકો બીજી સદીના અંત પર્યંત કિનારા પર સારી રીતે વેપાર-ધંધો કરતા રહ્યા. તે પછી ત્રીજી સદીના પ્રારંભમાં અને યોગરાજના અંત સમયમાં સોમનાથ તથા કચ્છના ગુજરાતીઓએ અરબ વેપારીઓને રંજાડવાનું તથા લૂંટવાનું શરૂ કર્યું. આ કારણના લઈ આરબ મુસલમાનો સાથે અદાવતનો પાયો નંખાયો. *(તવારીખે ગુજરાત : ભાગ-૧)*

હિજરી ૨૩૭, ઈ.સ. ૮૫૧માં સુલેમાન સૈરાફી બસરી નામના પ્રવાસી હિન્દમાં આવ્યા હતા.

અલ બેરૂનીએ ગુજરાતના અણહીલવાડ, સોમનાથ લારદેશ (ભરૂચ), રાહનજૂલ (રાંદેર), કચ્છ, ખંભાત, અસાવલ, દ્વારકા વગેરેનો ઉલ્લેખ કર્યો છે. તે પોતાના પ્રવાસ વર્ણનમાં સોમનાથ તથા કચ્છ વિશે લખે છે કે, ‘‘એ લૂંટારાના રહેવાના સ્થળો છે. એ લોકો ચાંચિયાઓનો ધંધો કરે છે.’’

આમ, આ બધા જે હુમલાઓ થયા તે ગઝવારૂપે મુસલમાન વેપારીઓને લૂંટતા-રંજાડતા ચાંચીયાઓ અને લૂંટારાઓને નાથવા માટેના જ હતા. આ હુમલાઓ ઈસ્લામી ઈતિહાસ માટે અત્યંત મહત્વના છે.

ઈલિયટ હિસ્ટ્રી ઓફ ઈન્ડિયા વોલ્યુમ પહેલામાં પણ આરબ મુસલમાનોને રંજાડતા આ ચાંચીયાઓનો ઉલ્લેખ છે. તે લખે છે કે, રાજા દાહિર અને આરબો વચ્ચેના યુદ્ધનું કારણ પણ આ જ ચાંચીયાઓ હતા. તેઓ એટલા બધા બળવાન હતા કે રાજા દાહિર તેઓને દાબી દેવા માટે અસમર્થ હતો. ઈલિયટ લખે છે કે, મુહમ્મદ બિન કાસિમની ચઢાઈઓનું મુખ્ય કારણ પણ મુસલમાનો પ્રત્યે થતો ત્રાસ તથા ચાંચીયાઓની લૂંટ હતી.

*(અવલિયાએ ગુજરાત : પેજ-૨૨)*

# મુસ્લિમ શાસનકાળમાં વિવિધ ક્ષેત્રે દેશની પ્રગતિ-સમૃધ્ધિ

ભારત જેવા વિશાળ દેશમાં મુસલમાનો ક્યારેક તો તમામ પ્રકારના ભૌતિક ફાયદાઓ અને સુખોથી દૂર રહીને માત્ર નિઃસ્વાર્થ ધાર્મિક ભાવનાઓ લઈને દાખલ થયા. તેઓ અહીં તૌહીદ (એકેશ્વરવાદ), ઈસ્લામી ન્યાય અને સમાનતાનો સંદેશો લઈને આવ્યા, જેથી તંગી અને અંધકારથી ભરેલી દુનિયામાં મુક્તિ અને પ્રકાશ માટે ઝંખતા માનવીઓને ખુદાના વિશાળ વિશ્વમાં પ્રકૃતિના અમૂલ્ય ખજાનાથી ફાયદો ઉઠાવવાની રીત શિખવાડે અને ગુલામી તથા બંધનની લોખંડી સાંકળોમાં જકડાયેલા લાચાર માનવીઓને સૃષ્ટિના સર્જનહારે આપેલી આઝાદીથી ફાયદો ઉઠાવવાની તક અપાવે. ઈસ્લામના આ નિષ્ઠાવાન સેવકો અને ફકીરીભર્યું જીવન જીવતા બાદશાહોનું જીવન એ નિષ્ઠાવાન પ્રચારકોનું શ્રેષ્ઠ ઉદાહરણ છે, જેમની રહેમ નજરની છાયા તળે ભારતીય સમાજના હજારો કચડાયેલા લોકોને ન માત્ર પનાહ મળી, બલ્કે સાથે જ તેઓ તેમને ત્યાં પોતાના કુટુંબીજનોની જેમજ રહેવા લાગ્યા. હઝરત ખ્વાજા મુઈનુદ્દીન અજમેરી (રહ.) અને સૈયદ અલી ઈબ્ને શિહાબ હમદાની કશ્મીરી (રહ.)ની ગણના એવા જ સંતોમાં થાય છે.

ક્યારેક મુસલમાનો આ દેશમાં વિજેતા સેનાપતિઓ અને બહાદુર સુલ્તાનોના રૂપે આવ્યા. જેમકે સુલ્તાન મહમૂદ ગઝનવી, શિહાબુદ્દીન મુહમ્મદ ઘોરી અને ઝહીરૂદ્દીન બાબર. આ સુલ્તાનો દ્વારા આ દેશમાં એવી મહાન હુકૂમતોનો પાયો નંખાયો, જેમણે લાંબી મુદત સુધી આ દેશની સેવા કરી અને દેશને પ્રગતિ તથા સમૃધ્ધિના સર્વોચ્ચ શિખરે પહોંચાડી દીધો.

આમ, મુસલમાનો જે પણ રૂપે આ દેશમાં આવ્યા, તેમણે એને પોતાનો દેશ માન્યો. તેમની માન્યતા હતી કે, પૃથ્વી ખુદાપાકની છે. તે જેને ચાહે છે પોતાની જમીનનો રખેવાળ બનાવે છે. તેઓ પોતાને ખુદાપાક દ્વારા નિયુક્ત આ જમીનના વ્યવસ્થાપકો અને એની પ્રજાના સેવક સમજતા હતા.

આથી મુસલમાનો હંમેશા આ દેશને પોતાનો દેશ અને પોતાનું ઘર

સમજ્યા. તેનાથી તેઓ કદી પોતાની નજર હટાવી શકતા ન હતા. આ દેશની સેવા માટે તેમણે પોતાની ખુદાપાકે અર્પણ કરેલ શ્રેષ્ઠ યોગ્યતાઓ, પાત્રતાઓ, આવડત અને કુશળતાને કામે લગાડ્યાં. તેઓ માનતા હતા કે, તેઓ આ દેશની સંપત્તિ-સમૃધ્ધિમાં જે કંઈ વધારો કરશે, તે તેમની પોતાની જ સંપત્તિમાં વધારો હશે. કેમકે તેમનું ભવિષ્ય આ ધરતી સાથે સંકળાયેલું છે. આ વિચારોનું કુદરતી પરિણામ એ હતું કે, ભારતીય મુસલમાનો આ દેશને જે દષ્ટિથી જોતા હતા એ અંગ્રેજો અને બીજી સામ્રાજ્યવાદી શક્તિઓથી બિલ્કુલ ભિન્ન હતી. યુરોપની સામ્રાજ્યવાદી શક્તિઓનો હેતુ માત્ર અહીંની સંપત્તિને લૂંટવાનો હતો. તેમના નજીક આ દેશની હેસિયત વાસ્તવમાં એક ઉછીની લીધેલી દૂધાળી ગાય જેવી હતી, જે તેમની પાસે થોડો સમય રહીને પાછી જતી રહેવાની હતી. આથી તેઓ એને ખૂબ નીચોવીને દોહી લેવા ઈચ્છતા હતા. મુસલમાનોએ આ દેશની પ્રગતિ અને સમૃધ્ધિ માટે જે રસથી કામ કર્યું, તેનું ખરૂં રહસ્ય આ જ છે.

આ એક સત્ય ઐતિહાસિક તથ્ય છે કે, ભારતમાં મુસલમાનોએ પોતાનું શાસન સ્થાપ્યું તો તેમનો ઉદ્દેશ્ય અંગ્રેજોની જેમ ભારતને સંસ્થાનવાદી બનાવીને તેને લૂંટવાનો અને પછી અહીંની દોલતથી પોતાના દેશને માલામાલ કરવાનો હરગીજ ન હતો. તેઓ અહીં આવ્યા તો ભારતને જ પોતાનો દેશ બનાવી લીધો. તેમણે અહીંના પ્રદેશને સુખ-શાંતિથી ભરી દેવાનો તથા ન્યાય અને ઈન્સાફથી શાસન વ્યવસ્થા ચલાવવાનો યથાશક્તિ પ્રયાસ કર્યો. નાનાં-નાનાં નિર્બળ રજવાડાઓને એક સાંકળમાં બાંધીને ભારતને એક શક્તિશાળી અને મહાન દેશ બનાવવાની યથાસંભવ કોશિશ કરી. ભારતને અખંડ રાષ્ટ્રનું વ્યવહારિક રૂપ આપવામાં મુસ્લિમ શાસકોના યોગદાનને ભૂલાવી શકાય તેમ નથી. તાતારીઓ મધ્યપૂર્વના પ્રદેશોમાં આંધીની જેમ તબાહી મચાવી રહ્યા હતા ત્યારે તેમને પણ ભારત તરફ આંખ ઉઠાવીને જોવાની હિંમત ન થઈ. મુસ્લિમ બાદશાહો પોતાની સૈનિક યોગ્યતાઓની સાથે ઉચ્ચ માનવ મૂલ્યો અને નૈતિક ગુણો પણ ધરાવતા હતા. તેઓની ભૂલો ઉપર ટોકવાવાળા મુસ્લિમ સંતો અને આલિમો (વિદ્વાનો) પણ હતા,

જેઓ તેમની ખામીઓ અને ત્રુટિઓને દૂર કરીને તેમના ચરિત્રની સુધારણા કરતા હતા.

આર્યસમાજના પ્રસિદ્ધ નેતા લાલા લજપતરાયે પોતાના એક વક્તવ્યમાં જણાવ્યું હતું કે, જે તેમના પોતાના સમાચારપત્ર ''વંદે માતરમ્''ના તા.૭મી જુલાઈ ૧૯૨૦માં મુખપૃષ્ઠ ઉપર પ્રસિદ્ધ થયું હતું :

''મુસલમાન સારા હતા કે ખોટા, પણ તેઓમાં એક વાત તો હતી અને તે એ કે તેમણે ભારતને પોતાનું વતન બનાવી લીધું. હિન્દુઓ ઉપર ભરપૂર વિશ્વાસ કર્યો. તેઓને ઉચ્ચ પદો ઉપર રાખ્યા. જુઓ અલ્તમશ, બલ્બન, ગુલામ વંશના પ્રસિદ્ધ શાસકો થયા છે. આ લોકો બહારથી આવ્યા હતા, પણ મૃત્યુ પર્યંત અહીં જ રહ્યા અને આ દેશને પોતાનો દેશ સમજ્યો અને તેની રક્ષા માટે હંમેશા અડગ રહ્યા.''

ઈતિહાસમાં નોંધાયેલ એ તથ્યનો પણ કોઈ ઈન્કાર કરી શકે તેમ નથી કે મુસ્લિમ બાદશાહો અને સુલ્તાનોના શાસનકાળમાં ભારતીય ઉપખંડનો સાંસ્કૃતિક, સામાજિક અને આર્થિક વિકાસ ખૂબ થયો. આ ગાળા દરમ્યાન રાજકીય નીતિશાસ્ત્ર અને યુદ્ધ કૌશલ્ય જેવી બાબતોની નવી-નવી રીતો તથા મૂલ્યોનો જન્મ થયો, જેને અહીંના રાજા-મહારાજાઓએ પણ અપનાવ્યા. લોકોની જીવનશૈલી અને રહેણી-કરણીમાં પણ બદલાવ સ્પષ્ટ દેખાતો હતો. જરીદાર મખમલ, જાડાઉ કપડાં, મુશ્જર (એવું કપડું જેના ઉપર વૃક્ષનું ચિત્ર દોરેલું હોય), દીબા (રેશમી કપડું), મલમલ, શાલ, કાલીન અને જાજમ વગેરે વસ્તુઓ અહીં બનાવવાનું શરૂ થયું. વિભિન્ન પ્રકારના આભૂષણો અને ઘરેણાંઓની કળા-કારીગરી પણ વિકાસ પામી. શ્રૃંગારની નવી-નવી રીતો શોધાવા લાગી. સુગંધ-સામગ્રીમાં મુશ્ક (કસ્તૂરી), અંબર, કાફૂર, ઔદ, સંદલ, લોબાન, સંતોક, જાફરાન વગેરેથી જુદા જુદા પ્રકારની વસ્તુઓ અહીં બનવા લાગી. બાગ-બગીચાઓમાં રુચિ વધવા લાગી અને તેને સજાવવાની કળાઓ ખીલવા લાગી. લાહોર, દિલ્હી, કશ્મીરના બાગ-બગીચાઓ હજુ પણ તેનું પ્રમાણ પ્રસ્તુત કરી રહ્યા છે. ફળો અને ફૂલોમાં

કલમ લગાવીને ઘણા નવા ફળો અને ફૂલો ભારતમાં ફેલાવવામાં આવ્યા. ખાદ્યની ચીજ-વસ્તુઓમાં ચાવલ (ચોખા, ભાત), આટા અને માંસની જેટલી વિભિન્ન સામગ્રીઓ બનાવવામાં આવી અને પછી વિવિધ પ્રકારના હલવાઓ, મીઠાઈઓ અને મુરબ્બાઓ તૈયાર કરવામાં આવ્યા, જેનાથી ભારતીય પકવાનોમાં વિવિધતા પેદા થઈ ગઈ.

વાસ્તુકળા અને નિર્માણક્ષેત્રમાં ગુંબદો, વિવિધ સ્તરના બુરજો ઉપર નકશીકામ, મીનાકારી, કાચની સજાવટ, પથ્થરની સજાવટ વગેરેમાં જે અદ્‌ભૂતતા પેદા કરવામાં આવી તેને ભૂલી શકાય તેમ નથી. તાજમહાલ આજે પણ વાસ્તુકળાની સુંદરતા અને અનુપમતાની સાક્ષી આપી રહ્યો છે. કાગળ મુસલમાનોના કાળની યાદગાર છે. મુસલમાનોએ ઘણા શહેરોની સ્થાપના કરી અને આબાદ કર્યા. જેમાંથી ઘણા આજે મોટા-મોટા શહેરો છે. નદીઓ ઉપર પુલ, નહેરો અને સડકોની સંખ્યા અગણિત છે. આખા ભારતની માપણી કરવામાં આવી, તેમાં ખેતી યોગ્ય જમીન અને બિનખેતી જમીનની ગણત્રી અને હિસાબ-કિતાબ તૈયાર કરવામાં આવ્યો. ખેતી માટે સરકારી કરજનો નિયમ બનાવવામાં આવ્યો. મહેસૂલ વસૂલ કરવાની સરળ રીતો શોધવામાં આવી. જાદુનાથ સરકારે ભારતમાં મુસ્લિમ શાસનકાળ દરમ્યાન જે સાંસ્કૃતિક અને સામાજિક વિકાસ થયો તેનો ઉલ્લેખ પોતાના પુસ્તકમાં કર્યો છે.

શ્રી એમ. એન. રોય લખે છે કે, ઈસ્લામને લશ્કરી આક્રમણ સાથે જોડવો એ ઈતિહાસનું એક મોટું ઐતિહાસિક અસત્ય છે. (હઝ.) મુહમ્મદ સાહેબ લડાકુઓના નહીં, પરંતુ તે સમયના વિશ્વના વિકાસશીલ અર્થતંત્ર ધરાવતા વેપારી આરબોના પયગમ્બર હતા. શાબ્દિક રીતે ઈસ્લામનો અર્થ થાય છે શાંતિ સ્થાપવી કે શાંતિ પેદા કરવી. તે સમયે વિશ્વમાં શાંતિની સ્થાપના સૌથી મહત્વનું કાર્ય હતું. આરબ વેપારીઓનો સૌથી વધુ ફાયદો શાંતિ સ્થાપવામાં હતો. કેમકે વેપાર શાંતિના વાતાવરણમાં સૌથી વધુ ખીલે છે.

*(The Historical Role of Islam, By M. N. Roy, P.16)*

તેઓ આગળ લખે છે કે, ‘‘ઈસ્લામ એ ઈતિહાસનું એક આવશ્યક

નિર્માણ હતું. તે માનવજાતના વિકાસ માટેનું એક સાધન હતું. ઈસ્લામે નવી સમાજ વ્યવસ્થાની એવી વિચારસરણી આપી, જેણે માનવીના વિચારોમાં ક્રાંતિ પેદા કરી.'' *(The Historical Role of Islam, By M. N. Roy, P.20)*

''કોઈ દેશ આરબોના તાબા હેઠળ આવતો કે તરત જ ઉદ્યોગ અને કૃષિના પ્રોત્સાહનના લીધે તેની આર્થિક સ્થિતિ મજબૂત બનતી. આરબ વેપારીઓની આ નીતિ અને આવું વલણ ઈસ્લામી શાસનના કારણે ઘડાયું હતું.'' *(The Historical Role of Islam, By : M. N. Roy, P.16)*

આમ, ઈસ્લામે સમગ્ર વિશ્વમાં વૈચારિક ક્રાંતિ સર્જીને વિશ્વને અંધકાર-માંથી બહાર કાઢ્યું. ભારત દેશ પણ ઈસ્લામની અસરોથી બાકાત રહ્યો નહીં. ઈસ્લામના આગમનથી ભારતે ઘણું બધું પ્રાપ્ત કર્યું. દેશમાં અનેક સામાજિક અને આર્થિક સુધારા થયા. તાજમહેલ અને લાલ કિલ્લા જેવી ઐતિહાસિક ઈમારતો ભારતમાં મુસ્લિમ કાળના ભવ્ય ઈતિહાસના બોલતા પુરાવા છે. મુસલમાનોએ પણ ભારતીય સંસ્કૃતિથી ઘણું બધું મેળવ્યું. આમ, પરસ્પર સાંસ્કૃતિક આદાન-પ્રદાનના લીધે ભારતીય સંસ્કૃતિનો વિકાસ થયો.

હઝ. મૌલાના અબુલહસન અલી નદવી (રહ.)ના મત મુજબ માનવ-સમાનતા અને દેશબંધુત્વનો સંદેશ એ ભારતીય સંસ્કૃતિ પર મુસલમાનોની ઉંડી અસરોમાંથી એક છે. મુસલમાનોના આગમન પહેલાં દેશ અનેક જ્ઞાતિઓમાં વહેંચાયેલો હતો. છૂત-અછૂત, ઉંચ-નીચના ભેદભાવ સમગ્ર દેશમાં વ્યાપક હતા. મુસલમાનો જ્યારે અહીં પ્રવેશ્યા તો તેમણે પોતાના આચરણ દ્વારા દેશને સમાનતાનો સંદેશ પહોંચાડ્યો. ઈસ્લામમાં ઉંચ-નીચ કે છૂત-અછૂતની કલ્પના સદંતર ન હતી. મુસલમાનો એક સાથે રહેતા અને ખાતા-પીતા હતા. તેમના આ પ્રકારના આચરણની અહીંની સંસ્કૃતિ પણ વ્યાપક અસર થઈ. દેશમાં વૈચારિક ક્રાંતિ આવી અને સામાજિક બંધનો ઢીલાં થયાં. આમ, ભારત જેવા અનેક જ્ઞાતિઓ તથા સામાજિક બંધનો ધરાવતા દેશ માટે માનવસમાનતાનો સંદેશ એ ઈસ્લામની સૌથી મોટી ભેટ ગણી શકાય.

મુસલમાનોના આગમન પહેલાં ભારતીય સમાજ બાહ્ય વિશ્વથી વિખૂટો પડી ગયો હતો. મુસલમાનોના આગમનથી ભારતના લોકો વિશ્વના વિવિધ સભ્ય સમાજોથી પરિચિત થયા. આથી દેશનો સાંસ્કૃતિક વિકાસ થયો. દેશનો આંતરરાષ્ટ્રીય ક્ષેત્રે સંપર્ક વધ્યો. સામાજિક સમાનતાની ભાવના ઉપરાંત દેશની રાજકીય એકતા પણ મજબૂત બની. અસંખ્ય પ્રાદેશિક વિભાગો અને શાસનો હેઠળ વહેંચાયેલ ભારતમાં મુસલમાનોએ એક કેન્દ્રિય શાસનની સ્થાપના કરીને દેશને રાજકીય એકતા-અખંડતા અર્પણ કરી.

ભારત પર મુસલમાનોની અસરોનું વર્ણન કરતાં પ્રખ્યાત હિન્દુ વિદ્વાન સ્વામી વિવેકાનંદે લખ્યું છે કે, ''તમામ માનવીઓની સમાનતા (અદ્વૈતવાદ)ની કલ્પના વિશ્વના અન્ય વંશોથી પહેલાં પ્રાપ્ત કરવાનો શ્રેય હિન્દુઓને ફાળે જાય છે. પરંતુ જે તમામ માનવીઓને સમાન સમજે અને બધા સાથે સમાનતાથી વર્તે એવી અમલી માનવ સમાનતા કદી હિન્દુઓમાં પેદા થઈ શકી નથી.''

બીજી બાજુ મારો અનુભવ છે કે, જો કોઈ ધર્મ અમલી રીતે માનવ સમાનતામાં ખૂબ નોંધપાત્ર હદ સુધી પહોંચ્યો હોય તો તે ઈસ્લામ અને માત્ર ઈસ્લામ છે. આથી હું પૂરી શ્રદ્ધાથી સમજું છું કે, વેદાંતના સિદ્ધાંતો ભલેને ગમે તેટલા ઉમદા અને આશ્ચર્યજનક હોય, પરંતુ અમલી ઈસ્લામની મદદ વગર વેદાંતના સિદ્ધાંતો વિશાળ માનવતા માટે સંપૂર્ણ રીતે નિરર્થક અને લાભહીન છે.

આપણી માતૃભૂમિ કે જે બે મોટા ધર્મો હિન્દુ ધર્મ અને ઈસ્લામ ધર્મનું સંગમ સ્થાન છે, તેના માટે વેદાંતના સિદ્ધાંતોના દિમાગની સાથે ઈસ્લામરૂપી શરીરને અપનાવવું એ જ આશાનું કિરણ છે. હું મારી વૈચારિક અને ચિંતનાત્મક આંખોથી જોઈ શકું છું કે, ભવિષ્યનું એક સંપૂર્ણ ભારત, અંધાધૂંધી અને સંઘર્ષમાંથી બહાર નીકળીને શાનદાર અને અજેય બની રહ્યું છે, અને એ માત્ર વેદાંતના દિમાગને ઈસ્લામી શરીર સાથે અપનાવવાથી શક્ય બની રહ્યું છે.

## મુસ્લિમ કાળમાં સાહિત્યિક પ્રગતિ :

ભારતીય સાહિત્ય માટે મુસ્લિમ શાસનકાળ ખૂબ ફળદાયી સાબિત થયો. મુસ્લિમ કાળમાં જ કેટલાક મહત્વના ધાર્મિક પુસ્તકો આમ માનવી સુધી પહોંચી શકયા. ભારતની રાષ્ટ્રભાષા હિન્દી તથા અન્ય મહાન અને મધુર ભાષા ઉર્દૂનો બન્નેનો ઉદ્‌ભવ અને વિકાસ મુસ્લિમ શાસનકાળમાં જ થયો. ભારતની મોટાભાગની પ્રાદેશિક ભાષાઓનો ઉદ્‌ભવ અને વિકાસ પણ આ કાળમાં જ થયો. ભાષા અને સાહિત્યના ક્ષેત્રમાં સલ્તનતકાળ અને મુઘલકાળના શાસકોનું પ્રોત્સાહન અને ફાળો ખૂબ નોંધપાત્ર રહ્યો છે. તે સમયના ઐતિહાસિક સ્ત્રોતોથી જાણવા મળે છે કે, ઉર્દૂ, હિન્દી, ફારસી, સંસ્કૃત તથા ભારતની તમામ પ્રાદેશિક ભાષાઓમાં આ સમય દરમિયાન અનેક નોંધપાત્ર ઐતિહાસિક કૃતિઓનું સર્જન થયું, જેમાંથી કેટલીક કૃતિઓ તો માત્ર રાષ્ટ્રીય નહીં, પરંતુ આંતરરાષ્ટ્રીય ક્ષેત્રે પણ શ્રેષ્ઠ કૃતિઓમાંથી ગણાય છે.

પ્રખ્યાત લેખક અને આઈ.સી.એસ. ઓફિસર એન. સી. મહેતા લખે છે કે, ‘‘સાહિત્ય ક્ષેત્રમાં મુસ્લિમોનો અન્ય નોંધપાત્ર ફાળો પણ જરૂર વર્ણવવો પડે તેવો છે. મુસ્લિમોની વિશેષ અમલી રુચિના લીધે જ ઈતિહાસ અને જીવનવૃત્તાંત લેખનના સ્વરૂપમાં સાહિત્યની નવી શાખાનો જન્મ થયો. આ માટે પ્રેરણાનું કારણ જે પણ હોય, પરંતુ એ વાત હકીકત છે કે, મુસલમાનો આ દેશમાં આવ્યા તે પહેલાં ભારતીય લોકો આધુનિક પદ્ધતિના ઈતિહાસ લેખનથી બિલ્કુલ અજાણ હતા. મુસ્લિમકાળ પૂર્વેના ઈતિહાસના અલ્પ સ્ત્રોતોની સરખામણીમાં મુસ્લિમકાળની સંખ્યાબંધ ઐતિહાસિક કૃતિઓ ખરેખર નોંધપાત્ર છે. મારે એ વાત જરૂર નોંધવી જોઈએ. કેમકે મુસ્લિમ કાળની અમુક ઐતિહાસિક કૃતિઓએ સમગ્ર વિશ્વમાં ખ્યાતિ મેળવી છે. બાબર અને જહાંગીરની સ્મૃતિઓની ગણના વિશ્વની શ્રેષ્ઠ આત્મકથાઓમાં થાય છે.’’ ***(Contribution of Islam to Indian Culture, P.20, By N. C. Mehta)***

મુસ્લિમોએ ભારતીય પ્રાચીન સાહિત્યની જાળવણી કરવાની સાથે સાથે

એ સાહિત્ય ભારતીય પ્રજા સુધી પહોંચાડ્યું. તેમણે હિન્દુઓનું ધાર્મિક સાહિત્ય પણ આમ જનતા સુધી પહોંચાડવાની વ્યવસ્થા કરી. મુસ્લિમોના આગમન પહેલાં આ સાહિત્ય માત્ર અમુક વર્ગ સુધી જ સીમિત હતું. મુસ્લિમ સત્તાધીશોએ આ સાહિત્યનું ફારસી ઉપરાંત અહીંની પ્રાદેશિક ભાષાઓમાં ભાષાંતર કરાવ્યું. આ રીતે ભારતના પ્રાચીન સાહિત્યને જીવંત કરવામાં મુસ્લિમ શાસકોનો ફાળો પ્રશંસાપાત્ર છે.

શ્રી એન. સી. મહેતા લખે છે : ‘‘મુસ્લિમ શાસન દરમિયાન સંસ્કૃતની કૃતિઓનું અરબી અને ફારસી ભાષામાં ભાષાંતર કરવામાં આવ્યું. એટલું જ નહીં, પણ તે ઉપરાંત તેમનું સ્થાનિક ભાષાઓમાં પણ ભાષાંતર કરવામાં આવ્યું. ભારતના મુસ્લિમ સત્તાધીશોના આશ્રય અને પ્રેરણાથી જ મહાકાવ્યો અને પુરાણો સામાન્ય લોકો સુધી પહોંચ્યા.’’

*(Contribution of Islam to Indian Culture, P.18, By N. C. Mehta)*

મુસલમાનોના શાસનકાળ દરમિયાન હિન્દી તથા ઉર્દૂ ભાષાઓ વિકાસ પામી. આ સમય દરમિયાન હિન્દી અને ઉર્દૂને પોતાનું વર્તમાન સ્વરૂપ પ્રાપ્ત થયું. શ્રી મહેતા સાહેબ આગળ લખે છે : ‘‘ભારતીય મુસ્લિમોએ પ્રાદેશિક સાહિત્યના વિકાસમાં મહત્વનો ફાળો આપ્યો. અમીર ખુસરુ આધુનિક હિન્દીના સર્જકોમાંથી એક મનાય છે. અકબર અને જહાંગીરનો યુગ હિન્દી સાહિત્ય માટે સોનેરી સમય હતો. સૂફીઓએ પણ હિન્દી સાહિત્યના વિકાસમાં મહત્વનો ફાળો આપ્યો. મલિક મુહમ્મદ જાયસીએ ઈ.સ. ૧૫૧૦માં હિન્દીની ક્લાસિકલ કૃતિ ‘પદમાવતી’નું સર્જન કર્યું. કુત્બાન, ઉસ્માન, કાસિમશાહ અને નૂરમુહમ્મદ હિન્દીના એવા કવિઓ હતા, જેમણે સૂફીવાદથી પ્રેરણા મેળવી.’’

*(Contribution of Islam to Indian Culture, P.18-19, By N. C. Mehta)*

ભારતીય મુસ્લિમોની સાહિત્યિક સેવાઓનું વર્ણન કરતાં ભારતીય ઈતિહાસ અંગેના વિશાળ ગ્રંથ “The History and Culture of the Indian People”ના સાતમા ગ્રંથ “The Mughal Empire”માં લખ્યું છે કે, ‘‘એ વાત ખૂબ જાણીતી છે કે, મોટા ભાગની પ્રાદેશિક ભાષાઓના

ઉદ્‌ભવ અને વિકાસનો શ્રેય મુસ્લિમ શાસનના ફાળે જાય છે. ઉદાહરણ તરીકે એક પ્રખ્યાત મુસ્લિમ વિદ્વાનના કથન અનુસાર બંગાળી સાહિત્યનો વિકાસ બંગાળના સુલ્તાન હુસૈનશાહના ઉજ્જવળ સત્તાકાળ દરમિયાન શક્ય બન્યો.'' *(The Mughal Empire, P.XVI Preface)*

**સ્થાપત્ય અને ઈજનેરી ક્ષેત્રે મુસ્લિમોનો ફાળો :**

ભારતમાં સ્થાપત્ય અને ઈજનેરી ક્ષેત્રે મુસ્લિમકાળમાં ખૂબ નોંધપાત્ર પ્રગતિ થઈ. દેશભરમાં ફેલાયેલી અનેક ઐતિહાસિક ઈમારતો, મસ્જિદો, મકબરાઓ વગેરે વિશ્વભરમાં વિખ્યાત છે. અહીં સુધી કે, આ કાળમાં બંધાયેલ તાજમહાલે મધ્યયુગની સાત અજાયબીઓમાં સ્થાન મેળવ્યું.

The History and Culture of The Indian Peopleના છઠ્ઠા ગ્રંથ "The Delhi Sultanate"માં લખ્યું છે : ''ભારતીય અને ઈસ્લામી સ્થાપત્ય-કળાની પરંપરાઓના સંયોજનને એક ફળદ્રુપ મિલન કહી શકાય, જેના કારણે એક નવી ઈસ્લામી સ્થાપત્યશૈલી અસ્તિત્વમાં આવી. આ સ્થાપત્યશૈલીને યોગ્ય રીતે જ ઈન્ડો-ઈસ્લામિક કે ઈન્ડો-મુસ્લિમ શૈલી કહેવામાં આવે છે. ઈસ્લામની અસરથી નવી સ્થાપત્યશૈલી, બાંધકામો અને સુશોભન શૈલીઓએ જન્મ લીધો. જેણે ભારતીય સ્થાપત્યને ખૂબ સમૃદ્ધ બનાવ્યું.'' *(The Delhi Sultanate, P.664)*

ઉપરોક્ત ઈતિહાસ માળાના ગ્રંથ સાતમાં લખ્યું છે કે, ''મુઘલકાળ ભવ્ય નિર્માણની સિદ્ધિ વડે કારીગરી અને ભવ્યતામાં ભારતીય ઈતિહાસના અન્ય કોઈ પણ કાળ કરતાં ખૂબ જ આગળ હોવાનો યશ મેળવી જાય છે. તેની ભવ્યતાનું ઉદાહરણ આગ્રાનો તાજમહેલ છે, જે ઉપર્યુક્ત રીતે વિશ્વની સાત અજાયબીઓમાંથી એક ગણાય છે.''

*(The Mughal Empire, (Preface) P.XV)*

મહાન ઈતિહાસકાર શ્રી બી. એન. પાંડે લખે છે : ''બાબરે વહેતા પાણી, ફુવારા અને આરસપહાણના ચોગાનવાળા સુંદર બગીચા બનાવ્યા. હુમાયુએ સાત ખંડોવાળો મહેલ બનાવ્યો, જેમાંથી પ્રત્યેક ખંડ એક ગ્રહના

નામ સાથે જોડાયેલો હતો. અકબરે ફતેહપુર સિક્રીનું નિર્માણ કરાવ્યું. જહાંગીરે અકબરની કબરનું નિર્માણકાર્ય અને આગ્રામાં જહાંગીરી મહેલનું નિર્માણકાર્ય પૂર્ણ કરાવ્યું. ભારતીય સ્થાપત્યોમાં શાહજહાંનો ફાળો ખૂબ જાણીતો છે. અનેક ખંડો, મહેલો અને મસ્જિદ સહિતનો દિલ્હીનો લાલ કિલ્લો, જામા મસ્જિદ અને એ તમામ ઉપરાંત અજોડ તાજમહેલ તેની નિર્માણ પ્રત્યેની રુચિનાં અમર ઉદાહરણો છે.''

*(Islam and Indian Culture, By B. N. Pande, P.22)*

શ્રી એન. સી. મહેતા લખે છે : ''સમગ્ર દેશમાં વિશાળ સંખ્યામાં આવેલી મસ્જિદો, મકબરાઓ અને વિશ્રામગૃહો ભારતના મુસ્લિમ શાસકોની સુરુચિ, ઉત્સાહ અને સમૃદ્ધિનાં સાક્ષી છે.''

અને બગીચાઓ વિશે તો શું કહેવું ! પરંતુ હું નિશાત, શાલીમાર, ચશ્મા શાહી, કાશ્મીર ખીણનો વેરીનાગ, આગ્રાનો રામબાગ કે જે બાબરે પોતે સિંચ્યો. તાજ અને ઈમ્દાદુદૌલાના બગીચા, આગ્રા અને દિલ્હીના મહેલોના બગીચા અને લાહોરના શાલીમાર બાગનો માત્ર ઉલ્લેખ કરી શકું છું. ભૂતકાળના સુંદર સ્મારકોના આબેહૂબ વર્ણન માટે વાંચકે મિસિસ વિલીઅર્સ સ્ટુઅર્ટ (Mrs. Villiers Stuart)નું મુગ્ધ કરી દેનારૂં પુસ્તક "Gardens of the Great Mughals" જરૂર વાંચવું જોઈએ.

*(Contribution of Islam to Indian Culture, P.23)*

## ભારતીય સંસ્કૃતિની મુસલમાનો ઉપર અસર :

જે રીતે ભારતીય સંસ્કૃતિ પર મુસલમાનોની અસરો થઈ, તેવી જ રીતે મુસલમાનોએ પણ ભારતીય સંસ્કૃતિથી અનેક ગુણો ગ્રહણ કર્યા. ભારતીય મુસલમાનોનો પોશાક સંપૂર્ણ કરીતે ભારતીયતાને વરેલો જોવા મળે છે. જે વિશ્વના અન્ય દેશોના મુસ્લિમ સમાજ કરતાં બિલ્કુલ ભિન્ન છે. એવી જ રીતે ભારતીય મુસ્લિમોમાં કંઈક અંશે જ્ઞાતિવાદની અસરો જોવા મળે છે, જે વિશ્વના અન્ય દેશોના મુસ્લિમોમાં જોવા મળતી નથી. મુહર્રમની ઉજવણી, મરણ પછી ત્રિજીયાની રસમ વગેરે ભારતીયતાની અસરોમાંથી છે.

શ્રી બી. એન. પાંડે હેવેલના પુસ્તક "Aryan Rule in India"નો સંદર્ભ આપીને લખે છે : ''એ વાત સૌથી મહત્વની અને નોંધનીય છે કે, ભારતીય મુસ્લિમોની વિશાળ સંખ્યાએ અરબ, ઈરાન અને મધ્ય એશિયાનો પોશાક છોડીને તેની જગ્યાએ ભારતીય પોશાક અપનાવ્યો. અરબી અમામા, જુબ્બા, રિદા, તેહબંદ અને તસ્માની જગ્યાએ ભારતીય પાઘડી, ચિરા, કુર્તા, અંગરખા, દુપટ્ટા, પાજામા અને જુતા ખૂબ પ્રચલિત બન્યા.''

*(Islam and Indian Culture, P.60)*

## મુસ્લિમકાળમાં આર્થિક પ્રગતિ :

ભારતમાં મુસ્લિમ શાસનની સૌથી મોટી સિદ્ધિ દેશની આર્થિક પ્રગતિ છે. પ્રારંભમાં જ્યારે મુસ્લિમો ભારત આવ્યા ત્યારે ભારત દેશ આર્થિક ક્ષેત્રે ખૂબ પાછળ હતો. આંતરરાષ્ટ્રીય વેપારનું પ્રમાણ તો નહિંવત હતું. કૃષિ ક્ષેત્રની પેદાશમાં પણ વિવિધતા ન હતી, પરંતુ મુસ્લિમ શાસકોએ આ દેશને મધ્યયુગમાં વિશ્વની આર્થિક મહાસત્તા બનાવી દીધો. આ યુગના ભારત, યુરોપ, આરબ દેશો સહિત વિશ્વના તમામ ક્ષેત્રોના ઈતિહાસકારોએ ભારતની આર્થિક સમૃદ્ધિનું વિસ્તારપૂર્વક વર્ણન કર્યું છે. આ માટે શ્રી તપનરાય ચૌધરી તથા શ્રી ઈરફાન હબીબના સંયુક્ત પ્રયત્નોથી સંપાદિત ગ્રંથ "The Cambridge Economic History of India"નો અભ્યાસ કરી શકાય. પુસ્તકના વર્ણન અનુસાર મુઘલકાળ દરમિયાન ભારત કૃષિ અને ઉદ્યોગ બન્ને ક્ષેત્રોમાં વિશ્વનો સૌથી વિકસિત દેશ હતો. આ ઉપરાંત સમગ્ર દેશમાં એકસરખી આર્થિક નીતિ તથા આટલા વિશાળ દેશના તમામ ક્ષેત્રોની ઔદ્યોગિક પ્રગતિ માટે આ પુસ્તકમાં મુઘલકાળની પ્રસંશા કરવામાં આવી છે. પુસ્તકમાં જણાવ્યા પ્રમાણે ''મુઘલ શાસન તત્કાલીન વિશ્વના સર્વશ્રેષ્ઠ નાણાંકીય વ્યવસ્થાઓમાંથી એક હોવાનું ગૌરવ લઈ શકે છે.''

સમગ્ર દેશમાં નાણાંકીય સમાનતા એ મુઘલકાળની મોટી સિદ્ધિ ગણી શકાય. રૂપિયા નામનું ચલણ શેરશાહ સૂરીએ દાખલ કર્યું. આજે પણ ભારતમાં આ ચલણ ચાલુ છે. ઈતિહાસકાર શ્રી એન. કે. પી. સિંહાએ પોતાના પુસ્તક "Islam in India"માં મુસ્લિમ શાસન દરમિયાન ભારતમાં

આર્થિક વિકાસ વિશે વિસ્તૃત સંશોધનાત્મક લેખ લખ્યો છે. તેમના આ પુસ્તકના આઠમાં પ્રકરણનું ટાઈટલ આ મુજબ છે : “India : The world’s leading Industrial Nation in the 17th Century” ભારત ૧૭મી સદી દરમિયાન વિશ્વનો આગળ પડતો ઔદ્યોગિક દેશ હતો.

તેઓ લખે છે કે, ‘‘એ વાત સ્પષ્ટ છે કે, ભારત પંદરમી અને સોળમી સદી દરમિયાન વિશ્વનો સૌથી આગળ પડતો ઔદ્યોગિક દેશ હતો. ત્યારે ભારતનું ઔદ્યોગિક પ્રગતિમાં એવું સ્થાન હતું, જે બાદમાં બ્રિટન અને અમેરિકાને પ્રાપ્ત થયું.’’ *(P.97)*

‘‘સત્તરમી સદી દરમિયાન ભારત વિશ્વમાં સૌથી વધુ વસ્તુઓ બનાવનાર દેશ હતો.’’ *(P.92)*

‘‘ભારતીય બનાવટના ખાદી અને રેશમના કપડાં ઉચ્ચ વર્ગમાં વપરાતા હતા અને ઓગણીસમી સદીના મધ્ય સુધી તથા આધુનિક બનાવટની પ્રક્રિયાના વિકાસ સુધી ભારતીય કપડાં વિશ્વ બજારમાં સર્વોચ્ચ મૂલ્ય ધરાવતા હતા.’’ *(P.86)*

આમ, મુસ્લિમ કાળ ભારત માટે ખૂબ ફળદાયી રહ્યો. દેશના પ્રાચીન ગ્રંથોના અનુવાદ, તેમની જાળવણી અને તેમને આમ લોકો તથા વિશ્વના અન્ય દેશો સમક્ષ લઈ જઈને મુસલમાનોએ દેશની પ્રાચીન સંસ્કૃતિનું સૌંદર્ય જાગૃત કર્યું. સાથે જ દેશમાં સામાજિક જાગૃતિ લાવવામાં અને જ્ઞાતિવાદ કે સતી પ્રથા જેવા દૂષણો ડામવામાં મુસલમાનોનો ફાળો ખૂબ નોંધપાત્ર ગણી શકાય. દેશની મોટાભાગની પ્રાદેશિક ભાષાઓનો ઉદ્‌ભવ અને વિકાસ એ મુસ્લિમકાળની સર્વોચ્ચ સાહિત્યિક સિદ્ધિ ગણી શકાય. કદાચ વિશ્વના કોઈ પણ દેશમાં, કોઈ પણ કાળમાં એકી સાથે આટલી બધી ભાષાઓ પ્રગતિના સર્વોચ્ચ શિખરે પહોંચી હોય તેવી વિશ્વના ઈતિહાસની સૌપ્રથમ ઘટના ગણી શકાય.

આ તમામ સિદ્ધિઓ એ માત્ર મુસલમાનો માટે નહીં, પણ સમગ્ર દેશ માટે હતી. દરેક ભારતીય માટે એ ગર્વ કરવા પાત્ર છે. તમામ ભારતીયોએ

એ ઈતિહાસ જાણીને ગર્વ અનુભવવો જોઈએ. શ્રી એન. સી. મહેતા (I.C.S.)એ યોગ્ય લખ્યું છે કે, "ભારતમાં ઈસ્લામની સિદ્ધિઓ એ માત્ર મુસલમાનો માટે ગર્વનો વિષય નથી, એ તો તમામ ભારતીયો માટે ગર્વ કરવા લાયક વારસો છે." *(Contribution of Islam to Indian Culture, P.25)*

શ્રી એન. કે. પી. સિંહા લખે છે કે, "ટૂંકમાં, ભારતીય ઈતિહાસનો પંદરમીથી સત્તરમી સદી સુધીનો ત્રણસો વર્ષનો સમયખંડ રાજકીય સ્થિરતા, આર્થિક સમૃદ્ધિ, ધાર્મિક સહિષ્ણુતા અને સાંસ્કૃતિક વિકાસનો એક તુલનાત્મક યુગ છે. આ યુગ ભારતની ભૂમિના લાંબા ઈતિહાસના સૌથી ઉજ્જવળ પ્રકરણોમાંથી એક ગણવામાં આવે છે." *(Islam in India, P.68)*

ભારતીય ઈતિહાસના આ કાળના અભ્યાસ દ્વારા દેશ સાંસ્કૃતિક વિકાસ સાધીને વિશ્વનો એક સૌથી સમૃદ્ધ દેશ બની શકે છે. તેનાથી દેશની બે મહાન કૌમો વચ્ચે સુમેળભર્યું વાતાવરણ પેદા કરવામાં મદદ મળશે, જે દેશની પ્રગતિ માટે જરૂરી છે.

ઈતિહાસકાર શ્રી એમ. એન. રોય લખે છે કે, "ઈતિહાસના આ ખરા અભ્યાસના સંદર્ભમાં કહી શકાય કે, હિન્દુઓનો મુસ્લિમ ધર્મ અને સંસ્કૃતિ પ્રત્યેનો તિરસ્કાર હાસ્યાસ્પદ છે. એ સ્થિતિ આપણા દેશના રાજકીય ભવિષ્યનું અપમાન કરનારી અને તેને હાનિ પહોંચાડનારી છે. મુસ્લિમો પાસેથી શિક્ષણ મેળવીને યુરોપ આધુનિક સંસ્કૃતિનું આગેવાન બન્યું. આજે પણ યુરોપના સજ્જન સુપુત્રો મુસ્લિમોના ભૂતકાળના આ ઋણનો સ્વીકાર કરતાં અચકાતા નથી. દુર્ભાગ્યપણે ભારત ઈસ્લામી સંસ્કૃતિના વારસાથી સંપૂર્ણ ફાયદો ઉઠાવી શક્યું નથી. *(The Historical Role of Islam, P.90)*



# ભારતની અખંડતા, નવરચના અને આધુનિકતામાં મુસ્લિમ શાસકોનો ફાળો

## બહારના સુસંસ્કૃત વિશ્વથી ભારતની અજ્ઞાનતા :

મુસલમાનો જ્યારે ભારતમાં આવ્યા ત્યારે અહીં પ્રાચીન સાહિત્ય અને કળાઓ મૌજૂદ હતી. ફળફળાદી, અનાજ, સૂકો મેવો અને કાચી વસ્તુઓ પુષ્કળ પેદા થતી હતી, પરંતુ સાંસ્કૃતિક દૃષ્ટિએ તે વિશ્વથી લાંબી મુદતથી વિખૂટું પડેલું હતું. એક બાજુ ખૂબ ઉંચા પહાડ અને બીજી બાજુ અફાટ સમુદ્રો તેને બાહ્ય વિશ્વ સાથે સંપર્ક સાધવાથી રોકતા હતા. બાહ્ય જગતના વિચારો, જ્ઞાન, સંસ્કૃતિ તથા શિસ્તવ્યવસ્થાના નવીન ખ્યાલો ન તો અહીં સુધી પહોંચી શકતા હતા અને ન તો અહીંની પ્રાચીન વિદ્યાઓ બાહ્ય જગતમાં પહોંચી શકતી હતી.

## વિકસિત જગત સાથે સંપર્કનું માધ્યમ :

આવી પરિસ્થિતિમાં મુસલમાનો (જેઓ તે સમયે પૂર્વની સૌથી વિકસિત કૌમ હતી) આ દેશમાં દાખલ થયા. તેઓ એક નવો બુદ્ધિગમ્ય અને અમલી ધર્મ સાથે લાવ્યા. વિકસિત વિદ્યાઓ, સંસ્કૃતિ, વિવેકપૂર્ણ રીતભાત, વિભિન્ન સંસ્કૃતિઓના મૂલ્યવાન અનુભવો તથા ભવ્ય દિમાગો અને દુનિયાની કેટલીયે કૌમોની બુદ્ધિશાળી પ્રતિભાઓના ચિંતનનો નિચોડ તેઓ લાવ્યા હતા. તેમાં આરબોની શાંતિપ્રિય પ્રકૃતિ, ઈરાનીઓની કોમળતા અને તુર્કોની સાદગી હતી. તદ્ઉપરાંત કેટલીયે દુર્લભ વસ્તુઓ અને ભેટો હતી.

## મહાન ભેટ તૌહીદ (એકેશ્વરવાદ) :

સૌથી વધુ મૂલ્યવાન અને દુર્લભ ભેટ જે મુસલમાનો અહીં લાવ્યા તે ઈસ્લામની શુદ્ધ તૌહીદ (એકેશ્વરવાદ)ની માન્યતા છે. જેના અનુસાર ખુદાપાક અને તેના બંદા વચ્ચે બંદગી માટે કોઈ માધ્યમ કે મધ્યસ્થીની જરૂરત નથી. આ માન્યતામાં અનેકેશ્વરવાદ, ખુદાપાકના અવતારની કલ્પના અને વેશધારણની માન્યતાને કોઈ સ્થાન નથી. ફક્ત એકમાત્ર સર્વસત્તાધીશ

ખુદાની ખુદાઈનો સ્વીકાર છે. તેનો ન કોઈ પુત્ર છે અને ન પિતા છે. એની ખુદાઈમાં કોઈ ભાગીદાર નથી. બ્રહ્માંડના સર્જન, વિશ્વનું સમગ્ર સંચાલન અને પૃથ્વી તથા આકાશની સર્વ સત્તાઓ તેના જ અંકુશમાં છે. ભારતીય સમાજ જે સદીઓથી આવા ભેળસેળ વગરની તૌહીદ (એકેશ્વરવાદ)થી અજાણ હતો, તેના ઉપર આ એકેશ્વરવાદ (તૌહીદ)ની માન્યતાની અસર પડવી સ્વાભાવિક છે.

હિન્દુ સંસ્કૃતિ અને હિંદુ ધર્મ પર ઈસ્લામની અસરનું વર્ણન કરતાં પ્રસિદ્ધ વિદ્વાન અને પ્રખર ઈતિહાસકાર **ડો. કે. એમ. પાનીક્કર** લખે છે કે, ''એ વાત તો સ્પષ્ટ છે કે, આ યુગમાં હિંદુ ધર્મ પર ઈસ્લામની ઉંડી અસર પડી. હિન્દુઓમાં ખુદાપરસ્તીની કલ્પના ઈસ્લામના કારણે જ જન્મી. એ સમયના તમામ હિન્દુ ધર્મસુધારકોએ પોતાના દેવતાઓનું જે કંઈ નામ રાખ્યું હોય, પણ ખુદાપરસ્તી (એકેશ્વરવાદ)ની જ તઅલીમ આપી. એટલે કે ખુદાપાક એક છે, તે જ ઈબાદત (પૂજા)ને પાત્ર છે, અને તેના દ્વારા જ આપણને મુક્તિ મળી શકે છે.''

## ઈસ્લામી બંધુત્વ અને સમાનતાની ભેટ :

સામાજિક જીવનમાં ભારત માટે સૌથી નવી અને મૂલ્યવાન વાત ઈસ્લામી ભાઈચારા અને સમાનતાની કલ્પના હતી. મુસલમાનોમાં ન તો જ્ઞાતીય ઉંચ-નીચ હતી કે ન તો અછૂત જ્ઞાતિ હતી. એમની માન્યતા એ હતી કે, કોઈ વ્યક્તિ જન્મે અછૂત કે અજ્ઞાની હોતી નથી કે જેને જ્ઞાન પ્રાપ્ત કરવાનો અધિકાર ન હોય. તેઓમાં ઉદ્યોગ કે ધંધા માટે કોઈ જાતિ ખાસ ન હતી. તેઓ એક સાથે રહેતા અને ખાતા-પીતા હતા. અમીર અને ગરીબ બધા સાથે રહીને જ્ઞાન પ્રાપ્ત કરતા હતા. દરેક વ્યક્તિને એ અધિકાર હતો કે, જે કામ-ધંધો ઈચ્છે તે અપનાવે.

માનવ સમાનતાની આ વ્યવસ્થા ભારતીય માનસ અને ભારતીય સમાજ માટે એક નવો અનુભવ હતો. ચિંતન-મનનનું આમંત્રણ હતું. તેનાથી આ દેશને ઘણો લાભ થયો. એના જ પરિણામે પ્રવર્તમાન જાતિવાદનાં બંધનો

ખૂબ ઢીલાં પડ્યા અને દેશમાં જ્ઞાતિવાદ વિરૂદ્ધ પ્રતિક્રિયા શરૂ થઈ. સમાજ સુધારણાના આગેવાનો માટે એ પ્રેરણાસ્ત્રોત હતો.

**પંડિત જવાહરલાલ નહેરૂ**એ આ ઐતિહાસિક હકીકતનો સ્વીકાર નીચેના શબ્દોમાં કર્યો છે : "ઉત્તર પશ્ચિમેથી આવનાર આક્રમણકારો અને ઈસ્લામનું આગમન ભારતના ઈતિહાસમાં ખૂબ મહત્વ ધરાવે છે. તેણે એ બુરાઈઓ જે હિન્દુ સમાજમાં પેદા થઈ હતી, એટલે કે જાતીય ભેદભાવ, છૂત-અછૂત અને અસ્પૃશ્યતાને જાહેર કરી દીધા. ઈસ્લામના બંધુત્વના દૃષ્ટિકોણ અને મુસલમાનોની અમલી સમાનતાએ હિન્દુ માનસ પર ઉંડી અસર કરી. ખાસ કરીને તે લોકો જે હિન્દુ સમાજમાં સમાનતાના હક્કોથી વંચિત હતા, તેઓ એનાથી ખૂબ પ્રભાવિત થયા."

## સ્ત્રીઓના અધિકારો અને ગલત રિવાજોની સુધારણા :

બીજી ભેટ જે મુસલમાનો આ દેશ માટે લાવ્યા, તે સ્ત્રીની આબરૂ તથા માનવજાતની એક પ્રતિષ્ઠિત સભ્ય અને પુરૂષની જીવનસંગિની રૂપે તેના અધિકારોનો સ્વીકાર હતો. એક એવા દેશમાં, જ્યાં ઉચ્ચ કુળની સ્ત્રીઓ પતિના મૌત પર સતી થતી હતી, કારણ કે સમાજની તથા તેમની પોતાની દૃષ્ટિએ પતિના મૃત્યુ પછી તેમને જીવતા રહેવાનો અધિકાર જ ન હતો. આવા સમાજમાં ઈસ્લામે અબળા (સ્ત્રી)ને આપેલ અધિકારોનું જે મહત્વ હોઈ શકે, તે સ્પષ્ટ છે.

સતીના ભયાનક અને દિલદ્રાવક કુરિવાજની સુધારણામાં પણ મુસ્લિમ સત્તાધીશોએ (ભારતની ધાર્મિક માન્યતાઓ અને રસમોનું સન્માન જળવાઈ રહે તે રીતે) શક્ય તેટલો ભાગ લીધો. મશહુર ભારતયાત્રી ડોક્ટર બર્નેર લખે છે કે, આજકાલ પહેલાંની તુલનામાં સતીની સંખ્યા ઘટી ગઈ છે. કેમકે મુસલમાનો કે જેઓ આ દેશના સત્તાધીશો છે, તેઓ આ ભયંકર કુરિવાજને નિર્મૂળ કરવાના શક્ય તેટલા પ્રયત્નો કરે છે. જો કે એની મનાઈ માટે કોઈ કાનૂન નથી. કેમકે તેમની પોલીસીનો એ ભાગ છે કે, તેઓ હિન્દુઓના મામલાઓમાં દખલગીરી યોગ્ય સમજતા નથી. ધાર્મિક ક્રિયાઓ

કરવામાં તેમને સ્વતંત્રતા આપે છે. તેમ છતાં સતીની પ્રથાને અમુક પદ્ધતિઓ દ્વારા રોકે છે. અહીં સુધી કે કોઈ સ્ત્રી પોતાના સૂબાના ગવર્નરની પરવાનગી વગર સતી થઈ શકતી નથી. ગવર્નર કદાપિ રજા આપતો નથી. અહીં સુધી કે તેને ખાતરી થઈ જાય કે તે પોતાના ઈરાદાથી કોઈ પણ રીતે પાછી ફરવા તૈયાર નથી.

ગવર્નર વિધવાને વાતચીત દ્વારા સમજાવે છે અને કેટલાંય વચનો-ધમકીઓ આપે છે. જો તેનાં સૂચનો અને યુક્તિઓ સફળ ન થાય તો ક્યારેક એવું પણ કરે છે કે, તેણીને પોતાના મહેલમાં મોકલી દે છે, જેથી બેગમો પણ તેને પોતાની રીતે સમજાવે, પરંતુ આ તમામ યુક્તિઓ હોવા છતાં સતીની સંખ્યા હજુ પણ વધારે છે. ખાસ કરીને એ રાજાઓના વિસ્તારોમાં જ્યાં કોઈ મુસલમાન ગવર્નર નથી.

**ઈતિહાસ લેખન :**

મુસલમાનો કેટલીક આધુનિક વિદ્યાઓ પણ ભારતમાં લાવ્યા. એ વિદ્યાઓમાં ઈતિહાસ પણ ખૂબ મહત્વ ધરાવે છે. કેમકે તે સમય સુધી આ વિષયમાં ભારત બિલ્કુલ નિર્ધન હતો. અહીં કોઈ જ પુસ્તક વાસ્તવમાં ઈતિહાસનું પુસ્તક કહેવા લાયક ન હતું, પણ માત્ર ધાર્મિક લેખો, યુદ્ધ સબંધી કાવ્યો તથા મહાભારત અને રામાયણની પ્રતો મળતી હતી. મુસલમાનોએ ઈતિહાસના વિષય અંગે આખું પુસ્તકાલય તૈયાર કરી દીધું, જેની ગણના ઈતિહાસમાં અસ્તિત્વમાં આવેલ વિશાળતમ પુસ્તકાલયોમાં કરી શકાય છે.

**ડો. ગુસ્તાવ લેબોન** પોતાના પુસ્તક ભારતીય સંસ્કૃતિમાં લખે છે કે, “ભારતનો ઈતિહાસકાળ વાસ્તવમાં મુસલમાનોનાં આક્રમણ પછી શરૂ થયો અને ભારતના પ્રથમ ઈતિહાસકાર મુસલમાનો હતા.”

**વિવિધ શૈલીઓ તથા સંસ્કૃતિ-સભ્યતામાં પરિવર્તન :**

ભારતને મુસ્લિમો દ્વારા સામાન્ય રીતે વિશાળ દૃષ્ટિકોણ, વિશિષ્ટ ચિંતન-મનન તથા કાવ્ય અને સાહિત્યની નવીન શૈલીઓ પ્રાપ્ત થઈ. નવીન

ચિંતનશૈલી બૌદ્ધિક, સાહિત્યિક અને ચિંતનાત્મક ક્રાંતિ વગર શક્ય ન હતી. મુસ્લિમોએ અહીંની સંસ્કૃતિને અન્ય ભેટો આપવાની સાથે આ દેશને એક અત્યંત સુંદર અને વિશાળ ભાષા ભેટ ધરી, જે ભારતની વિવિધ કૌમો વચ્ચે વિચારોના આપ-લેનું માધ્યમ તથા જ્ઞાન અને સાહિત્યની ભાષા બની. અર્થાત્ ઉર્દૂ ભાષા જેની વિશાળતા અને મધુરતાનો પરિચય આપવાની જરૂરત નથી.

આ દેશમાં સંસ્કૃતિ અને રહેણી-કરણી, કળા-કારીગરી અને જીવનની રીતભાત ઉપર મુસલમાનોની અસર અન્ય તમામ ક્ષેત્રો કરતાં વધારે ઉંડી દેખાય છે. તેમણે આ દેશના જીવનમાં એક નવી ક્રાંતિ પેદા કરી દીધી, જે આ ઉપખંડની પ્રાચીન પ્રણાલિકાઓથી બિલ્કુલ ભિન્ન હતી. જેમકે વર્તમાન યુરોપનું જીવન ત્યાંના મધ્યયુગના જીવનથી બિલ્કુલ ભિન્ન છે.

**જમીન મહેસૂલ અને જમીન માપણી વિશે સુધારાઓ :**

જમીન મહેસૂલ અને જમીનની માપણી વગેરેની વ્યવસ્થામાં મુસ્લિમ બાદશાહોએ ખાસ સુધારા કર્યા અને કાયદા ઘડ્યા. અર્થવ્યવસ્થા અને ખાસ કરીને સિક્કાઓની વ્યવસ્થા અંગે જે કિંમતી સુધારા આ યુગમાં થયા તેનાથી ભારત આ પહેલાં બિલ્કુલ અજાણ હતું. કાનૂન બનાવવામાં તથા વહીવટના સંચાલનમાં શેરશાહ સૂરીને નિપુણતા પ્રાપ્ત હતી. બાદમાં અકબરે તેનું જ અનુકરણ કર્યું.

પ્રાણી ઉછેર તથા તેમના વંશની સુધારણામાં પણ મુસ્લિમ હુકૂમતોને કમાલ પ્રાપ્ત હતો. જહાંગીરની 'તુઝક' તથા બીજા ઐતિહાસિક ગ્રંથો જેમકે 'આઈને અકબરી' વગેરેમાં એની વિગતો જોવા મળે છે. હોસ્પિટલો તથા જરૂરતમંદોના આશ્રયસ્થાનોનાં બાંધકામ, જાહેર બગીચાઓ, પર્યટન સ્થળો, મોટી નહેરો અને વિશાળ તળાવોનું નિર્માણ મુસ્લિમ હુકૂમતોની સિધ્ધિઓ છે. મૌલાના સૈયદ અબ્દુલહય હસની (રહ.)એ પોતાના બેમિસાલ ગ્રંથ 'જન્નતુલ મશ્રિક'માં મુસ્લિમકાલીન ભારતનાં ચિકિત્સાલયો, જાહેર હિતની સંસ્થાઓ તથા નિર્માણ યોજનાઓની લાંબી સૂચી દર્શાવી છે.

શેરશાહ સૂરી વિશે જાણીને કોઈ પણ આશ્ચર્યમાં પડી જશે. દેશની પ્રગતિ અને સમૃદ્ધિ, સુવ્યવસ્થા માટેનાં કાર્યો, મહાન બાંધકામ યોજનાઓ, ન્યાય અંગે સુધારેલ કાયદા-કાનૂન તથા ટૂંકી મુદતમાં કરેલા સુધારાઓને જાણીને તથા એ જાણીને કે આ બધું માત્ર પાંચ વર્ષના ટૂંકા ગાળામાં પૂર્ણ કર્યું, કોઈ પણ વ્યક્તિ આ મહાપ્રતિભા (Genius)ની મહાનતાનો સ્વીકાર કરે છે. શેરશાહ સૂરીની હુકૂમતની મુદત પાંચ વર્ષ હતી. આ ટૂંકી મુદતમાં તેણે ઘણા મોટા કાર્યા કર્યા. સુલ્તાન અલાઉદ્દીન ખિલજી પછી શેરશાહ એવો સૌપ્રથમ બાદશાહ હતો, જેણે હુકૂમતનું બંધારણ અને કાયદા ઘડ્યા. બાદમાં આવનારાઓએ કાયદા ઘડવા માટે એને જ પાયો બનાવ્યો. શેરશાહે જ સેનાને આધુનિક પદ્ધતિ પર વ્યવસ્થિત કરી. તેણે નાણાંકીય કાયદા ઘડ્યા અને સિક્કાઓની વ્યવસ્થા સુધારી. ભૂમિની માપણી કરાવીને વિવિધ ખેતપેદાશો પર મહેસૂલના દર નક્કી કર્યા. દેશને સૂબાઓ અને સૂબાઓને જીલ્લાઓ તથા જીલ્લાઓને વિભાગોમાં વહેંચ્યા. અદાલતી વ્યવસ્થામાં પણ સુધારા કર્યા. પોતાના શાસનકાળના ટૂંકા ગાળામાં તેણે હાઈવે બંધાવ્યો, જે બંગાળની અંતિમ સરહદ સુનારગાંવથી સિંધ સુધી પહોંચે છે. જેની લંબાઈ ૪૮૨૭.૯ કિલોમીટર થાય છે. હાઈવે પર દર બે માઈલે (૩.૨૩ કિ.મી.) એક વિશ્રામગૃહ હતું, જેમાં મુસલમાનો અને હિન્દુઓ માટે અલગ-અલગ જમવાની વ્યવસ્થા હતી. દરેક વિશ્રામગૃહમાં ડાકઘરની વ્યવસ્થા હતી. આ રીતે ભારતની એક સરહદના સમાચાર બીજી સરહદ સુધી એક જ દિવસમાં પહોંચી જતા. સડકના બન્ને કિનારે ફળદાર વૃક્ષો ઉગાડ્યા હતા. એવી જ રીતે આગ્રા અને માંડો કે જેની વચ્ચે ૬૦૦ માઈલનું અંતર છે, વિશ્રામગૃહો અને ફળદાર વૃક્ષો ઉગાડ્યા હતા. ખરેખર એ જમાનો કે જ્યારે વિશ્વ ઔદ્યોગિક અને સાંસ્કૃતિક રીતે એટલું બધું વિકસિત ન હતું તેવા સમયે શેરશાહે કરેલા કાર્યોને જોતાં કોઈ પણ વ્યક્તિ એમ કહી ઉઠશે કે, તે વિશ્વના સૌથી મહાન બાદશાહોમાંથી એક હતો.

Marshman Clarke લખે છે કે, ‘‘ખરેખર શેરશાહ ખૂબ સમજુ, ઉદાર અને સંત હૃદયનો પુરૂષ હતો. તે જેટલો પ્રખ્યાત સૈનિક હતો, તેટલો

જ સફળ અને પરિપૂર્ણ શાસક હતો. જો કે તેને યુદ્ધમાંથી ખૂબ ઓછી ફુરસદ મળી, છતાં તેણે વહીવટની તમામ શાખાઓમાં સુધારા કર્યા. તેણે જે કાયદા-કાનૂન ઘડ્યા તે તેના મૃત્યુ પછી પણ અમલમાં રહ્યા. અહીં સુધી કે અકબરે તે કાયદા અને સુધારાઓને પોતાના આદર્શ તરીકે અપનાવ્યા, જે પાછળથી 'આઈને અકબરી'ના નામે જાણીતા બન્યા.''

સમ્રાટ અકબરની માન્યતાઓ તેના જીવન અને તેના 'દીને ઈલાહી'થી ઈસ્લામી રૂએ મતભેદ હોય શકે અને મુસ્લિમ ઈતિહાસકારોને તેના અંતિમકાળના વિચારોથી ગમે તેટલું દુઃખ થાય, પરંતુ એમાં કોઈ શંકા નથી કે તે પોતાના ઉચ્ચ મનોબળ, કાનૂન ઘડતર, કળાપ્રેમ, દરેક કાબિલ વ્યક્તિથી કામ લેવાની કળા, સત્તાનો ફેલાવો તથા ભારતીય માનસને સમજવાની રૂએ એક મહાન શાસક હતો. જેનો કોઈ ઈતિહાસકાર અસ્વીકાર કરી શકતો નથી.

સુલ્તાન ઔરંગઝેબ આલમગીર જેવા શાસકો પણ ઈતિહાસમાં શોધ્યે પણ જડે નહીં. તેમનું જીવન, તેમની વિદ્યાકીય અને વિકાસ માટેની સેવાઓ, મહાન કાર્યોથી ભરેલો ઈતિહાસ, અડધી સદી સુધી સતત વિજયો અને સુધારાઓ, બેમિસાલ સહનશક્તિ, જીવનના અંતિમ દિવસોમાં પણ વિશાળ સલ્તનતની દેખભાળ, ખૂબ વ્યસ્ત હોવા છતાં ધાર્મિક કાર્યો, બંદગીની પાબંદી, જ્ઞાન અને અભ્યાસમાં મશ્ગૂલી જાણીને કોઈ પણ વ્યક્તિ એ વાતનો સ્વીકાર કરે છે કે, તેઓ ખરેખર એક લોખંડી પુરૂષ હતા. ડર, નિરાશા કે શંકાનું તેમની પાસે કોઈ સ્થાન ન હતું. જો સંપૂર્ણ તકેદારી અને જવાબદારીની ભાવના સાથે નિષ્પક્ષ રીતે દુનિયાના મહાપુરૂષોની સૂચિ તૈયાર કરવામાં આવે તો તેઓ એમાં ઉચ્ચ સ્થાન મેળવવાના હકદાર છે.

શ્રી ઈશ્વરી પ્રસાદ લખે છે કે, ''ઔરંગઝેબ એક કડક સ્વભાવના શાસક હતા, પરંતુ તેમનો ગુસ્સો માત્ર હિંદુઓ માટે જ ન હતો. તેમણે રાજકીય હિતો સાધવા જો હિંદુઓ પર સખ્તાઈ કરી છે, તો મુસ્લિમો ઉપર તેનાથી વધારે સખ્તાઈ કરી છે. તેમના કાળમાં ઘણા બધા હિંદુઓ નોકરીઓમાં

મોટા-મોટા હોદ્દા પર હતા. તેમણે હિંદુઓને ફારસી ભાષા શીખવા માટે પ્રોત્સાહન આપ્યું અને નાણાંખાતુ તો પુરેપૂરૂં હિંદુઓના જ હાથોમાં હતું. તેઓ હિંદુ તિર્થધામોનો ઘણો આદર કરતા હતા. કાશી, પ્રયાગ અને બીજા હિંદુ મંદિરો માટે તેમણે જે જાગીરો આપી છે, અને હિંદુ ધર્મગુરૂઓ માટે જે સુવિધાઓ તથા વ્યવસ્થાઓ કરી છે, તેનાથી તેમની ન્યાયપ્રિયતા તથા વિશાળ હૃદયતા સાબિત થાય છે.'' *(ભારતનો ઈતિહાસ : પૃ.૬૫૮)*

**પ્રોફેસર આર્નોલ્ડ** લખે છે કે, ''ઔરંગઝેબ કાળના પુસ્તકોના અભ્યાસથી એ વાત સ્પષ્ટ થઈ જાય છે કે, તેમણે ક્યારેય કોઈ બિનમુસ્લિમને જબરદસ્તી મુસલમાન નથી બનાવ્યો, બલ્કે તેમણે બિનમુસ્લિમોને ખુશ કરવાના અંતિમ કક્ષાના પ્રયત્નો કરી જોયા. જેથી તેમના વિશે કોઈ પ્રકારની ગેરસમજ પેદા ન થાય.''

### રહેણી-કરણીમાં સુધારો અને સુઘડતા :

વળી, મુસલમાનોએ સ્વચ્છતા, સુઘડતા, ખાવા-પીવાની વસ્તુઓમાં સુરુચિ, તંદુરસ્તીના નિયમોની પાબંદી, હવા-ઉજાસવાળા ઘરો બનાવવાની રીત તથા વિવિધ પ્રકારના ખાવા-પીવાના વાસણોથી પણ ભારતીયોને પરિચિત કર્યા. આ પહેલાં ભારતીયો મોટી-મોટી દાવતોમાં ખાવાનું ઝાડના પાન ઉપર પીરસીને જમતા હતા. (અને આજે પણ ક્યાંક આવો રિવાજ છે.) પરંતુ મુસલમાનોએ અહીંના સમાજ, ઘરેલું જીવન અને ગૃહ-શણગારમાં એક મહાન ક્રાંતિ પેદા કરી દીધી. તેમણે આધુનિક સ્થાપત્ય કળા પણ વિકસાવી, જે ગંભીરતા, સૌંદર્ય અને સપ્રમાણતામાં દેશની પ્રાચીન સ્થાપત્યકળાથી ઉચ્ચ હતી. તાજમહેલ સ્થાપત્યકળાની અજાયબીના રૂપે એ સુવર્ણકાળની યાદ તાજી કરતો રહેશે.

### સભ્યતા અને સંસ્કૃતિ પર ઉંડી અસરો :

**પંડિત જવાહરલાલ નહેરૂ**એ 'Discovery of India'માં ભારતીય સમાજ, ભારતીય વિચારશૈલી અને ભારતીય સંસ્કૃતિ પર મુસલમાનોની હંમેશા યાદ રહેનારી ઉંડી અસરોનો સ્વીકાર કરતાં લખ્યું છે : ''ભારતમાં

ઈસ્લામ તથા એ વિવિધ કૌમો જે પોતાની સાથે નવા વિચારો અને જીવનની વિવિધ શૈલીઓ લઈને આવી, તેમના આગમને અહીંની માન્યતાઓ અને અહીંના સામાજિક જીવનને પ્રભાવિત કર્યું. બાહ્ય આક્રમણ ભલે ગમે તે ખરાબીઓ લઈને આવે, પણ તેનાથી એક લાભ જરૂર થાય છે. એ પ્રજાના વૈચારિક સ્તરને ઉંચુ લાવે છે અને તેમને પોતાની માનસિક સંકુચિતતાથી બહાર નીકળવા મજબૂર કરે છે. તેઓ એ વાત સમજવા લાગે છે કે, તેઓ જગતને જેવું સમજતા હતા તેના કરતાં તે ખૂબ વિશાળ અને વૈવિધ્યપૂર્ણ છે. બિલ્કુલ આ જ રીતે અફઘાનોના વિજયે ભારત પર પ્રભાવ પાડ્યો. તેનાથી ઘણા જ ફેરફારો અસ્તિત્વમાં આવ્યા. એથી પણ વધારે ફેરફારો ત્યારે અસ્તિત્વમાં આવ્યા, જ્યારે મુઘલો ભારતમાં આવ્યા. કેમકે તેઓ અફઘાનો કરતાં વધારે સભ્ય અને વિક્સિત હતા. તેમણે ભારતમાં ખાસ કરીને એ સુઘડતા-સુરુચિ ફેલાવી, જે ઈરાનમાં હતી.''

આ હકીકતનો સ્વીકાર કોંગ્રેસના માજી પ્રમુખ અને જંગે આઝાદીના આગેવાન **ડો. પટ્ટાભિ સીતારમૈયા**એ પણ કોંગ્રેસના જયપુર અધિવેશનમાં પોતાના પ્રમુખપદના ભાષણમાં આ શબ્દોમાં કર્યો :

''મુસલમાનોએ આપણી સંસ્કૃતિને અતિ સમૃદ્ધ બનાવી છે અને આપણી શાસનવ્યવસ્થા તથા વહીવટને સ્થિર તથા મજબૂત બનાવ્યો છે. તેઓ દેશના અત્યંત દૂરના વિસ્તારોને એકબીજાથી નજીક લાવવામાં સફળ થયા. આ દેશના સાહિત્ય અને સામાજિક જીવનમાં તેમની છાપ ખૂબ ઉંડે સુધી જોવા મળે છે.''

## ફળફળાદિમાં પ્રગતિ :

હરિયાળી હોવા છતાં આ દેશમાં ફળો ખૂબ ઓછી સંખ્યામાં અને નિમ્ન કક્ષાના હતા, અને જે પણ ઉગતા હતા તે સામાન્ય રીતે સ્વયં ઉગતા હતા. તેમની તરફ દેશવાસીઓ યોગ્ય ધ્યાન આપતા ન હતા. પરંતુ જ્યારે મુઘલો (જેમની રુચિ ઉચ્ચ હતી અને જેમના વતનમાં ખૂબ વધારે ફળો-સૂકામેવા થતા હતા) આ દેશમાં દાખલ થયા તો તેમણે ફળો અને મેવાને ખૂબ પ્રગતિ

આપી. જેનું વર્ણન 'તુઝકે બાબરી' અને 'તુઝકે જહાંગીરી' દ્વારા જાણી શકાય છે. મુઘલોએ ભારતીય ફળો તરફ ખાસ ધ્યાન આપ્યું અને વિવિધ ફળોની કલમો એકબીજા સાથે જોડીને સંખ્યાબંધ અનોખા અને સ્વાદિષ્ટ પ્રકારો કે જાતિઓની શોધ કરી. કેરી ભારતનું મશહૂર અને સૌથી સ્વાદિષ્ટ ફળ છે. મુઘલોના આગમન પહેલાં તેની માત્ર એક જ જાત એટલે કે દેશી થતી હતી, પરંતુ તેમણે વિભિન્ન પ્રકારના પરસ્પર મેળાપ દ્વારા કલમી કેરીઓ પેદા કરી, જે ખૂબ જ સ્વાદિષ્ટ અને મનમોહક રંગની હોય છે. આના પરિણામે કલમી કેરીઓની એટલી જાતો પેદા થવા લાગી, જેની ગણતરી મુશ્કેલ છે.

### ઉદ્યોગ-કારીગરી, ખેતી અને વ્યાપાર ક્ષેત્રે પ્રગતિ :

આવી જ સ્થિતિ કાપડ ઉદ્યોગની હતી. ભારતીયોનો પોશાક સામાન્ય રીતે ગજિયુ કાપડ અને મામૂલી પ્રકારના જાડા સુતરાઉ કે કાચા ઉનનો હતો. સુલતાન મહમૂદ ઈબ્ને મુહમ્મદશાહ ગુજરાતીએ (જે મહમૂદ બેગડા (મૃ.૧૫૧૧)ના નામથી ઓળખાતો હતો) સંખ્યાબંધ કારખાના સ્થાપ્યા હતા. જેમાં કાપડનું વણાટકાર્ય, રંગકામ, છાપકામ અને ડિઝાઈન તૈયાર કરવાનું કામ થતું હતું. કોતરકામ, હાથીદાંત, રેશમી કાપડ અને કાગળ બનાવવાના કારખાનાં પણ સ્થાપવામાં આવ્યા હતા. સુલતાન મહમૂદ ગુજરાતી રચનાત્મક વલણ ધરાવતો હતો. તેણે દેશના ખૂણે ખૂણે બેમિસાલ ઔદ્યોગિક, કૃષિ વિષયક તથા વ્યાપારી પ્રવૃત્તિઓ વિકસાવી હતી. ભારતના મહાન ઈતિહાસ-કાર મૌલાના અબ્દુલહય (રહ.) 'નુઝહતુલ ખવાતિર'માં મજકૂર સુલતાન અંગે વર્ણન કરે છે :

"સુલતાનના મહાન કાર્યોમાં દેશની પ્રગતિ, મસ્જિદો-મદ્રસાઓ અને મુસાફરખાનાનું બાંધકામ, કૃષિ ઉત્પાદનમાં વૃદ્ધિ માટે ફળદાર વૃક્ષો અને બગીચાઓનું નિર્માણ શામેલ છે. તેણે લોકોને આ કાર્યો માટે પ્રોત્સાહિત કર્યા તથા સિંચાઈ માટે કૂવા અને નહેરો બનાવી. આથી જ કળાકારો, બાંધકામના નિષ્ણાંતો અને ઉદ્યોગ હસ્તકલાના નિષ્ણાંતો ઈરાન તથા તુર્કસ્તાનથી મોટી સંખ્યામાં આવ્યા અને પોતાના ઉદ્યોગો અહીં સ્થાપ્યા.

આથી ગુજરાત કૂવાઓ અને નહેરોના લીધે એક હરિયાળો પ્રદેશ બની ગયું. અહીં લહેરાતા ખેતરો, ગીચ બગીચાઓ અને સ્વાદિષ્ટ ફળો પેદા થવા લાગ્યા. આ સિવાય ગુજરાત એક વ્યાપારમંડી પણ બની ગયું કે જ્યાંથી ઉમદા પ્રકારના કિંમતી કપડાં વિદેશમાં નિકાસ થતા હતા. આ બધું સુલતાન મહમૂદશાહની દેખરેખ અને દેશની પ્રગતિ તથા સમૃદ્ધિ પ્રત્યે તેની વિશેષ રુચિનું પરિણામ હતું.''

કોઈ કૌમના ઈતિહાસમાં વખતોવખત એવી વ્યક્તિઓનું પેદા થવું, જે જીવનના વિભિન્ન ક્ષેત્રોમાં જ્ઞાન અને સાહિત્યની વિભિન્ન શાખાઓમાં અસાધારણ શક્તિઓ ધરાવતી હોય તો એ વાતની જીવંત સાબિતી છે કે, એ કૌમને જીવતા રહેવાનો અધિકાર છે અને એના જીવન તથા માનસિક શક્તિઓનો સ્ત્રોત સુકાયો નથી.

**મંગોલો (તાતારીઓ)ના હુમલાઓ સમયે ભારત વિદ્વાનો માટે આશ્રય સ્થળ :**

ભારતમાં ૧૨મી સદીમાં સ્થિર, શક્તિશાળી, જ્ઞાનપ્રેમી મુસ્લિમ સલ્તનતનો પાયો નંખાયો. તેની છત્રછાયાળ હેઠળ મહાન ઉલમા અને વિદ્વાનો મોટી સંખ્યામાં અહીં ભેગા થયા. એવા સમયે મંગોલોએ ઈસ્લામી દેશો ઉપર ચઢાઈ કરી અને સમગ્ર ઈસ્લામી દુનિયાને છિન્ન-ભિન્ન કરી દીધી. ઈસ્લામી રાજધાનીઓ અને સાંસ્કૃતિક કેન્દ્રો બરબાદ થઈ ગયા. પરિણામે મંગોલ-તાતારીઓના જંગલી હુમલાનો ભોગ બનેલા શહેરોમાંથી સ્થળાંતરનું ન રોકી શકાય તેવું પૂર આવ્યું. વિદ્વાનો અને ઉમરાવો મંગોલોના જુલ્મ અને જંગલીપણાંથી બચવા માટે સુરક્ષિત સ્થળ શોધવા એક દેશથી બીજા દેશમાં જવા લાગ્યા.

તે સમયે ભારતમાં તુર્કીના ગુલામવંશના શાસકોનું રાજ્ય હતું. ભારત જ એક એવો દેશ હતો, જેણે મંગોલો-તાતારીઓના હુમલાનો દરેક વખતે જડબાતોડ જવાબ આપ્યો અને તેમના હુમલાઓને ખદેડી મૂક્યા. આથી જ વિભિન્ન સમયે ઈરાન અને તુર્કસ્તાનના જ્ઞાનપ્રેમી, કાબેલ અને માનનીય

ખાનદાનોએ મોટી સંખ્યામાં પોતાના વતનથી હિજરત કરીને ભારતમાં આશ્રય લીધો. અસંખ્ય સજ્જનો કે જેઓ જ્ઞાન, કળાના ઉચ્ચ હોદ્દાઓ ઉપર પેઢીઓથી બિરાજમાન હતા, અહીં આવીને સ્થાયી થવા લાગ્યા. બાદશાહ શમસુદ્દીન અલ્તમશ, ગિયાસુદ્દીન બલબન અને અલાઉદ્દીન ખિલજી વગેરેના જમાનામાં આ ખાનદાનો ખૂબ મોટી સંખ્યામાં અહીં સ્થાયી થયા. આ હિજરત અને તેના કારણોનું વર્ણન કરતાં પ્રાચીન ભારતીય ઈતિહાસકાર ઝિયાઉદ્દીન બરની લખે છે :

"આ બધા ખાનદાનો, મહાન વિદ્વાનો અને સંતો મંગોલો અને ચંગેઝખાનના હુમલાઓના પરિણામે દેશ છોડીને આવી રહ્યા હતા. આ સ્થળાંતર કરનારાઓમાં ઉચ્ચ કુટુંબોના નબીરાઓ, અનુભવી સૈનિકો, મહાન અધ્યાપકો, વિદ્વાનો, ન્યાયાધીશો, મહાન સંતો સામેલ હતા."

## ભારતીય મૂળના મહાપુરૂષો :

એ કુટુંબો તથા જે ભારતીય કુટુંબોએ તેમના હાથે ઈસ્લામ સ્વીકાર કર્યો, તેમનામાં મહાન જ્ઞાની અને આધ્યાત્મિક શક્તિ ધરાવતા મહાપુરૂષો, વહીવટ અને નેતૃત્વમાં નિપુણ રાજકારણીઓ વગેરે પેદા થયા. અમુક એવી વ્યક્તિઓ પણ પેદા થઈ, જેમનું ઉદાહરણ સમગ્ર ઈસ્લામી જગતમાં મળવું મુશ્કેલ છે.

ભારતીય ઈસ્લામી વંશમાં એવા બાદશાહો, સજ્જનો, પ્રધાનો, વિદ્વાનો અને લેખકો પેદા થયા, જેમના પર ઈતિહાસ ગર્વ કરે છે. અન્ય કૌમો તેમનું ઉદાહરણ પેશ કરવા અસમર્થ છે.

અમુક મહાન શાસકોની આપણે વાત કરી, હવે કેટલાક પ્રતિભાશાળી વઝીરો તથા વિદ્વાન અમીરો અને શાયરો વિશે જાણીએ. એ સૂચિમાં સૌપ્રથમ અમીર ખુસરુનું નામ આવે છે. વિશ્વના નિપુણ પ્રતિભાશાળી વિદ્વાનોની જો કોઈ સૂચિ તૈયાર કરવામાં આવે તો એમાં અમીર ખુસરુનું નામ અવશ્ય હશે. તે જ્ઞાન અને કળાઓ, સાહિત્ય, કાવ્ય, સંગીતના જાણકાર હતા. શાયરીના વિવિધ પ્રકારો, સંગીતના વિવિધ સૂર-તાલો, છંદોના સર્જક-શોધક

હતા. તે ફારસી અને હિન્દી કાવ્યના સર્વમાન્ય ગુરૂ તથા એવા કવિઓના નાયક હતા, જેમની ભાષા, રૂઢિપ્રયોગો, શ્રેષ્ઠ લેખન, મધુરતા, દર્દ અને અસર ઈરાનમાં પણ માન્ય અને ગૌરવપાત્ર છે. તેમની શાયરીની ફારસીના મહાકવિઓ ખ્વાજા હાફિઝ અને શૈખ સા'દીએ પણ પ્રશંસા કરી છે. તે એક એવા સૂફી હતા, જેમના દર્દપૂર્ણ અને પ્રેમભર્યા કાવ્યોથી આજે પણ સૂફીઓની ખાનકાહો ઉત્સાહ અને મસ્તીમાં છે. તેમની હિન્દી શાયરી અને કાવ્યો હિન્દી તથા ઉર્દૂ બન્ને ભાષાઓનો પાયો છે.

વઝીર ઈમામુદ્દીન ગીલાની (મૃ.૧૪૮૧) જે મહમૂદ ગાવાંના નામથી પણ જાણીતા છે. તે પોતાના સમયના મહાન વિદ્વાન અને કલમકાર વઝીર હતા. તેમની ખ્યાતિ ભારતની હદ ઓળંગીને અરબ, ઈરાન અને તુર્કસ્તાન સુધી પહોંચી ગઈ હતી. ખૂબ બંદગી, ખુદાનો ડર, આત્માની શુધ્ધિ, જ્ઞાન તથા વહીવટમાં તેમનો જોટો જડવો મુશ્કેલ છે. ભાષાજ્ઞાન તથા લેખનમાં પણ તેમનું સ્થાન ઉંચું છે. તે સમયના મહાન સાહિત્યકારોમાં તેમની ગણના થાય છે. ઈરાનના મહાન કવિ અને સંત મૌલાના અબ્દુર્રહમાન જામી મજકુર વઝીરની પ્રશંસામાં લખે છે :

હમ જહાં રા ખ્વાજા વ હમ ફક્ર રા દીબાજા ઉસ્ત
આયતુલ ફક્રી વલાકીન તહત અસ્તારૂલ ગીના

(તેઓ સમગ્ર વિશ્વના સરદાર અને ફકીરોનો વેશ છે. તેઓ ફકીરીની નિશાની છે, પરંતુ તે અમીરીના પડદામાં છુપાયેલી છે.)

અબુલકાસિમ અબ્દુલઅઝીઝ ગુજરાતી (મૃ.૧૫૧૫) જે આસિફખાન વઝીરે ગુજરાતના નામથી મશહૂર હતા, તે વિદ્વાન અને પ્રતિભાશાળી વઝીરોની પ્રથમ હરોળમાં આવે છે. તે સમયના મહાન અરબ વિદ્વાન અલ્લામહ શિહાબુદ્દીન ઈબ્ને હજર મક્કીએ તેમના જીવનચરિત્ર વિશે એક પુસ્તક લખ્યું છે. એમાં તેમની વિદ્વતા અને ખુદાપરસ્તીની ખૂબ પ્રશંસા કરી છે. તેઓ લખે છે કે, "જે સમયે આસિફખાન મક્કામાં આવીને રોકાયા હતા, ત્યારે મક્કામાં અદ્‌ભૂત હર્ષ ફેલાઈ ગયો હતો. વિદ્વાનો તેમની

સોહબતને મૂલ્યવાન ગણતા હતા અને ઘેર ઘેર જ્ઞાનની વાતો ચર્ચાતી હતી. અરબના શાયરોએ આસિફખાનની પ્રશંસામાં કાવ્યો લખ્યા છે તથા તેમના મૃત્યુ પછી ખૂબ અસરકારક અને દર્દથી ભરપૂર શોકકાવ્યો લખ્યા છે.

મુઘલ સલ્તનતના પ્રખ્યાત કમાન્ડર અબ્દુર્રહીમખાન ખાનાં (મૃ.૧૫૯૫) ફારસી અને હિન્દીના ઉચ્ચ કોટિના કવિ તથા સાહિત્ય અને કાવ્યના સમીક્ષક હતા. તે લશ્કરી વિદ્યાના જાણકાર તથા લેખક પણ હતા. ભારતના એક મહાન ઈતિહાસકાર તેમના વિશે લખે છે :

"તેમની બુદ્ધિ અને ચતુરાઈ, ઉત્સાહ અને હિંમત તથા ઉદારતાની પ્રશંસા અશક્ય છે. સાહિત્ય, કાવ્ય અને ઈતિહાસમાં તેઓ નિપુણ હતા. વિદ્વાનોથી તેમને પ્રેમ હતો તથા નીચ સંસ્કારના લોકોથી બચીને રહેતા હતા. તેમનું જીવન સાવધ અને પવિત્ર હતું. હંમેશા સાહસભર્યા કાર્યોનો શોખ ધરાવતા હતા. તેઓ એક એવા વૈવિધ્યસભર અને નિપુણતાથી પૂર્ણ વ્યક્તિ છે, જેમનું ઉદાહરણ ઈતિહાસમાં દૂર દૂર સુધી મળતું નથી."

અબ્દુર્રઝઝાક ખ્વાનીએ "મઆસિરૂલ ઉમરાઅ્"માં લખ્યું છે કે, "અબ્દુર્રહીમ ખાનેખાનાં પોતાના સમકાલીનોમાં શૌર્ય અને ઉદારતામાં ભિન્ન તરી આવે છે. અરબી, ફારસી અને હિન્દી કાવ્યલેખનમાં પ્રભુત્વ ધરાવતા હતા. તેઓ આ ત્રણે ભાષાઓમાં સ્વતંત્ર રીતે સુંદર કાવ્યો રચી શકતા હતા."

અબ્દુર્રહીમ ખાનેખાનાં હિન્દીના માનીતા કવિઓમાંથી છે. તેમને હિન્દી કાવ્યમાં ઉચ્ચ સ્થાન પ્રાપ્ત છે. તેઓ ફારસીના પણ મોટા કવિ હતા. પરંતુ સત્તા અને એમની સર્વગ્રાહિતાએ તેમના ફારસી કાવ્યો પર પડદો પાડી દીધો છે. જો તેઓ ફારસીને પોતાની નિપુણતાના પ્રદર્શનનું માધ્યમ બનાવત તો તેમનું સ્થાન દરબારના એ ઈરાની કવિઓથી ઓછું ન હોત, જેમના ગીતોથી આજે પણ ફારસી ગીતોની દુનિયા ગુંજી રહી છે.

અબુલફઝલ અને ફૈઝીની ધાર્મિક માન્યતાઓ અને કાર્યશૈલીથી જો કે અસંમતિ દર્શાવી શકાય, પરંતુ એ વાત માનવી જ પડે કે તેઓ અકબરના મહાન દરબારીઓમાંથી હતા. તેઓ પોતાની અસાધારણ પ્રતિભા, વિદ્વત્તા

તથા જ્ઞાન, સાહિત્ય અને કાવ્યની દૃષ્ટિએ માત્ર ભારતમાં જ નહીં, બલ્કે તેઓ પોતાની સમકાલીન ઈલ્મી દુનિયાની સુપ્રસિધ્ધ વ્યક્તિઓમાંથી છે. ફૈઝી પોતાની ફારસી શાયરીમાં ઈરાનના ફારસીના મહાન કવિઓમાં સ્થાન પામવાને પાત્ર છે. અબુલફઝલના પુસ્તકો 'આઈને અકબરી' તથા 'અકબર નામા'માં તેની બુધ્ધિ, ઝીણવટભરી દૃષ્ટિ (Power of Observation) અભ્યાસ અને વિશાળ જ્ઞાનની ઝલક જોવા મળે છે. પ્રખ્યાત ફ્રેન્ચ વિદ્વાન Carra De Vaux અકબરનામા વિશે લખે છે :

"અકબરનામા એક એવી અસાધારણ સાહિત્યિક કૃતિ છે, જે જીવન, વિચારો અને જ્ઞાનનો ભંડાર છે. પુસ્તકનો અભ્યાસ દર્શાવે છે કે, તેણે સૌપ્રથમ જીવનના તમામ પાસાંઓનો બારીકાઈથી અભ્યાસ કરીને પછી તેમને લેખનમાં આવરી લીધા. તેનો અભ્યાસ આંખોને આંજી દે છે. તે એક એવી સાહિત્યિક કૃતિ છે, જેના પર પૂર્વીય સંસ્કૃતિને ગર્વનો અધિકાર છે. જે પ્રતિભાઓએ આ વિશાળ પુસ્તક દ્વારા પોતાની ઓળખાણ આપી છે, તેઓ સત્તા અને વહીવટમાં પોતાના સમયથી ખૂબ આગળ હોવાનું જણાય છે. તેઓ માત્ર વહીવટમાં જ નહીં, બલ્કે પોતાની ધાર્મિક ફિલોસોફીમાં પણ ખૂબ આગળ છે. તે શાયરો અને ચિંતકોએ ભૌતિક વિશ્વનો ખૂબ ઉંડી નજરથી અભ્યાસ કર્યો. તેઓ દરેક ક્ષેત્રનું ઉંડાણથી નિરીક્ષણ કરીને તેને લખી લેતા. તેઓ દરેક વસ્તુનો અનુભવ કરતા અને પોતાના વિચારોની અન્ય સત્યોથી તુલના કરતા. એક તરફ તેમની વર્ણનશૈલી શ્રેષ્ઠતમ અને મધુર હતી, તો બીજી તરફ તેઓ પોતાના વિચારોની મજબૂત દલીલો દ્વારા પુષ્ટિ કરતા હતા."

**તબીબી-ડોક્ટરી સેવાઓ :**

મુસલમાનોના આગમન અને તેમના શાસનના કારણે ભારતને તે સમયના સભ્ય અને વિક્સિત વિશ્વમાં જે ઉચ્ચતમ અને ચાવીરૂપ સ્થાન પ્રાપ્ત હતું, તેના લીધે આ દેશને અનેક વિદ્યાકીય અને ભૌતિક લાભ થયા. તેમાંથી એ ઉપચાર પદ્ધતિ પણ છે, જે અર્વાચીન મેડીકલ સાયન્સના વિકાસ

અને ફેલાવાથી પહેલાં દુનિયાની સૌથી વિક્સિત, વ્યવસ્થિત અને લોકપ્રિય ચિકિત્સા પદ્ધતિ હતી. તેને સામાન્ય રીતે યુનાની ચિકિત્સાના નામે ઓળખવામાં આવે છે. સ્પેન, ઈરાક, ઈરાન અને તુર્કસ્તાન પોતાના ઉન્નતિના યુગમાં આ ચિકિત્સા પદ્ધતિના મહાન કેન્દ્રો હતા. ત્યાં જ મધ્યયુગના એના મહાન વિદ્વાનો અને સંશોધકો પેદા થયા. ભારતમાં શક્તિશાળી મુસ્લિમ સલ્તનતની સ્થાપના થયા બાદ ભારતીય શાસકોના જ્ઞાન અને કળાના પ્રોત્સાહન અને કદરની વાતો સાંભળીને આ વિદ્યાના નિપુણ વિદ્વાનો એક પછી એક આ દેશ તરફ કૂચ કરતા રહ્યા. આ ક્રમ સાતમી સદી હિજરીથી ચાલુ થઈ ગયો અને લગભગ બારમી સદી હિજરી સુધી ચાલુ રહ્યો. ભારતના આ નિષ્ણાંત મહેમાનો તથા વિદ્વાન હકીમો અને ત્યાર પછી તેમના નિપુણ શિષ્યો તથા અનુભવી તબીબોની કાબેલિયત, અનુભવ, મગ્નતા અને સેવાની ભાવનાના કારણે આ વિદ્યા સમગ્ર ભારતમાં ઉન્નતિના શિખરે પહોંચી ગઈ. એની સામે તમામ પ્રાચીન ચિકિત્સા પદ્ધતિઓ ઝાંખી પડી ગઈ. ભારતનું કોઈ પણ શહેર કે નગર તબીબોથી ખાલી ન રહ્યું. આ ચિકિત્સા પદ્ધતિ સસ્તી પણ હતી અને સહેલાઈથી પ્રાપ્ય પણ હતી. ભારતની આબોહવા તથા પ્રકૃતિને અનુરૂપ હતી અને પૂર્વની સૌથી વિક્સિત અને વિશાળ પાયાની ઈલાજ પદ્ધતિ હતી. આથી એ ખૂબ વહેલી લોકપ્રિય બની અને ઝડપથી ફેલાઈ ગઈ. એણે વિશાળ વસ્તી ધરાવતા અને અધિકતમ ગરીબોની સંખ્યા ધરાવતા આ દેશની અમૂલ્ય સેવા બજાવી. ભારતીય તબીબોએ પોતાની પ્રતિભા, મહેનત અને અનુભવ દ્વારા એને ખૂબ પ્રગતિ આપી. અંતિમ કાળમાં દિલ્હી અને લખનૌ એનાં બે મહત્વના કેન્દ્રો હતા. હાલતમાં સમગ્ર વિશ્વમાં ભારત જ એના કેન્દ્ર તરીકે બાકી રહ્યું છે. તેથી જ એનું જીવન અને પ્રતિષ્ઠા બાકી છે.

## ભારતમાં મુસ્લિમોની દસ ભેટ-સોગાદો :

પ્રસિદ્ધ ભારતીય ઈતિહાસકાર **સર જાદુનાથ સરકારે** (જેમનાં સંખ્યાબંધ પુસ્તકો યુનિવર્સિટીઓના અભ્યાસક્રમમાં દાખલ છે.) તેમના

પ્રસિદ્ધ અંગ્રેજી મેગેઝિન પ્રારબ્ધ ભારત (કોલકટા)માં પ્રકાશિત એક લેખમાં મુસલમાનોની એ દસ ભેટોનું વર્ણન કર્યું છે, જે તેમણે ભારતને અર્પણ કરી છે, એ અમે આ લેખમાં વર્ણવીએ છીએ :

- મુસ્લિમોએ ભારતના સબંધો બહારની દુનિયા સાથે બંધાવ્યા. જેના કારણે સમુદ્ર રસ્તે થતા વ્યાપારને નવેસરથી વેગ મળ્યો. ભારતમાં ચાલૌક્ય શાસનના ખાત્મા પછી આ બન્ને બાબતો બિલ્કુલ ભૂલાય ગઈ હતી.
- ભારતના ઘણાંખરા વિસ્તારોમાં, ખાસ કરીને વિંધ્યાચલના ઉત્તરે શાંતિ સ્થપાઈ.
- એક પ્રકારની શાસન વ્યવસ્થાના કારણે સમગ્ર દેશમાં એકસૂત્રતા આવી.
- ધાર્મિક મતભેદ છતાં ઉપલા વર્ગની રહેણી કરણી, વેશ પહેરવેશ તથા સામાજિક બાબતોમાં સમરૂપતા પેદા થઈ.
- ભારતીય તથા ઈસ્લામી શૈલીના સંયોજનથી એક સંયુક્ત કળા વિકસી. જેમાં ચીની કળાના પણ અંશો ભળ્યા. એટલે સ્થાપત્યમાં એક નવી શૈલી ઉભી થઈ. ઉચ્ચ પ્રકારના ઉદ્યોગો ફૂલ્યા ફાલ્યા.
- એક જ ભાષા ઉત્પન્ન થઈ. જે ‘‘હિંદુસ્તાની’’ કે ‘‘રેખતા’’ના નામે ઓળખાઈ. (આજે તેને ઉર્દૂ કહેવામાં આવે છે.) ગદ્ય લેખનમાં એક સરકારી શૈલી વિકસી. જેનો પાયો તે હિંદુ મુન્શીઓએ નાંખ્યો, જે ફારસી લખ્યા કરતા હતા. તે શૈલી મરાઠાઓએ પણ પોતાની ભાષામાં પ્રચલિત કરી.
- દિલ્હીના સ્થિર શાસનના કારણે જ્યારે શાંતિ સ્થપાઈ. અને સમૃધ્ધિ આવી તો ભારતીય ભાષાઓના સાહિત્યની પણ પ્રગતિ થઈ.
- ધર્મ ક્ષેત્રે તૌહીદ (એકેશ્વરવાદ)નો વિચાર ફરી સ્પષ્ટ થયો. અધ્યાત્મતા (રૂહાનિય્યત)નો ફેલાવો થયો.
- ઈતિહાસ લેખનની શરૂઆત થઈ.
- યુદ્ધકળા વિકસી. સભ્યતાના અન્ય વિભાગો પણ ફૂલ્યા ફાલ્યા.

# મુસ્લિમોએ દેશને અર્પણ કરેલી મૂલ્યવાન ભેટો

મૌલાના ઈકબાલહુસૈન બોકડા સા. લખે છે કે, ભારતના નિર્માણ અને વિકાસમાં મુસ્લિમોનું બેમિસાલ યોગદાન રહેલું છે. મધ્યકાળથી આધુનિક સમય સુધી આર્થિક, સાંસ્કૃતિક અને સામાજિક સહિત દરેક ક્ષેત્રે દેશ પ્રગતિ સાધે, પ્રેમ, ન્યાય અને સમાનતાના વાતાવરણમાં દેશના તમામ રહીશો અને તમામ જૂથો શાંતિપૂર્ણ રીતે સમૃદ્ધિના પંથે આગળ વધે, તેના કાજે મુસ્લિમ શાસકો, સૂફીઓ, વિદ્વાનો અને સામાન્ય મુસ્લિમોએ તન, મન અને ધનથી ભૂમિકા અદા કરી છે.

કેમ ભૂલો છો ? દટાયો છું,
આ ઈમારતનો હું પાયો છું.

મુસ્લિમોએ આ દેશને અર્પણ કરેલી અમુક મૂલ્યવાન ભેટો વિશેની જાણકારી ઐતિહાસિક તથ્યોના આધારે રજુ કરૂં છું.

## (૧) રોકેટ ટેક્નોલોજી :

અવકાશ વિજ્ઞાન ક્ષેત્રે ભારત સમગ્ર વિશ્વમાં ટોચના સ્થાને છે. અહીં સુધી કે અમેરીકા જેવા દેશોએ પણ ભારતના Cartosat-2B જેવા ઉપગ્રહ પર આધાર રાખવો પડે છે. ઈસરોએ માર્ચ-૨૦૧૬ સુધીમાં અન્ય દેશોના ૫૧ ઉપગ્રહો લોન્ચ કર્યા છે. તેના દ્વારા વર્ષ ૨૦૧૪-૧૫માં ૨૦૫ કરોડ રૂપિયાનો નફો કર્યો.

રોકેટ ટેકનોલોજીની શોધના પ્રણેતા ટીપુ સુલતાન છે. મહાન ભારતીય શાસક ટીપુ સુલતાને પોતાના શાસન દરમિયાન રોકેટ ટેકનોલોજીને અનેક સંશોધનો દ્વારા ઉચ્ચ શિખરે પહોંચાડી હતી. તેમણે હુમલાખોર અંગ્રેજો વિરુદ્ધ વિશાળ પ્રમાણમાં રોકેટ લોન્ચરોનો ઉપયોગ કર્યો હતો. રોકેટ ટેકનોલોજી અંગેના ઈતિહાસકાર અને સંશોધક સર વિલીયમ કોંગ્રીવ (૧૭૭૨–૧૮૨૮)એ તેમના પુસ્તક “A Concise Account of the Origin and Progress of the Rocket System TYF The Details of the

Rocket System"માં કરેલ વર્ણન મુજબ ૧૭૯૯માં હઝરત ટીપુ સુલતાનની શહાદત પછી અંગ્રેજોએ ૬૦૦ લોન્ચર્સ, ૭૦૦ રોકેટ અને ૯૦૦૦ વપરાયેલાં રોકેટ કબ્જે કર્યા હતાં. આ તમામ જથ્થો લંડનના રોયલ વુલવીચ શસ્ત્રાગારમાં મોકલવામાં આવ્યો. વિલીયમ કોંગ્રીવે આના પર સંશોધન કરીને ત્રણ દળદાર પુસ્તકો લખ્યાં. તેના આધારે અંગ્રેજોએ કોંગ્રીવ રોકેટ વિકસાવ્યાં. આ રોકેટોનો ઉપયોગ અંગ્રેજોએ ૧૮૧૪ના બાલ્ટીમોર યુદ્ધમાં તથા ૧૮૧૫ના નેપોલિયન વિરૂદ્ધના યુદ્ધમાં કર્યો. ટીપુ સુલતાન દ્વારા લશ્કરના માર્ગદર્શન માટે લખવામાં આવેલ પુસ્તક 'ફત્હુલ મુજાહિદીન'માં પણ રોકેટના ઉપયોગ વિશે વિસ્તૃત માર્ગદર્શન આપવામાં આવ્યું છે.

એમ.એસ.એચ. મૂર્તિએ ૧૮/૦૨/૨૦૧૫ના રોજ ડેક્કન હેરાલ્ડ (બેંગ્લોર)માં પ્રકાશિત તેમના લેખ 'Tipu's 600 Rocketmen'માં કરેલ વર્ણન મુજબ પૂર્વ રાષ્ટ્રપતિ મર્હૂમ ડો.અબ્દુલકલામે તેમની આત્મકથામાં નોંધ્યું છે કે તેઓ જયારે યુવાન હતા ત્યારે તેમણે ઈન્ડિયન કમિટી ફોર સ્પેસ રીસર્ચના એક યુવા ઈજનેર તરીકે વર્જીનીયાની વેલોપ્સ ફલાઈટ ફેસીલીટીની મુલાકાત લીધી. ત્યાં તેમણે રીસેપ્શન લોબીમાં એક ચિત્ર જોયું. તેમાં યુદ્ધનાા દ્રશ્યમાં કેટલાંક રોકેટ ઊડી રહયાં હતાં. તે ટીપુ સુલતાનની બ્રિટીશરો વિરૂદ્ધની લડાઈનું ચિત્ર હતું.

ડો. કલામ પોતાની આત્મકથામાં નોંધે છે : "ચિત્ર એ હકીકત વર્ણવતું હતું, જે ટીપુના પોતાના દેશમાં ભૂલાઈ ગઈ છે, પરંતુ અહીં પૃથ્વીના બીજા ગોળાર્ધમાં તેને યાદ રાખવામાં આવી છે. હું એ જોઈને પ્રસન્ન થયો કે નાસા દ્વારા યુદ્ધની રોકેટ ટેકનોલોજીના એક ભારતીય હીરોની મહાનતાની પ્રશંસા કરવામાં આવી છે." ***(Wings of Fire)***

નેશનલ એરોનોટીકલ લેબોરેટરી, બેંગ્લોરના પ્રોફેસર રોડ્ડમ નરસિમ્હાએ પોતાના સંશોધન દ્વારા તમામ ડોકયુમેન્ટના આધારે P D DU8503 નામના પ્રોજેકટ અંતર્ગત Rocket in Mysore and Britain 1750-1850 AD લખ્યું હતું. તેમાં ટીપુ સુલતાનની રોકેટ ટેકનોલોજીનો વિસ્તૃત અહેવાલ આપ્યો છે.

ડો. અબ્દુલકલામના મહાદર્શન હેઠળ બ્રહમોસ મિસાઈલના વડા ડો.શિવાથનુ પિલ્લાઈએ ભારતમાં રહેલા ટીપુ સુલતાનના પુરાતત્ત્વીય અવશેષોનો ગહન અભ્યાસ કર્યો. તેમણે લંડનના વુલવીચ મ્યુઝિયમની મુલાકાત લઈને વિસ્તૃત સંશોધનનો અહેવાલ તત્કાલીન રાષ્ટ્રપતિ ડો. અબ્દુલકલામને સોંપ્યો. અહેવાલના આધારે રાષ્ટ્રપતિ ભવને ટીપુ સુલતાનને ભારતમાં રોકેટ ટેકનોલોજીના શોધક હોવાનો અધિકૃત રીતે સ્વીકાર કર્યાની જાહેરાત કરી.

## (૨) 'જય હિન્દ'નો લોકપ્રિય નારો :

'જય હિન્દ'નો નારો આજે કોઈ પણ જાતના વિવાદ વગર આખા દેશમાં લોકપ્રિય છે. સગગ્ર દેશમાં લોકો પોતાનો દેશપ્રેમ દર્શાવવા આ નારાનો ઉપયોગ કરે છે. શું આપ જાણો છો કે આ નારો રાષ્ટ્રવાદી અને પ્રતિભાશાળી આઝાદીના લડવૈયા આબિદ હસન સફરાનીની ભેટ છે ?

નેતાજી સુભાષચંદ્ર બોઝ ૧૬મી જાન્યુઆરી, ૧૯૪૧ના રોજ અકબરશાહ અફઘાનીની મદદથી અંગ્રેજ સરકારની જનરકેદમાંથી ફરાર થઈ ગયા. તેમણે બ્રિટન વિરૂદ્ધ દ્વિતીય વિશ્વયુદ્ધમાં સામેલ દેશોની મદદથી ભારતમાંથી અંગ્રેજોને હાંકી કાઢવાની યોજના ઘડી. જર્મનીમાં અભયાસ કરનાર હૈદરાબાદના પ્રતિભાશાળી વિદ્યાર્થી આબિદ હસન સફરાની પોતાનો અભ્યાસ ત્યજીને નેતાજી સાથે તેમના સેક્રેટરી તરીકે જોડાયા. આબિદ હસન અફરાનીનું દેશપ્રેમી કુટુંબ અંગ્રેજો પ્રત્યે એટલી બધી નફરત ધરાવતું હતું કે તેમણે બ્રિટનમાં અભ્યાસની તક જતી કરીને પોતાના પુત્રને જર્મની ભણવા માટે મોકલવાનું પસંદ કર્યુ. જર્મનીથી સુમાત્રા સુધીના ૯૦ દિવસના લાંબા અને ગુપ્ત પ્રવાસમાં એકમાત્ર ભારતીય કર્નલ આબિદ હસન નેતાજીના સહપ્રવાસી રહયા.

*(Santimony Roy : Freedom Movement and Indian Muslims P. 88)*

બર્મા પહોંચીને નેતાજી સુભાષચંદ્ર બોઝે 'આઝાદ હિન્દ ફોજ'ની આગેવાની લીધી. ફોજ માટેનું રાષ્ટ્રગીત 'શુભ, સુખ, ચૈનકી બરખા બરસે,

ભારત ભાગ હૈ જાગા' કર્નલ આબિદ હસને લખ્યું હતું. શરૂઆતમાં સૈનિકો માટેનો નારો Hello હતો. આ નારામાં ભારતીયતા ન હોવાથી નેતાજીએ આબિદ હસન સફરાનીને ફોજ માટે યોગ્ય નારો આપવા જણાવ્યું. કર્નલ આબિદ હસને ખૂબ વિચારણાના અંતે 'જય હિન્દ'નો નારો આપ્યો. (Leonard Gordon : Brothers against the Raj) નેતાજીએ આઝાદ હિન્દ ફોજ માટે આ નારો પસંદ કર્યો. બાદમાં સમગ્ર દેશમાં નારો લોકપ્રિય થયો.

પ્રસિદ્ધ ઈતિહાસકાર નરેન્દ્ર લુથરે તેમના પુસ્તક 'Legendotes of Hyderabad'માં આબિદ હસન સફરાનીના યોગદાનનું વિસ્તૃત વર્ણન કર્યું છે. ૩૦મી જાન્યુઆરી ૨૦૧૪ના રોજ The Hindu દૈનિકમાં આ પુસ્તક પર વિસ્તૃત સમીક્ષા લખવામાં આવી હતી. તેમાં 'જય હિન્દ'નો નારો આપનાર આબિદ હસન સફરાનીના જીવન વિશે વિસ્તૃત માહિતી આવી હતી. આઝાદી બાદ આબિદ હસન IFS સેવામાં જોડાઈને મિસર ખાતે ભારતના રાજદૂત બન્યા. ત્યાર બાદ ડેન્માર્કમાં ભારતના રાજદૂત તરીકે સેવા બજાવીને ૧૯૬૯માં નિવૃત્ત થયા. ૧૯૮૪માં હૈદરાબાદમાં તેમનું અવસાન થયું. "Brothers against the Raj"ના લેખક લિઓનાર્ડ ગોર્ડનના વર્ણન મુજબ આબિદ હસને 'જય હિન્દુસ્તાન કી' નારાને ટૂંકુ રૂપ આપીને ''જય હિન્દ''ની રચના કરી હતી. આજે દેશપ્રેમનો આ નારો આખા દેશનાં તમામ રાજયો અને જૂથોમાં લોકપ્રિય છે.

## (૩) ભારતીય ચલણ રૂપિયો :

આજે ભારત, પાકિસ્તાન, નેપાળ, ઈન્ડોનેશિયા, શ્રીલંકા, માલદીપ, સેશેલ્સ (Seychelles) અને મોરેશિયસ એમ કુલ આઠ દેશોનું ચલણી નાણું રૂપિયો છે. અગાઉ અફઘાનિસ્તાન, તિબેટ, દુબઈ અને કતરનું ચલણ પણ રૂપિયો હતું.

સુધારાવાદી અને વિકાસના પ્રણેતા ભારતીય શાસક શેરશાહ સૂરી (૧૫૪૦–૪૫)એ ઈ.સ.૧૫૪૦માં રૂપિયા નામની કરન્સીની શરૂઆત કરી હતી. તેમણે સૌપ્રથમ એક તોલા ચાંદીનો રૂપિયો ચલણમાં મૂકયો.

થોડા જ સમયમાં સમગ્ર ભારતમાં રૂપિયા નામનું નાણું પ્રચલિત અને લોકપ્રિય થયું. અંગ્રેજોએ સ્ટર્લીંગ પાઉન્ડને ચલણ તરીકે પ્રચલિત કરવા ખૂબ પ્રયત્નો કર્યા, પરંતુ તેઓ નિષ્ફળ ગયા. આખરે તેમણે 'કોઈનેજ એકટ ૧૮૩૫' દ્વારા ભારતીય ચલણ તરીકે રૂપિયાનો સ્વીકાર કર્યો. આઝાદી પછી પણ રૂપિયો ભારતીય ચલણ તરીકે અમલમાં રહયો. આજે રૂપિયો ભારતીય ચલણ તરીકે લોકપ્રિય છે. શેરશાહ સૂરીની આ પ્રિય દેશને અનોખી ભેટ છે.

## (૪) ત્રિરંગો ઝંડો :

ભારતની શાન ગણાતા રાષ્ટ્રધ્વજ ત્રિરંગા ઝંડાની અંતિમ ડિઝાઈન સુરૈયા તૈયબજી દ્વારા તૈયાર કરવામાં આવી હતી. ઈ.સ.૧૯૧૬માં હોમરૂલ લીગે કેસરી, સફેદ અને લીલો પટ્ટો ધરાવતા અને વચ્ચે રેંટિયાની છબી ધરાવતા ઝંડાનું નિર્માણ કર્યું. ૧૯૨૩માં કલકત્તા ખાતેની કોંગ્રેસની વાર્ષિક સભામાં રાષ્ટ્રધ્વજની ચર્ચા થતાં આ ઝંડાનો સ્વીકાર કરવામાં આવ્યો. ઈ.સ.૧૯૩૧માં રેંટિયાની જગ્યાએ ત્રિરંગા ઝંડામાં વચ્ચે અશોક ચક્રને સ્થાન આપવામાં આવ્યું. આ ઝંડાની અંતિમ ડિઝાઈન પ્રખ્યાત વકીલ અને આઝાદીના લડવૈયા બદરૂદ્દીન તૈયબજીના પત્ની સુરૈયા તૈયબજીએ તૈયાર કરી હતી.

''વોઈસ ઓફ તેલંગાના''ના પ્રમુખ કેપ્ટન પાંડુરંગ રેડ્ડીએ સૌપ્રથમ પોતાના ઐતિહાસિક સંશોધન વડે એવું સાબિત કર્યુ કે સુરૈયા તૈયબજીએ ત્રિરંગા ઝંડાને અંતિમ સ્વરૂપ આપ્યું હતું. તેમણે સાબિત કર્યુ કે કેટલાક લોકોએ ખોટી રીતે એ વાત પ્રચલિત કરી કે પિંગલી વેંકૈયાએ ત્રિરંગો ઝંડો તૈયાર કર્યો. કોઈપણ ઐતિહાસિક પુસ્તકમાં કયાંય પિંગલી વેંકૈયાએ રાષ્ટ્રધ્વજ તૈયાર કર્યાનો ઉલ્લેખ નથી. આઝાદીની લડતનો સૌથી વિસ્તૃત ઈતિહાસ Freedom struggle of India રાષ્ટ્રવાદી ઈતિહાસકાર ડો. તારાચંદ દ્વારા તૈયાર કરવામાં આવ્યો. તેમાં પણ પિંગલી વેંકૈયાનો ઉલ્લેખ નથી. તેવી જ રીતે ઈ.સ.૧૯૮૫માં કોંગ્રેસની સ્થાપનાના સો વર્ષ પ્રસંગે

પ્રકાશિત કોઈ પણ ઐતિહાસિક પુસ્તકમાં પિંગલી વેંકૈયાનો ઉલ્લેખ નથી. ઈ.સ.૧૯૭૨માં ઉસ્માનીયા યુનિવર્સિટીના પ્રો.સરોજીની રેગાનીએ તેમના પુસ્તક “Highlights of Freedom Movement”માં કોઈપણ ઐતિહાસિક સંદર્ભ વગર એવો દાવો રજુ કર્યો કે ત્રિરંગો ઝંડો પિંગલી વેંકૈયાએ તૈયાર કર્યો. કેપ્ટન પાંડુરંગ રેડ્ડીએ આ દાવો સદંતર ખોટો ગણાવીને પોતાનું સંશોધન રજુ કર્યું કે સુરૈયા તૈયબજીએ ત્રિરંગા ઝંડાની અંતિમ ડિઝાઈન તૈયાર કરી હતી, જેનો બંધારણ સભા દ્વારા ભારતના રાષ્ટ્રધ્વજ તરીકે સ્વીકાર કરવામાં આવ્યો. કેપ્ટન પાંડુરંગ રેડ્ડીએ પ્રખ્યાત અંગ્રેજ ઈતિહાસકાર Trever Royaleના પુસ્તક “The Last Days of the Raj”નો સંદર્ભ રજુ કર્યો, જેમાં એ વાતનો વિસ્તૃત ઉલ્લેખ છે કે સુરૈયા તૈયબજીએ ત્રિરંગા ઝંડાની અંતિમ ડિઝાઈન તૈયાર કરી હતી.

## (૫) ભારતીય નૌસેનાના સ્થાપક મુહમ્મદ કુંહાલી મરક્કાર :

દેશના સમુદ્રીય તટનું રક્ષણ કરનાર ભારતીય નૌસેના વિશ્વમાં પાંચમું સ્થાન ધરાવે છે. ૧૯૭૧ના યુદ્ધમાં વિજય મેળવવામાં ભારતીય નૌસેનાએ મહત્વની ભૂમિકા ભજવી હતી. શું આપ જાણો છો કે ભારતીય નૌસેનાની સ્થાપના આજથી પાંચસો વર્ષ પહેલાં મલબારના મુસ્લિમ સાગરખેડુ મુહમ્મદ કુંહાલીએ કરી હતી ?

પોર્ટુગીઝોએ મલબારના કિનારે હુમલા આદર્યા, ત્યારે કાલીકટના શાસક ઝામોરીને મુકાબલાની સંપૂર્ણ જવાબદારી મરક્કાર જાતિના મુહમ્મદ કુંહાલીને સોંપી હતી. ઈ.સ.૧૫૦૨ થી ૧૬૦૦ સુધી ચાલેલી આ લડાઈમાં પોર્ટુગીઝોના મુકાબલા માટે મુહમ્મદ કુંહાલીએ નૌસેનાની રચના કરીને વિદેશીઓનો મુકાબલો કર્યો હતો, કુંહાલી મરક્કાર કુટુંબના ચાર સાહસિક સૈનિકોએ વારાફરતી સેનાની આગેવાની લીધી. આમ, ભારતમાં નૌસેનાની સ્થાપનાનું ગૌરવ એક દેશપ્રેમી મુસ્લિમને પ્રાપ્ત થયું છે.

**કહે છે કોણ આ ધરતી અમારે મન પરાઈ છે ?**
**અમારા દેહમાં એની જ તો ખુશ્બૂ લપાઈ છે,**

ખરેખર તો હવે કૈં રંગમાં આવ્યા છે સબંધો,
વતન સાથે અમારે શૂન્ય લોહીની સગાઈ છે.

સોળમી સદીના અંતમાં કેરલના ઈતિહાસકાર શેખ ઝૈનુદ્દીન મખ્દૂમે "તોહફતુલ મુજાહિદીન" પુસ્તક લખ્યું. એક કેરલવાસી દ્વારા કેરલના ઈતિહાસ વિશે લખવામાં આવેલું આ સૌપ્રથમ પુસ્તક ગણાય છે. ચાર ભાગમાં વિભાજીત આ પુસ્તકના ચોથા ભાગમાં કુલ ૧૪ પ્રકરણમાં મરક્કારની નૌસેના અને પોર્ટુગીઝો વચ્ચેના સંઘર્ષનું વિસ્તૃત વર્ણન કરવામાં આવ્યું છે. આ ઐતિહાસિક પુસ્તકનું સૌપ્રથમ અંગ્રેજી ભાષાંતર ૧૮૩૩માં લેફ્ટનન્ટ એમ. જે. રોલેન્ડસન દ્વારા કરવામાં આવ્યું. ત્યાર બાદ ડેવીડ લોપેઝ પોર્ટુગીઝમાં આ પુસ્તકનો અનુવાદ કર્યો. ભારતીયો અને પોર્ટુગીઝો વચ્ચેના સમુદ્ર તટના સંઘર્ષ અંગેનું આ મૂળ અરબી પુસ્તક લીસ્બનથી પ્રકાશિત થયું. બાદમાં ઉર્દૂ અને લેટિન સહિત અનેક ભાષાઓમાં આ પુસ્તકનો અનુવાદ કરવામાં આવ્યો. ઈતિહાસકાર મુહમ્મદ કાસિમ ફરિશ્તાએ પણ આ પુસ્તકના સંદર્ભ ટાંકયા છે. ઈ.સ.૧૯૪૨માં મુહમ્મદ હુસૈન નૈનારે આ પુસ્તકનું અધિકૃત અંગ્રેજી ભાષાંતર કર્યું. જે "તોહફતુલ મુજાહિદીન" ટાઈટલથી મદ્રાસ યુનિવર્સિટીએ પ્રકાશિત કર્યું હતું.

ભારત સરકારે ભારતીય નૌસેનાના સ્થાપક તરીકે કુંહાલી મરક્કારની સેવાઓનો સ્વીકાર કરીને તેમને બહુમાન આપ્યું છે. કોચીન યુનિવર્સિટી ઓફ સાયન્સ એન્ડ ટેકનોલોજીએ તેની સમુદ્રીય સંશોધન અંગેની કોલેજનું નામ કુંહાલી મરક્કાર સ્કૂલ ઓફ મરીન એન્જીનીયરીંગ રાખ્યું છે. મુંબઈના કોલાબા ખાતેના ભારતીય નૌસેનાના તાલીમી કેન્દ્રનું નામ કુંહાલી બીજાના નામે "નેવલ મેરીટાઈમ એકેડમી કુંહાલી" રાખ્યું છે.

૧૯૬૭માં મુહમ્મદ કુંહાલીના જીવન અને યોગદાન પર આધારિત ફિલ્મ "કુંહાલી મરક્કાર" એસ. એસ. રાજન દ્વારા મલ્યાલમ ભાષામાં નિર્દેશિત કરવામાં આવી હતી. ફિલ્મને શ્રેષ્ઠ ફીચર ફિલ્મનો રાષ્ટ્રીય એવોર્ડ પ્રાપ્ત થયો હતો.

કેરલના પુરાતત્ત્વ વિભાગે કોઝીકોડેથી ૩૫ કિ.મી. દૂર ઈરીંગલ ગામમાં આવેલા કુંહાલી મરક્કારના મકાનને મ્યુઝિયમ બનાવ્યું છે, ત્યાં ચારેય મરક્કાર બંધુઓ સાથે સંબંધિત અને વસ્તુઓ પ્રદર્શનમાં મૂકવામાં આવી છે. કોટક્કલની મસ્જિદમાં મુહમ્મદ કુંહાલીની તલવાર આજે પણ મોજૂદ છે.

ભારતીય પોસ્ટ વિભાગે મરક્કાર બંધુઓના સંઘર્ષની ૪૦૦મી વર્ષગાંઠ નિમિત્તે ૧૭મી ડિસેમ્બર, ૨૦૦૦ના રોજ ત્રણ રૂપિયાની રંગીન પોસ્ટલ ટિકીટ જારી કરી હતી. આ ટિકીટ પર મરક્કારની નૌસેનાનો પોર્ટુગીઝ સેના વિરૂદ્ધનો સમુદ્રીય સંઘર્ષ દર્શાવવામાં આવ્યો હતો.

## (૬) જગતને મહાન ભારતની ઓળખ આપવાનો શ્રેય મુસ્લિમોને ફાળે જાય છે :

પ્રાચીન ભારતમાં આયુર્વેદ, ખગોળશાસ્ત્ર, ગણિતશાસ્ત્ર, પંચાંગ, સાહિત્ય જેવા અનેક વિષયો પર સંશોધનો કરીને માનવજગત માટે ઉપયોગી અનેક ગ્રંથો લખવામાં આવ્યા હતા. પરંતુ આ જ્ઞાન ખૂબ અલ્પ વર્ગ સુધી સીમિત હતું. સમાજના વિશાળ જનસમૂહ માટે જ્ઞાનના દ્વાર બંધ હતા. બીજી તરફ આ વૈવિધ્યસભર ભારતીય સંસ્કૃતિ અને જ્ઞાનના ભંડારોથી વિશ્વ સદંતર અજાણ હતું. સિકંદર તેમજ હ્યુ એન સાંગના લખાણોમાં નામ પૂરતો ભારતનો ઉલ્લેખ હતો. બાહ્ય જગતના લોકો ભારતીય સંસ્કૃતિ વિશે જાણકારી મેળવે, તેવો કોઈ ગ્રંથ વિશ્વની અન્ય ભાષાઓમાં લખવામાં આવ્યો ન હતો.

આ ઉપરાંત ભારતીય પ્રજાનો સંપર્ક બાહ્ય જગત સાથે નહિવત્ હતો. સાંસ્કૃતિક પરંપરા મુજબ વિદેશી લોકો મ્લેચ્છ ગણાતા હતા અને દરિયો ઓળંગીને પ્રવાસ કરવાની મનાઈ હતી. છેક ૧૯મી સદીના અંતે ગાંધીજીએ દક્ષિણ આફ્રિકાનો પ્રવાસ કર્યો ત્યારે તેમણે પણ ભારે વિરોધનો સામનો કરવો પડયો હતો. તેમની આત્મકથા 'સત્યના પ્રયોગો'માં બારમાં પ્રકરણનું શિર્ષક 'નાતબહાર' છે. જેમાં તેમણે વિદેશપ્રવાસ અંગે પોતાની યાતનાઓનું

વર્ણન કર્યું છે. જયારે તેમણે મુંબઈમાં જઈને વિદેશના પ્રવાસની જાહેરાત કરી, તો જ્ઞાતિએ ઠરાવ પસાર કરીને તેમને નાત બહાર કાઢી મૂકયા. તેમના બનેવીએ જ્ઞાતિની બીકે તેમની પાસે અનામત તરીકે ગાંધીજીએ મૂકેલા પૈસા પણ વિદેશ જવા માટે આપવાની ના પાડી દીધી. આથી ગાંધીજી મિત્ર પાસેથી ઉછીના પૈસા લઈને દક્ષિણ આફ્રિકાના પ્રવાસે ગયા હતા.

આવાં અનેક કારણોના લીધે જગતના લોકો વૈવિધ્યસભર ભારતીય સંસ્કૃતિથી બિલકુલ અજાણ અને અપરિચિત હતા. ભારતીય વિદ્યાઓ અને સંસ્કૃતિ વિશેનો સૌપ્રથમ સર્વગ્રાહી ગ્રંથ 'કિતાબુલ હિન્દ' અબૂરયહાન અલબેરૂની (૯૭૩–૧૦૪૮)એ આજથી ૧૦૦૦ વર્ષ પહેલાં લખ્યો. તેમણે અરબી ભાષામાં લિખિત આ વિશાળ પુસ્તકમાં વેદો, ઉપનિષદો, રામાયણ અને મહાભારત ઉપરાંત ચિકિત્સાશાસ્ત્ર, ગણિતશાસ્ત્ર, ખગોળ શાસ્ત્ર અને જયોતિષશાસ્ત્ર જેવા ક્ષેત્રોમાં ભારતમાં થયેલા બહોળા અભ્યાસનું ખૂબ તલસ્પર્શી વર્ણન કર્યું છે. ઉપરાંત તેમણે આ ગ્રંથમાં ભારતીય ભાષાઓ, સંસ્કૃતિ, રીતરિવાજો, વિવિધ સ્થળો વગેરે અંગેની માહિતીનો ભંડાર રજુ કર્યો છે.

ભારતીય વિદ્યાઓ અને સંસ્કૃતિનો અભ્યાસ કરવાના હેતુથી મહાન વિદ્વાન અલબેરૂની ઈ.સ.૧૦૧૭માં ભારત આવ્યા અને ૧૩ વર્ષ સુધી અહીં રહયા. પ્રારંભમાં તેમને અનેક મુશ્કેલીઓ સહન કરવી પડી. જ્ઞાનના દ્વાર માત્ર અમુક વર્ગ માટે જ ખુલ્લા હતા. આથી તેમણે વેશપલટો કર્યો અને એક બ્રાહ્મણ શિષ્ય તરીકેથી ઓળખ સ્થાપિત કરીને સંસ્કૃત ભાષા શીખી. (૧) સંસ્કૃત પર આશ્ચર્યજનક પકડ પ્રાપ્ત થતાં વિદ્વાનો તેમને માનની નજરે જોવા લાગ્યા. તેમણે હિન્દુઓની માન્યતાઓ, ધર્મ, સંસ્કૃતિ, ભારતીય પંચાંગ, વિવિધ પ્રદેશોની રહેણી-કરણી વગેરેનો ખૂબ ગહન અભ્યાસ કરીને ''કિતાબુલ હિન્દ'' પુસ્તક લખ્યું. માનવ ઈતિહાસમાં આ સૌપ્રથમ એવો ગ્રંથ હતો, જેમાં ભારત વિશે સચોટ અને સર્વગ્રાહી જાણકારીનો અખૂટ ખજાનો રજુ કરવામાં આવ્યો છે. મૂળ અરબીમાં લિખિત

‘કિતાબુલ હિન્દ’નું સૌપ્રથમ ભાષાંતર જર્મન વિદ્વાન Edward Sacheu એ કર્યું. તેમણે અલબેરૂનીને Founder of Indology અર્થાત વિશ્વમાં ભારતીય વિદ્યાઓના પ્રસારના પિતામહ ગણાવ્યા છે. બારમી અને તેરમી સદીમાં અલબેરૂનીનું પુસ્તક મધ્યપૂર્વ તેમજ પશ્ચિમી જગતમાં પહોંચતાં વિદ્વાનો ભારત વિશે જાણીને દંગ રહી ગયા.

પ્રખ્યાત બંગાળી સાહિત્યકાર અને પદ્મભૂષણ પ્રો. સુનિતકુમાર ચેટરજી લખે છે. ‘બાહ્ય જગતના વિદ્વાનોમાં અલબેરૂની સૌપ્રથમ એવા અભ્યાસુ છે, જેમણે ભારતીય વિદ્યાઓમાં સવિશેષ નિપૂણતા મેળવીને ખ્યાતિ પ્રાપ્ત કરી. આજે પણ ભારતીય વિદ્યાઓ અને સંસ્કૃતિના નિષ્ણાંતોમાં તેમનું સ્થાન પ્રથમ હરોળમાં ગણવાને પાત્ર છે. તેમના વર્ણનમાં ગહનતા અને સત્યપ્રિયતાની સાથે જ સહિષ્ણુતા તરી આવે છે. આ દ્રષ્ટિએ તેમની ગણના માનવ ઈતિહાસની સૌથી પ્રભાવશાળી વિભૂતિઓમાં કરી શકાય.’ (૧) ડી. જે. બોઈલેટે તેમને વિશ્વમાં ભારતીય વિદ્યાઓના પ્રચારક તરીકે ‘The Master’નું બિરૂદ આપ્યું છે. (૨) અલબેરૂનીએ ‘કિતાબુલ હિન્દ’માં ગીતા, પતંજલી, વિષ્ણુ પુરાણ, બ્રહ્મસિદ્ધાંત જેવા પુસ્તકોના સંદર્ભો વારંવાર ટાંકયા છે. તેનાથી ગ્રંથના દરેક પ્રકરણનો અભયાસ ખૂબ રસપ્રદ અને જ્ઞાનસભર બન્યો છે. અલ્લામા શિબ્લી નોઅમાની લખે છે કે ‘કિતાબુલ હિન્દ’ તમામ ભારતીય વિદ્યાઓનો નિચોડ અને સાર છે.(૩)

અલબેરૂનીએ આ ઉપરાંત અનેક સંસ્કૃત ગ્રંથોનું અરબી તથા ફારસીમાં ભાષાંતર કર્યું છે. સંસ્કૃતમાં ખગોળશાસ્ત્રઅને જ્યોતિશષશાસ્ત્ર વિશે લખવામાં આવેલ એક મહત્વના પુસ્તક ‘કર્ણ તિલક’નું તેમણે ‘ગુર્રતુલ જીઝાત’નામે ભાષાંતર કર્યું. રસપ્રદ વાત એ છે કે આજે મૂળ સંસ્કૃતમાં આ પુસ્તક ઉપલબ્ધ નથી, પરંતુ ‘ગુર્રતુલ જીઝાત’ની એક હસ્તપ્રત પીર મુહમ્મદશાહ પુસ્તકાલય, અમદાવાદમાં મોજૂદ છે.(૪) ડો. એન. એચ. બલોચે ‘ગુર્રતુલ જીઝાત’નું અંગ્રેજીમાં ભાષાંતર કર્યું, જે ૧૯૭૩માં સિંધ યુનિવર્સિટી, હૈદરાબાદથી પ્રસિદ્ધ થયું હતું.

મુસ્લિમ વિદ્વાનો અને શાસકોએ ઘણા મૂલ્યવાન અને ઐતિહાસિક ભારતીય ગ્રંથોનું જતન તથા ભાષાંતર કરીને વિશ્વને આ દેશના જ્ઞાન વારસાથી વાકેફ કરવામાં પાયાની ભૂમિકા અદા કરી છે. તેના દ્વારા તેમના અખૂટ દેશપ્રેમ, જ્ઞાન પ્રત્યે મહિમા તેમજ સાચી સહિષ્ણુતાની તાદશ્ય પ્રતીતિ રજૂ કરી છે. ફિરોઝશાહ તુગલક (૧૩૦૯-૧૩૮૮) વિદ્વાન શાસક હતો. તેણે ભારતીય ગ્રંથોના જતન અને પ્રસારમાં ઉંડો રસ લીધો. નાગરકોટના જવાળામુખી મંદિરમાં સુરક્ષિત ૩૦૦ ગ્રંથોનું તેણે ફારસીમાં ભાષાંતર કરાવ્યું. (૫) તેણે જ સુરક્ષાના હેતુસર બે અશોકસ્તંભો ફિરોઝાબાદ ખસેડીને સાંસ્કૃતિક વારસાની જાળવણી કરવાની કટિબદ્ધતા દર્શાવી. અન્ય એક વિદ્વાન શાસક અને ભારતમાં લશ્કરી અધિકારીઓ માટે સૌપ્રથમ શિક્ષણ ફરજીયાત કરનાર સિકંદર લોદી (મૃત્યુ-૧૫૧૭)એ ભારત તથા ઈરાનના નામાંકિત તબીબોની ટુકડીને મીયાં ભુધાની દેખરેખ હેઠળ એકઠા કર્યા. તેમણે ચિકિત્સા-શાસ્ત્રના તમામ ઉપલબ્ધ ગ્રંથોના આધારે ભારતીય ચિકિત્સાશાસ્ત્રની સર્વશ્રેષ્ઠ કૃતિ તૈયાર કરી.(૬) જેનું નામ 'તિબ્બે સિકંદરી' રાખવામાં આવ્યું. આયુર્વેદ સંબંધિત તમામ વૈશ્વિક ભંડારની સર્વશ્રેષ્ઠ કૃતિઓ (Master-piece)માં તેની ગણના થાય છે.

ભારતને એક સુપરપાવર દેશ તરીકે વિશ્વ સમક્ષ પરિચિત કરવામાં મહાન અરબ મુસાફર ઈબ્ને બતૂતા (૧૩૦૪-૧૩૬૯)નું યોગદાન મહત્વ-પૂર્ણ રહયું છે. તેણે પોતાના વિશ્વપ્રસિદ્ધ બેનમૂન સફરનામા 'અર્રિહલા'માં ભારતીય પ્રજાના ધર્મ, રહેણી-કરણી, ઈતિહાસ, વ્યાપાર તેમજ વિવિધ શહેરો તથા પ્રદેશોનું રસપ્રદ અને માહિતીસભર વર્ણન કર્યુ છે. ઈબ્ને બતૂતાના આ મૂલ્યવાન ગ્રંથને સમગ્ર જગત અને વિશેષ કરીને મધ્યપૂર્વ તથા પશ્ચિમી વર્તુળોમાં ખૂબ વ્યાપક પ્રસિદ્ધિ પ્રાપ્ત થઈ. પરિણામે જગત ભારતની સમૃદ્ધિ વિશે જાણીને આશ્ચર્યચકિત થઈ ગયું. આ જ્ઞાનસભર ગ્રંથનું વિશ્વની અનેક ભાષાઓમાં ભાષાંતર થયું છે. પ્રારંભમાં અસંખ્ય સંક્ષિપ્ત ભાષાંતરો થયાં. ફ્રાન્સના પ્રખર વિદ્વાનો M.M.C. Defremery અને B. R. Sanguinetti એ સૌપ્રથમ ઈ.સ.૧૮૦૩માં મૂળ અરબી

લખાણની સાથે સંપૂર્ણ પુસ્તકનું ફ્રેંચ ભાષાંતર પ્રસિદ્ધ કર્યુ. તેને બહોળું સમર્થન મળતાં અંગ્રેજ વિદ્વાન Samuel Leeએ ઈ.સ.૧૮૨૯માં પ્રથમ સંપૂર્ણ અંગ્રેજી ભાષાંતર કર્યુ. બાદમાં H.A.R. Gibb એ Travels of Ibne Batutah શિર્ષક હેઠળ આ ગ્રંથનું અંગ્રેજી ભાષાંતર કર્યુ.

અમેરીકાના પ્રસિદ્ધ આંતરરાષ્ટ્રીય મેગેઝીન નેશનલ જ્યોગ્રાફિકે (ડિસે. ૧૯૯૧) ઈબ્ને બતૂતાને The Prince of Travellers નો ઈલ્કાબ આપ્યો. ટાઈમ મેગેઝીને ૧ ઓગષ્ટ, ૨૦૧૧ના રોજ Travels Through Islam શિર્ષક હેઠળ ઈબ્ને બતૂતા વિશેષાંક પ્રસિદ્ધ કર્યો, જેમાં ઈબ્ને બતૂતાને માનવ ઈતિહાસના સૌથી ખ્યાતનામ મુસાફરનું બિરૂદ આપ્યું.

ઈબ્ને બતૂતા ઈ.સ. ૧૩૩૪ થી ૧૩૪૧ સુધી મુહમ્મદ તુગલકના શાસનકાળ દરમિયાન દિલ્હીમાં ન્યાયાધિશ (કાઝી)ના હોદ્દા પર રહયા. તેમણે પોતાના ગ્રંથમાં દિલ્હી શહેરની દરેક ઈમારતનું ખૂબ રોચક અને માહિતીપ્રદ વર્ણન કર્યુ છે. તેમણે દિલ્હીની ગણના વિશ્વના સુંદર શહેરોમાં કરીને તેને "અરૂસુલ બિલાદ" (શહેરોની દુલ્હન) કહયું છે. અહીંની રહેણી-કરણી, ખાનપાન, સંસ્કૃતિ, ભાષા વગેરેનું તેમણે વિસ્તૃત વર્ણન કર્યુ છે. બાદમાં ઈબ્ને બતૂતા દેશના વિવિધ શહેરોનો પ્રવાસ કરતાં પશ્ચિમમાં ઘોઘા, ખંભાત અને ગંધાર બંદરો ખાતે રોકાણ કરીને દક્ષિણમાં છેક મલબાર સુધી પહોંચ્યા. વચ્ચે તેઓ માલદીપ ટાપુઓ પર નવ માસ રહયા. તત્પ્રશ્ચાત તેઓ દક્ષિણે છેક કાલીકટ બંદરે પહોંચ્યા. કાલીકટમાં તેઓ વાસ્કો-દ-ગામાથી બે સદીઓ પહેલાં પહોંચ્યા અને ઝામોરીન શાસકના મહેમાન બન્યા. (૭) ત્યાંથી કોલમ થઈને મદુરાઈ પહોંચ્યા અને ત્યાંના નવાબ ગ્યાસુદ્દીન દમગાનીને ત્યાં લાંબો સમય રોકાણ કર્યુ. (૮) બાદમાં પૂર્વીય ભારતમાં તેઓ છેક બંગાળના ચિત્તાગોંગ સુધી ગયા. પછી મુહમ્મદ તુગલકે ચીનમાં ભારતીય એલચી તરીકે ઈબ્ને બતૂતાની નિમણૂંક કરી.

ઈબ્ને બતૂતાએ ભારતીય પજાની સંસ્કૃતિ, ઈતિહાસ, રહેણી-કરણી, વિવિધ શહેરો, પ્રાણીઓ, ધાર્મિક રીત-રિવાજો, માન્યતાઓ, સૂફી-સંતોનું

જીવન, ખાન-પાન, પહેરવેશ, બંદરો, વ્યાપાર, ખેતી જેવી બાબતોનું અદ્‌ભૂત વર્ણન કર્યું છે. મધ્યયુગમાં આ પુસ્તક આંતરરાષ્ટ્રીય કક્ષાએ ખૂબ લોકપ્રિય થયું. તેનો અનેક ભાષાઓમાં અનુવાદ કરવામાં આવ્યો. પરિણામે પશ્ચિમી જગતના લોકો ભારતની સમૃદ્ધિ અને શાનદાર સંસ્કૃતિથી વાકેફ થયા.

આમ, અબલેરૂનીના ગ્રંથ 'કિતાબુલ હિન્દ' તેમજ ઈબ્ને બતૂતાના સફરનામા 'અર્રિહલા'ના પ્રતાપે જ જગતના વિવિધ દેશોના લોકો સૌ પ્રથમ વખત ભારત અને તેની સમૃદ્ધિ અંગે સચોટ માહિતી મેળવી શકયા. પરિણામે મધ્યકાલીન જગતમાં ભારતને એક સમૃદ્ધ સુપરપાવર તરીકેનું સ્થાન પ્રાપ્ત થયું.

---

(૧) અલબેરૂની વિશેષાંક : ઈરાનીયન સોસાયટી, કોલકાટા પે.૮૩, સૈયદ સબાહુદ્દીન અબ્દુર્રહમાન : મુસલમાન હુકમરાનોકી મઝહબી રવાદારી ૩/૪૪ (૧૯૮૯ એડીશન આઝમગઢ)

(૨) Encyclopedia of Islam (Leiden) 1/1236

(૩) સૈયદ સબાહુદ્દીન અબ્દુર્રહમાન : એજન ૩/૪૪

(૪) I. H. Siddiqui : Medieval India Essay in Intellectual Thought and culture 1/20 (Manohar-2003)

(૫) Suresh Chandra Ghosh : History of Education in Medieval India P. 38 D.K.2001

(૬) એજન પે. ૪૭

(૭) ખાન બહાદુર મોલ્વી મુહમ્મદ હુસૈન : સફરનામા ઈબ્ને બતૂતા પે.૩૦૭

(૮) એજન પે.૩૭૬



# ભારતીય મુસલમાન નેતાજી સુભાષચંદ્ર બોઝના સમર્થનમાં

નેતાજી સુભાષચંદ્ર બોઝ (૧૮૯૭–૧૯૪૫)ની ગણના મહાત્મા ગાંધીજી, મૌલાના અબુલ કલામ આઝાદ, મૌલાના હુસૈન અહમદ મદની અને પંડિત જવાહરલાલ નહેરૂની સાથે જ આઝાદીની લડતના ટોચના નેતાઓમાં થાય છે. તેમણે દેશની આઝાદી કાજે આંતરરાષ્ટ્રીય કક્ષાએ ખૂબ મહત્વની ભૂમિકા નિભાવી. ખૂબ નાની વયે ૧૯૩૮ અને ૧૯૩૯ એમ બે વખત તેઓ ભારતીય રાષ્ટ્રીય કોંગ્રેસના પ્રમુખ બન્યા. અંગ્રેજો દ્વારા તેમને ૩ વખત કારાવાસની સાજ કરવામાં આવી. તેમણે અફઘાનિસ્તાન, રશિયા, જર્મની, સિંગાપુર, બર્મા અને જાપાન જેવા દેશોનો પ્રવાસ ખેડીને ભારતની આઝાદીના પ્રશ્નને આંતરરાષ્ટ્રીય કક્ષાએ મહત્વનું સ્થાન અપાવ્યું. જાપાનની સહાયથી અંગ્રેજો વિરુદ્ધ ભારતની આઝાદી ખાતર સશસ્ત્ર જંગ ચલાવવા માટે તેમણે આઝાદ હિંદ ફોજનું સુકાન સંભાળ્યું. અંતે ૧૮મી ઓગષ્ટ ૧૯૪૫ના રોજ આપ રહસ્યમય રીતે મૃત્યુ પામ્યા. નેતાજીના અંતિમ પ્રવાસ વખતે કર્નલ હબીબુર્રહમાન તેમના સહપ્રવાસી હતા. (૧)

નેતાજી સુભાષચંદ્ર બોઝ કલકત્તામાં નજરકેદ હતા, ત્યારે ૧૬મી જાન્યુઆર, ૧૯૪૧ના રોજ એક અફઘાની પઠાણ ઝિયાઉદ્દીનનો વેશ ધારણ કરીને ફરાર થઈ ગયા. અકબર શાહ અફઘાનીએ તેમના ફરાર થવામાં વિશેષ ભૂમિકા ભજવી અને તેમની જર્મની પહોંચવાની વ્યવસ્થા કરી. જર્મનીમાં ઈજનેરીના વિદ્યાર્થી કર્નલ આબિદ હસન સફરાની પોતાનો અભ્યાસ છોડીને નેતાજી સાથે જોડાઈ ગયા. હૈદરાબાદના વતની કર્નલ આબિદ હસન ખૂબ પ્રતિભાશાળી હતા. આઝાદી બાદ તેઓ પ્રથમ મિસરમાં અને ત્યાર બાદ ડેનમાર્કમાં ભારતના રાજદૂત રહયા. ૧૯૮૪માં હૈદરાબાદમાં તેમનું અવસાન થયું.

જર્મનીમાં મુમતાઝ અહમદે આઝાદ હિંદ રેડિયોની સ્થાપના કરી અને નેતાજી માટે રેડિયો પર ભાષણો આપવાની વ્યવસ્થા કરી. બાદમાં સિંગાપુર

અને રંગૂનમાં પણ આઝાદ હિંદ રેડિયોની શરૂઆત કરી. (૨)

સુભાષચંદ્ર બોઝે ભારતની આઝાદી અંગે જાપાન સાથે વાતચીત કરવા બર્લિનથી સુમાત્રાનો પ્રવાસ કર્યો. સબમરીન દ્વારા કરવામાં આવેલા ૯૦ દિવસના આ ગુપ્ત લાંબા પ્રવાસમાં કર્નલ આબિદ હસન નેતાજીના એકમાત્ર ભારતીય સાથી હતા.(૩) તેમણે નેતાજીના સેક્રેટરી તરીકેની સેવા બજાવી.

રંગૂનમાં નેતાજી સુભાષચંદ્ર બોઝે જયારે આઝાદ હિંદ ફોજ માટે ફાળો આપવાની અપીલ કરી, તો રંગૂનમાં રહેતાં ધોરાજીના વ્યાપારી અબ્દુલહબીબ મારફાનીએ ફોજ માટે એક કરોડ રૂપિયાનું દાન આપ્યું.(૪) આઝાદીની લડતના ઈતિહાસમાં આ સૌથી મોટું દાન હતું. ૧૯૯૭માં નેતાજીની જન્મ જયંતિની શતાબ્દી ઉજવાઈ, ત્યારે મારફાનીના પૌત્ર યાકુબ હબીબનું નવી દિલ્હીમાં સરકાર દ્વારા સન્માન કરવામાં આવ્યું હતું.

બહાદુરશાહ ઝફરના મઝાર પર હાજરી આપ્યા બાદ ફરીથી નેતાજીએ ફોજ માટે ફાળો આપવાની અપીલ કરી, ત્યારે અહમદ ઈબ્રાહીમ એન્ડ બ્રધર્સે ત્રીસ લાખ રૂપિયા અને હાજી દાવૂદ એન્ડ કંપનીએ પંદર લાખ રૂપિયા અર્પણ કર્યા. (૫)

આઝાદ હિંદ ફોજ માટેનું રાષ્ટ્રગીત, ‘‘શુભ, સુખ, ચૈનકી બરખા લરસે, ભારત ભાગ હૈ જાગા’’ કર્નલ આબિદ હસન સફરાની અને મુમતાઝ અહમદે લખ્યું હતું. શરૂઆતમાં આઝાદ હિંદ ફોજનો નારો ‘Hello’ હતો. કર્નલ આબિદ હસને ‘જય હિન્દ’નો નારો આપ્યો, જે આજે પણ આખા દેશમાં લોકપ્રિય નારો છે. (૬)

બર્મામાં યુસુફ અમીરત ‘દાવજી દાદાભાઈ’ પેઢીના મેનેજર હતા. તેમણે ફોજ માટે લાખો રૂપિયા જમા કર્યા. નેતાજીએ તેમને બર્મા ખાતે ઈન્ડિપેન્ડેન્સ લીગના મહામંત્રી તરીકેની જવાબદારી સોંપી હતી. (૭)

જનરલ શાહનવાઝ ખાન, કર્નલ હબીબુર્રહમાન, કર્નલ મહબુબ વગેરે આઝાદ હિંદ ફોજના નેતાજીના ખૂબ વિશ્વાસુ હતા. આઝાદ હિંદ ફોજમાં

સેંકડો મુસ્લિમો દેશની આઝાદી કાજે શહીદ થયા. આઝાદીની લડતના ઈતિહાસકાર પી. એન. ચોપરાએ તેમના પુસ્તક 'WHO'S WHO OF INDIAN MARTYRS'માં આઝાદ હિંદ ફોજમાં શહીદ થયેલા ૧૬૭ મુસ્લિમોની વિગતો નોંધી છે.

નેતાજી સુભાષચંદ્ર બોઝે જયારે આરઝી હુકુમત બનાવી, તો તેમાં લેફટેનન્ટ કર્નલ અઝીઝ અહમદ, લેફટેનન્ટ કર્નલ એહસાન કદરી, કરીમ ગજા અને કર્નલ શાહનવાઝને મંત્રી પદો આપ્યા હતા.

૧૯૪૫માં હવાઈ દુઘર્ટનામાં નેતાજીનું અવસાન થયું, ત્યારે કર્નલ હબીબુર્રહમાન તેમની સાથે હતા. જનરલ શાહનવાઝખાન નેતાજીના ખૂબ જ નજીકના સહયોગી હતા. આથી ૧૯૫૬માં ભારત સરકારે જયારે નેતાજીના અવસાન અંગેની તપાસ સમિતિ બનાવી તો તે સમયના પાર્લામેન્ટના સભ્ય શાહનવાઝખાનને આ સમિતિના વડા બનાવ્યા અને તપાસ માટેની આ સમિતિનું નામ શાહનવાઝખાન સમિતિ રાખવામાં આવ્યું.

---

(૧) Santimony Roy: Freedom movement and Indian Muslims. p.88.

(૨) ઉપરોકત p.88

(૩) ઉપરોકત p.88

(૪) Rajmal Kasliwal: Netaji, Azad Hind Fauj and After.

(૫) ડો.મુખ્તાર અહમદ મક્કી : તેહરીકે આઝાદી ઔર હિન્દુસ્તાની મુસલમાન p.47

(૬) The Hindu, 31-01-2014

(૭) દીપક બારડોલીકરઃ વહોરા મહાજનો p.102



# ❁ ગાંધીજી અને મુસલમાન ❁

ગાંધીજીની ગણના ભારતના સર્વોચ્ચ નેતાઓમાં થાય છે. આઝાદીની લડતમાં યોગદાનના લીધે તેમને મહાત્મા અને રાષ્ટ્રપિતા તરીકેનું સ્થાન પ્રાપ્ત થયું છે. પરંતુ મોટાભાગના દેશવાસીઓ ઈતિહાસના એ તથ્યોથી અજાણ છે કે ગાંધીજીને મોહનદાસથી મહાત્મા અને રાષ્ટ્રપિતાના ઉચ્ચ સ્થાન સુધી પહોંચાડવામાં સૌથી વિશેષ ફાળો મુસ્લિમોનો રહયો છે. ગાંધીજી ૯મી જાન્યુઆરી ૧૯૧૫ના રોજ દક્ષિણ આફ્રિકાથી ભારત પરત ફરીને આઝાદીની લડતમાં જોડાયા. આ પ્રસંગને ગત વર્ષ ૨૦૧૫માં ૧૦૦ વર્ષ પૂરાં થયાં અને દેશમાં તેની શતાબ્દી ઉજવાઈ રહી છે, ત્યારે આ અંગેનાં કેટલાંક રોચક ઐતિહાસિક તથ્યો પ્રસ્તુત છે.

ગાંધીજી ઈંગ્લેન્ડથી બેરિસ્ટર થઈને ભારત પાછા ફર્યા, ત્યારે તેઓ કોઈ કામ મન પરોવીને ન કરી શકયા, તેનો ઉલ્લેખ તેમણે પોતાની આત્મકથા 'સત્યના પ્રયોગો'માં કર્યો છે. તેઓ મુંબઈથી એક કેસ અધ-વચ્ચેથી છોડીને આવતા રહયા. ઘરવાળાં ખૂબ ચિંતિત હતાં. આવા કપરા સમયે તેમના માટે દક્ષિણ આફ્રિકાથી એક ગુજરાતી મેમણ પેઢીની નોકરી માટે દરખાસ્ત આવી. તેમના માટે આ દરખાસ્ત તેમના ભાઈના મિત્ર અને દાદા અબ્દુલ્લાહ પેઢીના ભાગીદાર અબ્દુલકરીમ ઝવેરી લાવ્યા હતા. તેમણે ગાંધીજીને દક્ષિણ આફ્રિકા જવા સમજાવતાં કહયું : "તમને ઝાઝી મહેનત નહીં કરવી પડે, અમારે મોટા ગોરાઓ સાથે દોસ્તી છે. તેમની તમે ઓળખાણ કરશો. અમારે અંગ્રેજી પત્રવ્યવહાર ઘણો રહે છે. તેમાં પણ તમે મદદ કરશો. તમારૂં રહેવાનું અમારા બંગલામાં જ થશે, તેથી તમારા ઉપર કંઈ જ ખર્ચ નહીં પડે. તમારૂં કામ એક વર્ષથી વધારે નહીં રહે. તમને ફર્સ્ટ કલાસનું અવવા-જવાનું ભાડું અને રહેવા તથા ખાધાખર્ચ ઉપરાંત ૧૦૫ પાઉન્ડ આપીશું." (૧)

જ્યારે ૧૯૮૩માં અબ્દુલકરીમ ઝવેરીની સમજાવટથી મોહનદાસ દક્ષિણ આફ્રિકા જવા રવાના થયા ત્યારે કોણ જાણતું હતું કે તેઓ ત્યાં

બે મુસ્લિમ પેઢીઓ વચ્ચે રહીને એક આઝાદીના લડવૈયા બનીને ભારત પાછા ફરશે !

આફ્રિકાના ડરબન શહેરમાં ગાંધીજી દાદા અબ્દુલ્લાહના ઘરે રહેતા હતા. તેનો વિગતવાર ઉલ્લેખ તેમણે ''સત્યના પ્રયોગો''માં કર્યો છે. અહીં રહીને તેમના વિચારોને વિશાળતા પ્રાપ્ત થઈ. શેઠ અબ્દુલ્લાહનો એક કેસ પત્યો ત્યારે તેમણે સિડનહેમમાં એક મોટી મિજબાની કરી. ગાંધીજીના માનમાં યોજાયેલા આ કાર્યક્રમમાં ભારતીયોને નાતાલની ધારાસભામાં મતાધિકાર આપવાની ચર્ચા થઈ. તમામ હાજર મુસ્લિમ બિરાદરોએ તેમને રોકાઈને લડત આપવા અપીલ કરી. ''ખુદાની મહેર છે પૈસા તો ભેગા થઈ રહેશે. માણસો પણ છીએ. તમે રહેવાનું કબૂલ કરો એટલે બસ.'' (૨)

પેઢીમાં સંપત્તિ અંગેની આગેવાની અને અધિકારો દાદા અબ્દુલ્લાહ પાસે હતા, પરંતુ જાહેર કામોમાં શેઠ હાજી મોહંમદને તેઓ આગળ કરતા એટલે તેમના પ્રમુખપદ હેઠળ તેમના જ મકાનમાં નાતાલ પ્રાંતના ભારતીયો માટે મતાધિકાર અંગેની ચળવળ શરૂ થઈ. આમ, ગાંધીજીના જાહેરજીવનનો પ્રારંભ દક્ષિણ આફ્રિકામાં વસતા મુસ્લિમ વેપારીઓના સહકારથી થયો. આ માટે સહી લેવાની ઝુંબેશ શરૂ થઈ. તેમાં પણ મુસ્લિમ વેપારીઓ અને આગેવાનોનો વિશેષ સહકાર રહયો. ગાંધીજી નોંધે છે કે ''આમાંના શેઠ દાઉદ મોહંમદ, પારસી રૂસ્તમજી, આદમજી મિયાંખાન અને આદમ જીવાની મૂર્તિઓ અત્યારે પણ મારી નજરે તરે છે. તેઓ ઘણી સહીઓ લાવ્યા હતા. દાઉદ શેઠ આખો દહાડો પોતાની ગાડી લઈને નીકળી પડતા.''(૩)

ગાંધીજી બાદમાં દાદા અબ્દુલ્લાહની પેઢીના કામ માટે ટ્રાન્સવાલની રાજધાની પ્રિટોરીયામાં રહેવા લાગ્યા. ત્યાં તેઓ પ્રખ્યાત આગેવાન હાજી મુહમ્મદ જુસબના ઘરે સભાઓ ભરતા હતા. અહીં બ્રિટીશ ઈન્ડિયન એસોસીએશન દ્વારા એક જંગી જાહેરસભા રાખવામાં આવી. તેના પ્રમુખ યુસુફ ઈસ્માઈલમિયાં હતા. આ સભામાં ગાંધીજીએ પોતાના જીવનનું પ્રથમ જાહેર પ્રવચન આપ્યું. આ સભામાં ગાંધીજીનો પરિચય ત્યાંની આઝાદીના

પ્રખ્યાત અહમદ મુહમ્મદ કાછલીયા સાથે થયો. ગાંધીજીએ સત્યાગ્રહની ઘણી બાબતો કછાલીયાથી ગ્રહણ કરી હતી. આફ્રિકાના આગેવાનોમાં ગાંધીજીએ તેમનો સૌથી વિસ્તૃત ઉલ્લેખ પોતાના પુસ્તક ‘‘દક્ષિણ આફ્રિકાના સત્યાગ્રહનો ઈતિહાસ’’માં કર્યો છે. ગાંધીજીએ તેમને ઈતિહાસના નાયક તરીકે ઓળખાવ્યા છે. આફ્રિકામાં સત્યાગ્રહ દરમિયાન ગાંધીજીએ ઈમામ બાવઝીર અને શેઠ દાઉદ મુહમ્મદના સહકાર અને બલિદાનોનો વિશેષ ઉલ્લેખ કર્યો છે. દક્ષિણ આફ્રિકામાં લડત ચાલુ હતી ત્યારે એક ડેપ્યુટેશન ઈંગ્લેન્ડ ગયું હતું, તેના મોટા ભાગના સભ્યો મુસ્લિમ હતા. તેમાં પોરબંદરના મેમણ હાજી હબીબથી ગાંધીજી ખૂબ પ્રભાવિત હતા. તેઓ અંગ્રેજી, ડચ વગેરે ભાષાઓમાં ખૂબ પ્રભાવી રજુઆત કરી શકતા હતા. (૪)

તે સમયે ભારતીયો ગાંધીજીના નામ અને પ્રવૃત્તિઓથી લગભગ અજાણ હતા. મૌલાના અબુલ કલામ આઝાદે તે સમયના સૌથી પ્રસિદ્ધ ભારતીય અખબાર અલહિલાલના પ્રથમ પાને ૧૯૧૩માં ગાંધીજીની તસ્વીર સાથે લેખમાળા લખીને પ્રથમવાર ભારતને ગાંધીજીની ઓળખાણ કરાવી.(૫)

ગાંધીજી૧૯૧૫માં ભારત પરત ફર્યા ત્યારે અહીં અંગ્રેજો વિરૂદ્ધ લડત ચાલી રહી હતી. તે સમયે લડતની આગેવાની મૌલાના મુહમ્મદ અલી જૌહર કરી રહયા હતા. મુહમ્મદ અલી અને તેમના ભાઈ મૌલાના શૌકત અલીએ ગાંધીજીને લડતમાં જોડાવા અનુરોધ કર્યો. પોતાની સાથે ગાંધીજીને લઈને આખા દેશમાં ફર્યા અને એ દેશને ગાંધીજીની ઓળખાણ કરાવી. ગાંધીજીએ પોતાના ભાષણમાં કહયું કે, ‘‘હું સંપૂર્ણપણે અલીભાઈઓના તાબે છું.’’ આઝાદીની લડતના પ્રખ્યાત ઈતિહાસકાર પી. એન. ચોપરા તેમના પુસ્તક “Role of Indian Muslims in the struggle for freedom”માં નોંધે છે કે ગાંધીજીને મહાત્માનું બિરૂદ મૌલાના મુહમ્મદ અલીએ આપ્યું હતું. *(પાન–૨૮)*

ભારતમાં ગાંધીજીની સૌ પ્રથમ વિશાળ પાયાની લડત અસહકારનું આંદોલન હતું. આ આંદોલન માટેનો ઠરાવ દિલ્હીમાં ડોકટર મુખ્તાર

અન્સારીના ઘરે પસાર કરવામાં આવ્યો હતો. (૬) ગાંધીજીએ અસહકારનું આંદોલન મૌલાના હસરત મોહાનીની સલાહથી શરૂ કર્યું હતું. મોહાનીએ પોતે સૌ પ્રથમ ૧૯૧૩માં અલીગઢમાં સ્વદેશી વસ્તુઓની દુકાન ખોલી હતી.(૭) ગાંધીજી પોતે લખે છે કે, અસહકારનો માર્ગ મને હસરત મોહાનીએ દેખાડયો. (૮)

અસહકારના આંદોલન સમયે ગાંધીજીને સહકાર આપવામાં મુસ્લિમોએ સૌથી આગળ પડતો ભાગ ભજવ્યો. કારણ કે તે સમયે સમગ્ર દેશમાં ખિલાફત આંદોલન ખૂબ ઉગ્ર બન્યું હતું. અસહકારનું આંદોલન ગાંધીજીએ દેશવાસીઓના આ જુસ્સાને વધુ વેગવાન બનાવવા ખિલાફતના પ્લેટફોર્મ પર શરૂ કર્યું હતું. જમીયતે ઉલમાએ ગયા ખાતેના સંમેલનમાં આ આંદોલનને સાથ આપવા હાંકલ કરી. ૯૨૫ ઉલમાની સહીથી ફતવો બહાર પાડીને અસહકારના આંદોલનમાં જોડાવા આદેશ જારી કરવામાં આવ્યો. આથી લોકો ખૂબ વિશાળ સંખ્યામાં આંદોલનમાં જોડાયા. પંજાબમાં ડો.સૈફુદીન કિચલુએ ગાંધીજીની સાથે ફરીને આંદોલનને વેગવંત બનાવ્યું. તેમના પત્ની સઆદતબાનું કિચલુએ આ પ્રસંગે લખેલી કવિતા ખૂબ લોકપ્રિય બની.

બના હૈ સબકે દિલોંમેં તેરા મકાં ગાંધી<br>
હૈ તેરી મદહો સના વર્દે હર ઝબાં ગાંધી<br>
હર એક તરફ હૈ અકીદતકે તેરે ફૂલ ખીલે<br>
ન આએગી કભી ઈસ ફૂલમેં ખઝાં ગાંધી

ગાંધીજીના દક્ષિણ આફ્રિકાના રોકાણ દરમિયાન તેમણે અંગ્રેજો વિરૂદ્ધ સઘન ચળવળ ચલાવી હતી. પરંતુ ગાંધીજીની આ લડત વિશે વિસ્તૃત સંશોધન કરીને તેને પુસ્તક સ્વરૂપે ઐતિહાસિક રૂપ આપવામાં આવ્યું ન હતું. ગાંધીજીની આફ્રિકાની અને સત્યાગ્રહો વિશે સૌથી ગહન સંશોધન ફાતિમા મીરે (૧૯૨૮-૨૦૧૦) કર્યું. અનેક સાહિત્યિક એવોડર્ના વિજેતા ફાતિમાબેનનું મૂળ કુટુંબ સૂરતનું હતું, પરંતુ તેમનો જન્મ ડરબનમાં થયો હતો. તેમનું કુટુંબ નેલ્સન મંડેલા સાથે ખૂબ નિકટના સંબંધો ધરાવતું હતું.

ગાંધીજીની આફ્રિકાની ચળવળોનો સંપૂર્ણ ઈતિહાસ એટલે ફાતિમા મીરનું પુસ્તક Apprenticehip of a Mahatma આ સિવાય તેમનું અન્ય એક પુસ્તક The South African Gandhi : The Speeches and writings of M.K. પણ ઐતિહાસિક મહત્વ ધરાવે છે. આ બન્ને પુસ્તકોની ગણના ગાંધીજીના દક્ષિણ આફ્રિકાના સત્યાગ્રહોના ઈતિહાસના સૌથી આધારભૂત ગ્રંથોમાં થાય છે.

અસહકારના આંદોલન માટે ગાંધીજી ફાળો એકત્ર કરવા મુંબઈ ગયા. ત્યાંના પ્રખ્યાત ઉદ્યોગપતિ મુહમ્મદ ઉમર સૌબાની પાસે લડત માટે ફાળો માંગ્યો. તેમણે કોરો ચેક સહી કરીને ગાંધીજીને આપ્યો અને જેટલી રકમની જરૂરત હોય તેટલી લખવા જણાવ્યું. ગાંધીજીએ એક લાખ રૂપિયા લખ્યા. તારા અલી બેગ નોંધે છે કે મુંબાઈમાં સૌથી પહેલા ગાંધીજીને સોબાનીએ ફાળો આપ્યો હતો. આ ઉપરાંત તેમણે તિલક સ્વરાજ ફંડ માટે પણ એક લાખ રૂપિયા આપ્યા અને પોતાનો બંગલો ચળવળની ઓફિસ તરીકે ભેટ ધરી દીધો. બાદમાં આ બંગલો ખિલાફત હાઉસ તરીકે ઓળખાયો. (૯)

૧૯૩૦માં અંગ્રેજ સરકારે મીઠા જેવી લોકોપયોગી વસ્તુ પર ભારે ટેકસ નાંખ્યો ત્યારે ગાંધીજીએ ‘‘નમક સત્યાગ્રહ’’ શરૂ કર્યો અને દાંડી યાત્રાની જાહેરાત કરીને આ કાનૂનનો ભંગ કરવા હાંકલ કરી. મુસ્લિમ ઉલમાએ આ ચળવળને વિશાળ પાયે સહકાર આપ્યો. તે સમયે દારૂલ ઉલૂમ ડાભેલના નામાંકિત હદીસશાસ્ત્રી મૌલાના અનવર શાહ કાશ્મીરીએ લેખ લખીને વિરોધ કરવા હાંકલ કરી. મૌલાના સઈદ અહમદના શબ્દોમાં, ‘‘શાહ સાહેબના આ એલાનની એવી અસર થઈ કે મુસલમાનોના સામાન્ય વર્ગમાં નમક સત્યાગ્રહ પ્રત્યે હમદર્દી વ્યાપી ગઈ.’’ (૧૦)

મુફતી અતીકુર્રહમાન ઉસ્માની (રહ.)એ પોતાના ફતવામાં જણાવ્યું કે ‘‘કોઈ સરકારને એવા અધિકાર નથી કે તે પાણી અને મીઠા જેવી સામાન્ય વપરાશની વસ્તુઓ પર ટેકસ નાંખે. જો કોઈ સરકાર આવું કરે તો તેના

વિરૂદ્ધ લડત ચલાવીને આવાં કાનૂનથી છૂટકારો મેળવવો જરૂરી છે.'' આ ઉપરાંત અનેક ઉલમાએ ફતવા જારી કરીને ગાંધીજી સાથે મીઠાના સત્યાગ્રહમાં જોડાવા હાંકલ કરી. આઝાદીના લડવૈયા મવ. હિફઝુર્રહમાન સ્યોહારવી અને મુફતી અતીકુર્રહમાન ઉસ્માની દાંડીયાત્રા અંગે ચર્ચા માટે ગાંધીજીને મળવા સૌરાષ્ટ્ર ગયા. ગાંધીજીએ પૂછયું, ''મેં સાંભળ્યું છે કે પયગમ્બર (સલ.) સાહેબે મીઠુ, ઘાસ અને પાણીને સામાન્ય વપરાશની વસ્તુઓ ગણાવી છે. આથી તેમના પર ટેકસ નાંખી શકાય નહી.'' મૌલાનાએ આ વાતના સમર્થમાં આ હદીસ વર્ણવી કે નબી (સલ.)ને પૂછવામાં આવ્યું ''કઈ વસ્તુ આપવાનો ઈન્કાર કરવો ઉચિત નથી?'' આપે કહયું, ''પાણી'', ફરી પૂછયું કે ''કઈ વસ્તુ આપવાનો ઈન્કાર કરવો ઉચિત નથી?'' આપે કહયું, ''મીઠુ'' (૧૧) આ સાંભળીને ગાંધીજી ખૂબ પ્રસન્ન થયા. (૧૨)

મીઠાના સત્યાગ્રહમાં સમગ્ર ચળવળ દરમિયાન યુસુફ મહેરઅલીએ મહત્વની ભૂમિકા નિભાવી. જયારે સત્યાગ્રહ દરમિયાન લગભગ તમામ નેતાઓની ધરપકડ કરવામાં આવી તો યુસુફ મહેરઅલીએ નિડર રહીને લડતને નૈતૃત્વ પૂરૂં પાડયું હતું. (૧૩) ''હિન્દ છોડો'' ચળવળ દરમિયાન સૌથી લોકપ્રિય થયેલ ગાંધીજીનો નારો ''કરેંગે યા મરેંગે'' પણ યુસુફ મહેરઅલી (૧૯૦૩-૧૯૫૦)એ આપ્યો હતો. તેઓ ૧૯૪૦ થી ૧૯૫૦ સુધી મુંબઈ વિધાનસભાના ધારાસભ્ય બન્યા. ૧૯૪૨માં તેઓ લાહોરની જેલમાં કેદમાં રહીને મુંબઈના મેયર તરીકે ચૂંટાઈ આવ્યા હતા.

---

(૧) સત્યના પ્રયોગો પાન-૧૦૦ (૨) સત્યના પ્રયોગો પાન-૧૩૯
(૩) સત્યના પ્રયોગો પાન-૧૪૨ (૪) દક્ષિણ આફ્રિકાના સત્યાગ્રહનો ઈતિહાસ પાન-૨૧૬
(૫) ભારતીય રાષ્ટ્રીય આંદોલન ઔર મૌલાના આઝાદ, લેખક ડો.અજય અનુપમ પાન-૧૧૧
(૬) ભારતીય રાષ્ટ્રીય આંદોલન ઔર મૌલાના આઝાદ પાન-૧૧૧
(૭) ચોપરા પાન-૨૮ (૮) My experimetn with Truth p.478-82
(૯) Sarojini Naydu Delhi 1974 - p.48
(૧૦) અલ્ અનવર પાન-૪૨૪ (૧૧) અબૂ દાવૂદ કિતાબુઝઝકાત
(૧૨) અલ્ જમ્ઈય્યત મુજાહિદે મિલ્લત વિશેષાંક પાન-૮૯
(૧૩) Muslims and India's freedom Movement-shan Muhammed p.157

## મુસ્લિમોના રચનાત્મક કાર્યો :

**ડો. સર વિલિયમ હંટર** (જે પોતાની મુસ્લિમ દુશ્મની માટે મશહૂર છે) ભારતમાં મુસલમાનોનાં રચનાત્મક કાર્યો અને તેમના ધાર્મિક પ્રભાવનું વર્ણન કરતાં લખે છે કે, "મુસલમાનોએ દક્ષિણ તરફ આ પ્રકારની કેટલીયે પુનઃ પ્રાપ્ત કરેલી ભૂમિ ઉપર નવી વસાહતો સ્થાપી હતી અને પૂર્વ બંગાળમાં પણ જ્યારે કે શરૂમાં સમુદ્રને ભૂમિથી અલગ પાડ્યું. જો કોઈ પર્યટક આ વિસ્તારની મુલાકાત લે તો તેને આજે પણ દૂર દૂરનાં નિર્જન જંગલોમાં તેમનાં બાંધેલા કૃષિ માટેનાં જળાશયો, મસ્જિદો, રસ્તાઓ, નાનાં તળાવો અને ખાનકાહો જોવા મળશે."

મુસલમાનો જ્યાં પણ ગયા ત્યાં પોતાના ધર્મનો પ્રચાર કર્યો. થોડોક તો તલવાર દ્વારા, પરંતુ મોટા ભાગે માનવપ્રકૃતિની બે મહત્વની ભાવનાઓને જાગૃત કરીને. હિન્દુઓએ ગંગાના મુખપ્રદેશની આદી કૌમોને ક્યારેય પોતાની જાતિમાં શામેલ નથી કરી. મુસલમાનોએ તમામ માનવીય હક્કોને બ્રાહ્મણો અને અછૂતો બન્ને સામે સમાન રીતે રજૂ કર્યા. આ જોમવંતા પ્રચારકોએ દરેક જગ્યાએ એ સંદેશો સંભળાવ્યો કે, દરેક વ્યક્તિએ મહાન ખુદાની સામે ઝૂકી જવું જોઈએ. એક ખુદાની સામે તમામ માનવીઓ સમાન છે. તમામને અલ્લાહે માટીનાં રજકણોની જેમ સમાન પેદા કર્યા છે.

**"લા ઈલાહ ઈલ્લલ્લાહ, મુહમ્મદુર્રસૂલુલ્લાહ"**

એક ભારતીય વિદ્વાન **શ્રી એન. એસ. મહેતા** (ઈન્ડિયન સિવિલ સર્વન્ટ) ભારતીય સંસ્કૃતિ અને ઈસ્લામ નામે પોતાના એક અંગ્રેજી લેખમાં લખે છે : "ઈસ્લામ અહીંયાં માત્ર એક પ્રકાશિત જ્યોત લઈને આવ્યો હતો, જેણે પ્રાચીનકાળમાં કે જ્યારે જૂની સંસ્કૃતિઓ લુપ્ત થઈ રહી હતી અને ઉચ્ચ નૈતિક મૂલ્યો માત્ર માન્યતાઓ બનીને રહી ગયા હતા, ત્યારે તેણે માનવજીવનને તમામ અંધકારોથી બહાર કાઢ્યું. અન્ય દેશોની જેમ ભારતમાં પણ રાજકીય દુનિયા કરતાં વૈચારિક દુનિયામાં ઈસ્લામના વિજયનું ક્ષેત્ર વધુ વ્યાપક હતું. આજના ઈસ્લામી વિશ્વમાં પણ એક ધાર્મિક બંધુત્વ છે, જે

તૌહીદ (એકેશ્વરવાદ) અને સમાનતાની વ્યાપક માન્યતાના સબંધે પરસ્પર સંકલિત છે. દુર્ભાગ્યે આ દેશમાં ઈસ્લામનો ઈતિહાસ સદીઓ સુધી શાસનથી જોડાયેલો રહ્યો, જેના કારણે ઈસ્લામનું વાસ્તવિક સ્વરૂપ ઢંકાઈ ગયું અને એના ઉપકારો લોકોથી છૂપાયેલા રહ્યા.''

આ ઐતિહાસિક સત્યોથી સ્પષ્ટ થાય છે કે, મુસલમાનોએ આ મહાન દેશને જે લાભ પહોંચાડ્યા, તે એ લાભોથી ઘણા વધારે છે, જે આ દેશે તેમને પહોંચાડ્યા. મુસલમાનોનું આગમન આ દેશના ઈતિહાસમાં એક નવા પ્રગતિ અને સમૃદ્ધિના યુગની શરૂઆત હતી, જેને ભારત કદી વિસારી શકશે નહીં.

**પંડિત જવાહરલાલ નહેરૂ** 'Discovery of India'ના સંસ્કરણ-૫, ૧૯૪૭, પૃ.૧૯૬ ઉપર લખે છે કે, ''ભારત ઉપર કોઈ ઈસ્લામી હુમલો કે ઈસ્લામી રાજ્યનો ઉલ્લેખ કરવો એવું ખોટું અને ભ્રમ ફેલાવનારૂં છે, જેમકે ભારતમાં અંગ્રેજોના આગમનને ખ્રિસ્તીઓનો હુમલો, બ્રિટીશ શાસનને ખ્રિસ્તીઓનો શાસનકાળ કહેવો. ઈસ્લામે ક્યારેય પણ ભારત ઉપર હુમલો નથી કર્યો. તે વિજેતાઓના હુમલાથી ઘણી સદીઓ પૂર્વે ભારતમાં ધાર્મિક રૂપમાં દાખલ થઈ ચૂક્યો હતો. ભારત ઉપર મહમૂદની ચઢાઈ તુર્કોની ચઢાઈ હતી. મુહમ્મદ ઘોરીનો હુમલો અફઘાનોનો હુમલો હતો અને બાબરનો હુમલો મોગલોનો હુમલો હતો.''

## ભારતીય સંસ્કૃતિ પર ઈસ્લામી એકતા અને સમાનતાનો પ્રભાવ :

**મૌલાના ફરીદ સા. કાવી** પ્રો. ખલીક અહમદ નિઝામીના પુસ્તકના ભાવાર્થમાં લખે છે... ભારતીય જીવનના ક્યા ક્યા ક્ષેત્રો ઉપર ઈસ્લામે કેવી રીતે અસરો છોડી એ જાણતાં પહેલાં આટલું જાણી લેવું જોઈએ કે તે સમયના ભારતનું સામાજિક માળખુ ભેદભાવની વિચારધારા પર આધારિત હતું. મનુસ્મૃતિની વર્ણ વ્યવસ્થાએ માનવીને માનવીય સમાનતા હોવા છતાં એકબીજાથી ઘણો દૂર કરી દીધો હતો. બ્રાહ્મણ અને ક્ષત્રિય શ્રેષ્ઠતમ્ ગણાતા. પવિત્ર વેદનું પઠન ફક્ત તેઓ જ કરી શકે, મોક્ષ ફક્ત તેમને જ મળે, તેમના

પર કોઈ વેરો નહિ, સઘળી વિદ્યાઓ પર એમનું જ પ્રભુત્વ, વગેરે વગેરે. જ્યારે બીજી તરફ શૂદ્રો અને વૈશ્ય ગણાતા લોકો આ બધાથી વંચિત સમજવામાં-રાખવામાં આવતા. આ બન્નેથી નીચે વળી અન્ય ઘણી બધી જાતો એવી પણ હતી, જેમને શહેરની હદમાં રહેવાની પણ પરવાનગી ન હતી.

સામાજિક માળખાની જેમ રાજકીય માળખુ પણ અતિ વેરવિખેર હતું. આખો પ્રદેશ નાનાં રજવાડાઓમાં વહેંચાયેલ હતો. કોઈ કેન્દ્ર કે આંતરિક સંકલન વિના દરેક પોતાની જગ્યાએ સ્વતંત્ર. ઈતિહાસકારોના મત મુજબ આ બધામાં બે વસ્તુઓ અનિષ્ટોની જડ હતી. એક એ કે દરેક પ્રદેશનું વ્યવસ્થાકીય માળખુ જુદુ હતું. બીજું એ કે રાજા-મહારાજાઓને કાયદા-કાનૂનથી પર સમજી એમને ઉચ્ચતમ્ રાખવામાં આવતા. જેના પરિણામે વ્યવસ્થાકીય એકરૂપતાનું દૂર સુધી નામોનિશાન ન હતું. દરેક વિસ્તારનું તંત્ર જુદું, હોદ્દાઓ જુદા, ચલણ જુદું અને નીતિ-નિયમો પણ જુદા. એક પ્રદેશથી બીજા પ્રદેશમાં વેપાર અશક્ય. ખાસ કરી એટલા માટે પણ કે દરેક રાજા રજવાડાઓ એકબીજાથી લડતા રહેતા. મશહૂર ઈતિહાસકાર 'અલબૈરૂની'ના લખવા પ્રમાણે માહોંમાહેનો કુસંપ એટલી હદે વકરી ગયો હતો કે, કોઈ બાહ્ય આક્રમણનો પ્રતિકાર કરવા એક થવાના બદલે તેઓ એકબીજાની હારમાં જ પોતાની જીત સમજતા.

ટૂંકમાં ભારતવર્ષનો સંપૂર્ણ પ્રદેશ પ્રાદેશિક અને પ્રજાકીય બન્ને રીતે વિભાજિત હતો.

આવી પરિસ્થિતિમાં જ્યારે મુસલમાનોએ ભારતમાં પોતાની હુકૂમત સ્થાપી, તો પરિવર્તનનું એક વાવાઝોડું ફુંકાય ગયું અને એક નવી સામાજિક વ્યવસ્થા પોતાની પૂરી શક્તિ સાથે સામે આવી ગઈ. પરિણામે ભારતીય પરંપરાઓ અને જીવનશૈલીનું ભાગ્યે જ કોઈ પાસુ એવું રહ્યું હશે, જેના પર મુસલમાનોના સામાજિક અને ધાર્મિક વિચારોની છાપ ન પડી હોય.

વિવિધ ક્ષેત્રે ઈસ્લામ અને મુસલમાનોની એકતા અને સમાનતાએ ભારતને શું પ્રદાન કર્યું, તેના ઉપર હવે આપણે એક નજર કરીએ...

## શહેરો અને નગરોની નવી રચના :

પહેલો પ્રભાવ ઈસ્લામી આચાર-વિચારનો નગરરચના-ગ્રામરચના પર પડ્યો. અત્યાર સુધીની રચના ભેદભાવ અને ઉંચનીચ ઉપર આધારિત હતી, જ્યારે હવે શહેરોના દરવાજા ધર્મ કે જ્ઞાતિના ભેદભાવ વિના દરેક માણસ માટે ખોલી દેવામાં આવ્યા. શહેર ફરતે કિલ્લાની દીવાળ હવે ભેદભાવનું પ્રતિક ન રહેતાં ફક્ત રક્ષણ માટે જ રહી ગઈ. હુકૂમત તરફથી જ્યારે દરેકને શહેરમાં રહેવાની પરવાનગી મળી, તો વર્ષો જુની વ્યવસ્થાના પાયા હચમચી ગયા. હવે શહેરમાં હિંદુ-મુસલમાન, આઝાદ-ગુલામ, દરેકના મકાનો સાથે બનવા લાગ્યા.

આવું થવાનું મોટું કારણ એ છે કે, નગરરચના ઈસ્લામી જીવનશૈલીનું એક અતિ મહત્વનું પાસુ છે. શાહ વલિયુલ્લાહ દહેલ્વી (રહ.)ના લખવા મુજબ શહેરી જીવનનો મતલબ છે : "એક ખાસ પ્રકારનો સબંધ અને આંતરિક સંકલન જે વિવિધ ખાનદાનો અને જમાઅતોના એક સાથે રહેવાથી પેદા થાય." તેમના મત મુજબ માનવી વ્યક્તિગત રીતે એક નાનો માણસ છે, તો આખો સમાજ અતિ વિશાળ હોવા છતાં એક મોટા માણસની જેમ છે. સામૂહિક જીવનની આ વ્યાખ્યા જેમાં સમાજના બધા જ વર્ગો એક શરીરના જુદા જુદા અવયવોની જેમ એક જ એકમમાં સમાવી લેવામાં આવ્યા હોય, એ મુસલમાનોની સામાજિક અને રચનાત્મક વિચારધારાની જ દેણ છે.

## ન્યાય વ્યવસ્થા :

મુસલમાનોના આગમનથી પ્રભાવિત થનારી બીજી વસ્તુ એ અહીંયાંની ન્યાય વ્યવસ્થા હતી. મુસલમાનોની નજરે કાનૂન સામે બધા જ સરખા હતા. માટે ગુનાહોની સજા પણ બધા માટે જ સરખી હતી. આ કારણે ભેદભાવને અદાલતનું પીઠબળ મળવું બંધ થઈ ગયું.

એક હિંદુ અમીરે કાજીની અદાલતમાં દા'વો કર્યો કે, સુલ્તાન મુહમ્મદ બિન તગલકે એના ભાઈને કોઈ પણ કારણ વિના મારી નાંખ્યો છે. મામલો

અદાલતમાં જતાં સુલ્તાને હથિયાર વગર અદાલતમાં હાજર થવું પડ્યું. કાજીએ કેસની વિગત સાંભળી ચૂકાદો આપ્યો કે, બાદશાહ અમીરને મનાવી લે, નહીં તો બદલામાં બાદશાહને કત્લ કરી દેવામાં આવશે. છેવટે બાદશાહે જ્યારે તે હિંદુ અમીરને રાજી કરી લીધો ત્યારે જ કાજીએ બાદશાહને મુક્ત કર્યો.

અમીર ખુસરૂ અલાઉદ્દીન ખિલજી વિશે 'ખજાયનુફુત્હ' નામે પુસ્તકમાં લખે છે કે, તેણે હઝરત ઉમર (રદી.) જેવો ન્યાય કાયમ કરેલ હતો અને સામાન્ય પ્રજાના મામલાઓમાં પોતાના આદર્શ પૂર્વજો અનુસાર ચાલી રહ્યો છે. મુહમ્મદ બિન તુઘલખ સબંધે ઈતિહાસકારો લખે છે કે, ન્યાયના મામલામાં તે સૂફીઓ અને આલિમો (મુસ્લિમ વિદ્વાનો)ની પણ શેહશરમ રાખતો ન હતો. જો તે અપરાધી પુરવાર થતા તો તેઓને પણ નિઃસંકોચ સજા કરતો.

'હમારા ઈતિહાસ' પુસ્તકમાં મુહમ્મદ તુઘલખ વિશે લખવામાં આવ્યું છે : ''તે એક ચુસ્ત મુસલમાન હતો, પણ શાસનકાર્યમાં ધાર્મિક વ્યક્તિને દખલ કરવા દેતો ન હતો. હિન્દુ-મુસલમાન પ્રજાને એક સમાન સમજતો હતો અને અમીર-ગરીબ સૌના સાથે ન્યાય કરતો હતો. નગરકોટના વિજય પછી ત્યાંથી સંસ્કૃત ગ્રંથો પોતાની સાથે દિલ્હી લઈ ગયો, જેમાંથી તેણે ઘણા ગ્રંથોનો ફારસીમાં અનુવાદ કરાવ્યો.''

આ જ પુસ્તકમાં શેરશાહ સૂરી વિશે ઉલ્લેખ છે કે, ''એક ધાર્મિક પુરૂષ હોવા છતાં પણ તેમાં કટ્ટરતા ન હતી. તેથી હિન્દુઓને પોતાના ધર્મ અનુસાર જીવન વ્યતિત કરવાની છૂટ હતી. તે હિન્દુઓ અને મુસલમાનો બંનેની પાઠશાળાઓને રાજ્ય તરફથી સહાયતા આપતો હતો.''

મોગલ કાળ પૂર્વે દિલ્હીના મુસ્લિમ બાદશાહોએ ન્યાયની જે પરંપરા સ્થાપિત કરી હતી, તેને મોગલ બાદશાહોએ પણ જાળવી રાખી. બાબરે પોતાની 'તુજુક' (શાહી રોજનામું)માં પોતે લખ્યું છે કે, તેનું લશ્કર ભીરહ નામે સ્થળેથી પસાર થઈ રહ્યું હતું ત્યારે ખબર મળી કે ભીરહવાસીઓને

તેના લશ્કરના કેટલાક સૈનિકોએ પજવ્યા હતા. તેણે તરત જ તે અપરાધી સૈનિકોને બોલાવીને તેમના નાક કાપી નાંખ્યા અને જે લોકો વધુ ગુનેહગાર હતા, તેમનો શિરચ્છેદ કરી નાંખ્યો. અકબરે દરરોજ બપોરના સમયને ન્યાય માટે ફાળવ્યો હતો. જહાંગીર ન્યાય અને ઈન્સાફના મામલામાં વધુ કઠોર હતા. તે દરરોજ બે કલાક તે માટે ફાળવતા અને તેણે પોતાના મહેલમાં એક સાંકળ લટકાવી રાખી હતી, જેથી પ્રત્યેક પીડિત વ્યક્તિ કોઈ રોક-ટોક વિના તેનાથી પ્રત્યક્ષ ફરિયાદ કરી શકે. મુસાફરીમાં અને બીમારીની હાલતમાં પણ તે પીડિતોની ફરિયાદો સાંભળતો અને અત્યાચારીઓને સજા આપતો. મોગલ બાદશાહોએ એ પ્રથા પાડી હતી કે, દિવાને-આમ (સામાન્ય ગૃહ)માં તેઓ પ્રજાની ફરિયાદો સાંભળતા, જ્યાં દરેક વ્યક્તિ, ચાહે તે અમીર હોય કે ગરીબ, ઉચ્ચ હોય કે નિમ્ન જાતિનો, સરળતાથી પહોંચી શકે. અપરાધ સાબિત થઈ ગયા પછી અપરાધી ચાહે ઉચ્ચ હોદ્દેદાર કે સબંધી જ કેમ ન હોય, સજા કરવામાં કોઈ સંકોચ કરવામાં ન આવતો. શાહજહાંએ ગુજરાતના વ્યવસ્થાપક હાફિઝ મુહમ્મદ નાસીરને આજીવન કેદની સજા એટલા માટે આપી હતી કે, તે અહીંના વેપારીઓ ઉપર અત્યાચાર કરતો હતો. *(પુસ્તક : 'ઇસ્લામ, મુસલમાન ઔર ગૈરમુસ્લિમ')*

આ જ ન્યાયપ્રિયતાનું પરિણામ હતું કે, આ મુસ્લિમ બાદશાહોએ બિનમુસ્લિમો ઉપર પોતાનો ધર્મ બળજબરીપૂર્વક લાદવાનો પ્રયત્ન કર્યો ન હતો. તેમણે ક્યારેય પણ બિનમુસ્લિમ પ્રજાની ધાર્મિક આસ્થાઓ અને આચરણમાં દખલ કરી નથી. અકબરે સતી પ્રથાને રોકવાનો પ્રયત્ન કર્યો, બાળ વિવાહને અટકાવવાનો પ્રયાસ કર્યો, પણ ક્યારેય પણ બળપ્રયોગ ન કર્યો. કેટલાક બાદશાહો ઉપર એ આરોપ મૂકવામાં આવે છે કે, તેઓએ બળજબરી ધર્મ પ્રચારની કોશિશ કરી, પણ સંશોધનોથી સાબિત થાય છે કે આ આરોપ તદન નિરાધાર છે. હિન્દુ ઈતિહાસકારો જ લખે છે કે, ઉત્તરપ્રદેશ ૬૦૦ વર્ષ સુધી મુસલમાનોના કબ્જામાં રહ્યું, છતાં આજે પણ ત્યાં મુસલમાનોની વસ્તી માત્ર ૧૪ ટકા છે. અને આ જ પ્રમાણ છે કે હિન્દુ ધર્મ સુરક્ષિત છે અને બળપૂર્વક ક્યારેય પણ ધર્મ પરિવર્તન કરવામાં આવ્યું

નથી. અને ન તો અહીં હિન્દુઓને અપમાનિત કરવામાં આવ્યા. તેઓ પોતાનું તે રાજનૈતિક હિત સારી રીતે સમજતા હતા કે અહીંના લોકોના ધર્મ અને તેમની સામાજિક વ્યવસ્થામાં હસ્તક્ષેપ ન કરે. કેમકે આ ઉદારતા વિના તેઓ અહીં સદીઓ સુધી શાસન કરી શકતા ન હતા.

સર વૅસ્લી હૅગ પોતાના પુસ્તક 'કેમ્બ્રીજ હિસ્ટ્રી ઓફ ઈન્ડિયા' (ભાગ-૩, પેજ-૮૯-૯૦)માં લખે છે કે, "કોઈ વિદ્રોહને કચડી નાખવા, શહેરો, કિલ્લાઓ અને ગામોને બાળવા, સમગ્ર પ્રદેશોને તબાહ કરવાના સંદર્ભે પ્રાચીન ઈતિહાસકારો જે ઉત્કૃષ્ટ ભાષાનું પ્રદર્શન કરે છે, તેનાથી એ વિશ્વાસ કરી શકાતો હતો કે, ભારત ઉપર પ્રારંભિક મુસ્લિમ હુમલાઓની હેસિયત ઈસ્લામનો પ્રચાર અને મૂર્તિપૂજા વિરૂદ્ધ એક લાંબા જિહાદની હતી, પરંતુ પ્રમાણો તેનાથી તદ્દન વિપરીત છે. મહમૂદથી લઈને ત્યાર પછીના તમામ મુસ્લિમ શાસકો હિન્દુ રાજાઓ અને જમીનદારોની આજ્ઞાકારિતાનો સ્વીકાર કરતા રહ્યા અને તેઓને પૈતૃક સંપત્તિ ઉપર કાયમ રાખતા રહ્યા... ત્યાં સુધી કે મુસ્લિમ શાસકો હિન્દુ નાગરિકોનું સમર્થન મેળવતા રહ્યા અને શાસનના નીચલા સ્તર સુધીની મશીનરી તેમના દ્વારા ચલાવતા રહ્યા. જમીનોની મહેસૂલ અને અર્થવ્યવસ્થા વ્યવહાર રૂપે હિન્દુઓના હાથોમાં રહી. નિઃશંક વિદ્રોહને નિર્દયી રીતે કચડી નાંખવામાં આવતો અને તેમાં ક્યારેક અતિરેક પણ થઈ જતો, પરંતુ તેનું કારણ ધર્મ ન હતો. એ બાબત ઉપર વિશ્વાસ કરવાનું કોઈ કારણ નથી કે કોઈ મુસ્લિમ જમીનદાર હેઠળ હિન્દુ ખેડૂતની હાલત કોઈ હિન્દુ જમીનદાર હેઠળ મુસ્લિમ ખેડૂતથી વધુ ખરાબ હતી. નિઃસંદેહ હિન્દુઓ માટે મુસલમાનોની સરખામણીમાં પણ ન્યાય મેળવવું સામાન્ય રીતે સંભવ હતું."

આમ, સારા મુસ્લિમ બાદશાહોના સદ્‌કાર્યોનો ઉલ્લેખ કરવામાં જે રીતે 'તબકાતે નાસિરી'ના સંકલનકાર મિન્હાજ સિરાજે, 'તારીખે ફિરોજશાહી'ના સંકલનકાર મૌલાના ઝિયાઉદ્દીન બર્નીએ, 'તારીખે ફિરોજશાહી'ના લેખક શમ્સ સિરાજે, 'તબકાતે અકબરી'ના લેખક નિઝામુદ્દીન બખ્શીએ, 'અકબરનામા'ના લેખક અબૂલ ફઝલએ, 'ઈકબાલ

નામા-એ-જહાંગીરી'ના લેખક મુસ્તઈદ ખાંએ, 'બાદશાહનામા'ના લેખક મુલ્લા અબ્દુલ હમીદ લાહૌરી વગેરે જેવા મુસ્લિમ લેખકોએ ઉદારતા દાખવી છે. તે રીતે વર્તમાનકાળના હિન્દુ ઈતિહાસકારોમાં કે. એસ. લાલે પોતાના પુસ્તક 'History of Khiljis'માં, ડૉ. ઈશ્વરીપ્રસાદે 'History of Chronatrics', ડૉ. ઈશ્વર ટોપાએ 'Politics of Pre-Mughal Times' -માં તથા ડૉ. રામપ્રસાદ ત્રિપાઠીએ 'Rise of Mughal Empire'માં, ડૉ. બેનીપ્રસાદે 'History of Jahangeer'માં અને બનારસી પ્રસાદે 'History of Shahjehan'માં પણ મુસ્લિમ બાદશાહોની પ્રશંસા કરી છે.

મોગલોનો શાસનકાળ આમ તો ઐતિહાસિક દૃષ્ટિએ સુવર્ણયુગ કહેવાય છે. તેની સ્થાપના ઝહીરૂદ્દીન બાબરે કરી હતી. ભારતમાં તેણે ઘણા યુદ્ધો કર્યા, પણ થોડાક જ વખતમાં તે પોતાના સદ્વ્યવહાર, ઉદારતા, પરોપકારિતા અને ઉમદા સ્વભાવને કારણે ભારતના લોકોમાં લોકપ્રિય થઈ ગયો. તેને પોતાની પ્રજાના અધિકારોનો એટલો ખ્યાલ હતો કે મૃત્યુ સમયે તેણે પોતાના પુત્ર હુમાયૂને આ પ્રકારે વસિય્યત કરી હતી કે, ''પ્રિય પુત્ર ! ભારતમાં જુદા જુદા ધર્મોના લોકો રહે છે અને એ અલ્લાહ તઆલાની કૃપા છે કે, તેણે તને તેમની સેવા કરવાની તક આપી છે. તેથી તેમના સાથે ધર્મ અને કૌમના કોઈ પણ પ્રકારના ભેદભાવ વગર સારૂં વર્તન કરજે તથા ક્યારેય પણ પક્ષપાતને પોતાના હૃદયમાં જગા ન કરવા દેજે અને હંમેશા બધાથી ન્યાય કરજે.'' *(તારીખે હિન્દ)*

હુમાયૂને બાબરની વસિય્યતનો ઉલ્લેખ એક બીજી જગ્યાએ આ પ્રમાણે છે : ''હે દિકરા ! ભારતની સલ્તનત વિભિન્ન ધર્મોથી ભરેલી છે. અલ્લાહ તઆલાનો આભાર છે કે, તેણે તેની બાદશાહતનો અવસર પ્રદાન કર્યો. તમારા માટે અનિવાર્ય છે કે, પોતાના હૃદયમાંથી તમામ પ્રકારની ધાર્મિક સંકિર્ણતાઓ મિટાવી દો અને દરેક ધર્મના નિયમાનુસાર ન્યાય કરો. તમે વિશેષ કરીને ગાયની કુર્બાની છોડી દો, તેનાથી તમે લોકોના હૃદય જીતી શકો છો. પછી આ દેશની પ્રજા શાહી ઉપકારથી દબાયેલી રહેશે. જે કૌમ હુકૂમતના કાનૂનનું પાલન કરે છે, તેના મંદિરો અને પૂજા સ્થળોનો વિધ્વંસ

ન કરો. ન્યાય અને ઈન્સાફ એ રીતે કરો કે બાદશાહ પ્રજાથી અને પ્રજા બાદશાહથી ખુશ રહે. ઈસ્લામનો પ્રચાર અત્યાચારની તલવારથી અધિક ઉપકાર અને ભલાઈથી થઈ શકે છે. શીઆ અને સુન્નીના મતભેદોની ઉપેક્ષા કરતા રહો, નહીં તો ઈસ્લામમાં કમજોરી આવતી રહેશે. વિભિન્ન આસ્થાઓ રાખનાર પ્રજાને એ રીતે મેળવીને રાખો, જેમકે માનવશરીર જોડાઈને રહે છે, જેથી શાસનનો ઢાંચો વિવાદરહિત રહે.''

*(ઈન્ડિયા ડિવાઈડેડ : પૃ.૩૯, ત્રીજું સંસ્કરણ)*

તે જ રીતે પ્રો. રામ શર્માએ પોતાના પુસ્તક "Mughal Empire of India"માં લખ્યું છે કે, ''અમને એવું કોઈ પ્રમાણ મળ્યું નથી કે, બાબરે કોઈ મંદિરનો ધ્વંસ કર્યો હોય અને કોઈ હિન્દુને એટલા માટે કષ્ટ પહોંચાડ્યું હોય કે તે હિન્દુ છે.''

અહીં બાબરનો એક પ્રસંગ યાદ કરવા લાયક છે. મોટાભાગે પક્ષપાતી ઈતિહાસકારો આવા પ્રસંગોનો ઉલ્લેખ કરતા નથી. એટલા માટે કે નકારાત્મક પ્રસંગોના વર્ણનથી જ તેમનો આશય સિદ્ધ થતો હોય છે. રાણા સંગાને પરાજિત કરીને બાબર પોતાના લશ્કર સાથે ચંદેરી તરફ આગળ વધ્યો, જે રાજપૂતાનાનું એક સ્વતંત્ર રાજ્ય હતું. ઘેરા વખતે સંજોગવસાત રાજા હાજર ન હતો અને કિલ્લાની સુરક્ષાની જવાબદારી વીર રાણીના શિરે હતી. બાબરે તેને કહ્યું : ''હે છોકરી ! કિલ્લામાં શું કોઈ પુરૂષ નથી કે જે મારો સામનો કરી શકે ? બાબરની તલવારનું કોઈ સ્ત્રીના મુકાબલામાં ઉઠવું ઈસ્લામી સિદ્ધાંતોની વિરૂદ્ધ છે.'' આ સાંભળીને રાણી કટાક્ષપૂર્ણ હાસ્ય સાથે બોલી કે, ''બહાદૂર બનીને ફરો છો, સ્પષ્ટ કેમ કહેતા નથી કે રાજપૂતોથી હવે તમે બાથ ભીડી શકતા નથી.''

બાબરે ખૂબ વિવેકથી કહ્યું : ''ના છોકરી ! એ વાત નથી. પોતાની આસ્થા અનુસાર બાબર પ્રત્યેક સ્ત્રીને માતા, બહેન અને દિકરીનો દરજ્જો આપે છે. તેની લડાઈ સ્ત્રીઓ સાથે નથી, બલ્કે તે લોકોથી છે, જેઓ તેના રસ્તામાં આવે છે.'' રાણીએ તરત જ તક ઝડપી લીધી અને સમયની સંગીનતાને ભાંપીને બોલી : ''તો શું હું એમ સમજું કે, એક પિતાએ

પોતાની દિકરી, એક ભાઈએ પોતાની બહેનના કિલ્લા ઉપર હુમલો કર્યો છે ?'' બાબર આ જવાબથી અત્યંત પ્રભાવિત થયો. તેના હોઠ ઉપર એક ઉદારતાભર્યું હાસ્ય આવી ગયું. તેણે કહ્યું : ''આવી બહાદૂર છોકરીને બાબર પોતાની દિકરી સમજવાને ગૌરવ અનુભવશે. દિકરી, તેં મને એક પિતાના શબ્દો આપ્યા છે, આજથી તું મારી દિકરી છે.''

*(આઈન-એ-તારીખ, ભાગ-૨, લે.અફઝલહુસૈન)*

ઉત્તર ભારતના પ્રસિદ્ધ અખબાર 'મિલાપ' આ ઐતિહાસિક દિવસને રક્ષાબંધનનો દિવસ કહે છે. આ જ દિવસે રાણી ચંદેરીએ હુમાયૂના હાથમાં રાખી બાંધી હતી અને હુમાયૂએ આ બંધનની જવાબદારીને મૃત્યુપર્યંત નિભાવી. ઈતિહાસ સાક્ષી છે કે, અત્યંત વ્યસ્તતા હોવા છતાં જ્યારે ચંદેરી કિલ્લા ઉપર હુમલો થયો ત્યારે હુમાયૂએ પોતાની બિનમુસ્લિમ બહેનની મદદે પહોંચીને તેના પ્રાણ બચાવ્યા હતા.

ગુજરાતના રાજા અહમદ શાહના જમાઈ વિરૂદ્ધ કેસ થયો. મરનારના વારસો હત્યારા જમાઈને માલ લઈ સજાએ મૌત માફ કરવા રાજી હોવા છતાં બાદશાહે હુકમ કર્યો કે, લોકોની વચ્ચે જમાઈનું માથું ઉડાડી દેવામાં આવે. ક્યાંક એવું ન બને કે માલદારો માલના જોરે નાહક હત્યાઓ કરી માલ આપી છૂટી જવાનો શિરસ્તો બનાવી લે.

અહીંયાં એક ચોખવટ કરી દેવી મુનાસિબ છે કે, ઘણીવાર જ્યારે સલ્તનતના રાજકીય સ્વાર્થનો સવાલ ઉભો થતો, તો હુકૂમત ઈસ્લામી કાનૂનથી ઉપરવટ જઈ આગવી કાર્યવાહી કરતી. માટે એ કાર્યવાહી પૂરતી હુકૂમતને ઈસ્લામની પ્રતિનિધિ ન સમજવામાં આવે તે જરૂરી છે. તદુપરાંત આ બધું તે લોકો સાથે થતું, જેઓ બાગી ગણાતા. એ સિવાય સામાન્ય માનવીઓની બાબતમાં તો હુકૂમત પૂરી રીતે ન્યાય અને સમાનતાના ધોરણો પર જ અમલ કરતી હતી.

અલીગઢ મુસ્લિમ યુનિવર્સિટીના ઈતિહાસ વિભાગના માજી પ્રમુખ પ્રૉફેસર ખલીક અહમદ નિઝામી લખે છે કે, મુગલ શાસનકાળ દરમ્યાન લખાયેલ ફતવા અને ઈસ્લામિક કાયદા-કાનૂનના પુસ્તકો, જેમકે ફતાવા

ગિયાસિયહ, નિસાબુલ્એહ્તેસાબ, ફિકહે ફિરોજશાહી, ફવાઈદે ફિરોજ-શાહી અને ફતાવા તાતારખાનિયહનો અભ્યાસ કરવામાં આવે તો અંદાજ આવી શકે છે કે, સમાન ન્યાય કેટલી મોટી હદ સુધી મુસલમાનોનો મુખ્ય ધ્યેય હતો અને તે પણ રાજકીય લાભ ખાતર નહીં, બલ્કે ધાર્મિક જીમ્મેદારી સમજી તેનું પાલન કરવામાં આવતું.

**રાજકીય એકતા :**

સમાનતા અને એકતાના ઝરણાં સમાન ઈસ્લામી વિચારધારાની ત્રીજી દેણ છે : રાજકીય એકતા. શહેરે-શહેરે અસ્તિત્વ ધરાવતા રજવાડાઓ ખતમ કરી એક અખંડ ભારતની સ્થાપના કરનારા અસલમાં મુસલમાનો હતા. મુસલમાનો આવ્યા બાદ આખા દેશમાં એકસરખી વ્યવસ્થા, ચલણ, કાયદો અને સમાન આર્થિક ધારાધોરણો સ્થાપવામાં આવ્યા. એક શહેરથી બીજા શહેર જવા ઉપરના વેરા ખતમ કરી દેવામાં આવ્યા. જેના પ્રતાપે વેપારીઓને ઘણી સવલતો મળતી થઈ. પ્રૉફેસર ખલીક અહમદ નિઝામી લખે છે કે, ઈતિહાસકાર આર્નલ્ડના લખવા મુજબ ભારતથી લઈ બગદાદની ઈસ્લામી હુકૂમતના દૂર દૂરના વિસ્તારો સુધી સમાન વ્યવસ્થા પ્રમાણે સફર કરી શકાતો.

**સૈન્ય વ્યવસ્થા :**

રજપૂત સૈન્ય વ્યવસ્થાની બે વિશેષતાઓ હતી : એક એ કે, લડવાનું કામ ફક્ત એક જ્ઞાતિના લોકો પૂરતું જ સિમિત હતું. તેમના સિવાય અન્ય જ્ઞાતિના લોકોને સૈન્યમાં ભરતી કરવામાં આવતા ન હતા. બીજી એ કે રાજાનું એક મોટું લશ્કર હોવાને બદલે જાગીરદારો પાસે જરૂરત પ્રમાણેના લશ્કરો રહેતા અને જરૂરત પડ્યે આ જ ટુકડીઓ બાદશાહને પૂરી પાડવામાં આવતી.

મુસલમાનોએ આ પરંપરા તોડી અને સૈન્યમાં ભરતી થવા માટેની ફક્ત એક જ શર્ત, શારીરિક સમર્થતા નક્કી કરવામાં આવી. એવી જ રીતે સલ્તનતના એક કેન્દ્રિય લશ્કરનું ગઠન કરવામાં આવ્યું. વિવિધ જગાએથી

કામચલાઉ ભેગા કરવામાં આવેલા પાંચ-પચાસ જવાનો કોઈ પણ પ્રકારે જીતની બાંહેધરી ન આપી શકે એ સ્પષ્ટ વાત છે.

પ્રૉફેસર ખલીક અહમદ નિઝામી સર જાદૂનાથ સરકારના એક પુસ્તકથી એચ. એલ. ફીશરનો મત વર્ણવતાં લખે છે કે, મુસલમાન સૈન્યની સફળતાના ત્રણ મુખ્ય કારણો હતા : (૧) સંપૂર્ણ સમાનતા અને એકતા તેમજ ધાર્મિક અને કાનૂની હકોની સમાનતાએ વિવિધ કબીલાઓ અને વ્યક્તિઓને એક જ કબીલો બનાવી દીધો હતો. (૨) અલ્લાહના ફેંસલા અને તકદીર ઉપર પૂરો ભરોસો. (૩) દારૂ અને નશો નિષેધ.

**સરકારી ભાષા :**

મુસલમાનોના આગમનથી અસર પામનારી વસ્તુઓમાં એક સરકારી ભાષા પણ હતી. અમીર ખુસરો લખે છે કે, ભારતમાં દર સો માઈલે ભાષા બદલાય જાય છે. પરંતુ ફારસી ચાર હજાર માઈલ સુધી એક જ પ્રકારે બોલાય છે. તેમના જ કહેવા મુજબ હવે (તે સમયે) ભારતમાં સિંધુ નદીથી લઈ દરિયાના કિનારા સુધી એક જ ભાષા (ફારસી) પ્રચલિત છે.

દરેક ખૂણે જુદી ભાષા અને સમાન ભાષાનું દૂર સુધી નિશાન નહીં એવા ભારતમાં મુસલમાનોના પ્રભાવ હેઠળ પૂરા દેશમાં ફારસી પ્રચલિત થઈ ગઈ અને લગભગ ૭૦૦ વર્ષ સુધી દરેક ક્ષેત્રે, સરકારી કાર્યવાહીમાં, અદાલતોમાં, કારોબાર-વેપારમાં અને જ્ઞાન સાહિત્યના ક્ષેત્રે પણ ફારસીનું ચલણ રહ્યું.

અંગ્રેજો આવ્યા બાદ ફારસીનું સ્થાન અંગ્રેજીએ લીધું અને અંગ્રેજો ચાલ્યા ગયા છતાં અંગ્રેજી હજુ ગઈ નથી. વળી, હિંદી રાષ્ટ્રીય ભાષા હોવા છતાં આખા ભારતમાં પ્રચલિત કે દરેક રાજ્યની સરકારી ભાષા થઈ શકી નથી. ૭૦૦ વર્ષના મુસ્લિમ શાસનને ભાંડનારાઓએ તેની ખૂબીઓથી ઘણું શીખવા જેવું છે. રાષ્ટ્રીય એકતા અને ભાવનાની વાત ઘણા જોરશોરથી કરવામાં આવે છે, પરંતુ તે માટે જરૂરી સાચા ઉપાય અપનાવવાના બદલે આવા લોકો કોઈ બીજી જ દુન્યામાં રાચતા હોય એવું લાગે છે.

## ધાર્મિક શિક્ષણ અને પૂજા (ઈબાદત)ની દરેકને છૂટ :

કોઈ માણસને ધાર્મિક શિક્ષણથી વંચિત રાખવો, ઈસ્લામના બુન્યાદી સિદ્ધાંતોથી બિલ્કુલ વિપરિત વાત હતી. આ સબંધી મુસલમાનોને ત્યાં ત્રણ વાતોની સ્પષ્ટ તાલીમ હતી : (૧) ધાર્મિક શિક્ષણ દરેક માટે છે. (૨) અલ્લાહ તઆલા સુધી દરેક પહોંચી શકે છે, કારણ કે તે પ્રત્યેક માણસથી અતિ નિકટ છે. (૩) ઈબાદત વ્યક્તિગત ક્રિયા હોવાની સાથે સામૂહિક હેસિયતથી સમાનતા અને ભાઈચારાનું પણ પ્રતિક છે. માટે જ મુસલમાનોની મસ્જિદોમાં આ ત્રણેવ વસ્તુઓ સ્પષ્ટપણે જોઈ શકાય છે. ઈસ્લામ પૂર્વેના મંદિરોમાં ફક્ત એક જ માણસ માટે પૂજાપાઠની વ્યવસ્થા હોતી, કારણ કે હિંદુ ધર્મમાં પૂજા એક વ્યક્તિગત ક્રિયા સમજવામાં આવતી, પરંતુ ઈસ્લામના પ્રભાવે મંદિરોના ગર્ભગૃહો વિશાળ થઈ ગયા અને ધીરે ધીરે સામૂહિક આરાધના-ઈબાદતની ભાવના પ્રચલિત થઈ.

પ્રૉફેસર ખલીક અહમદ નિઝામી નોંધે છે કે, ભારતીય ઈતિહાસકાર ડૉક્ટર તારાચંદે હિંદુ મંદિરોનો અભ્યાસ કરી આ પરંપરાને ઈસ્લામી સંસ્કૃતિનો પ્રભાવ ગણાવી છે.

## શિક્ષણનો પ્રચાર-પ્રસાર :

શિક્ષણના દરવાજા દરેક માટે ખોલવા અને જ્ઞાન-વિદ્યાના પ્રચાર-પ્રસાર માટેની મુસલમાનોની કોશિશોને નજરઅંદાજ ન કરી શકાય. ભારતમાં વિશેષરૂપે સૂફીઓએ અજ્ઞાનતા દૂર કરવાના સારા પ્રયત્નો કર્યા. ઈસ્લામી સમાજમાં જ્ઞાનના પ્રચાર-પ્રસારનું કામ મસ્જિદો, મદ્રસાઓ અને ખાનકાહોએ અંજામ આપ્યું.

કુર્આન શરીફ મુસલમાનોનું સૌથી મહત્વનું ધાર્મિક પુસ્તક અને અલ્લાહ તઆલાનું કલામ હોવા છતાં દરેક માટે તેનું પઠન કરવાની, તેને સમજવાની અને શક્તિ હોય તો કંઠસ્થ કરવાની પણ છૂટ હતી. જ્યારે કે હિંદુઓમાં ધાર્મિક પુસ્તકો વિશેષરૂપે દેવવાણી ગણાતા. વેદોનું પઠન તો શું, તેના અવાજ પણ એક સિમિત વર્ગને જ સાંભળવો નસીબ થતો !

આમ, પૂરા સમાજના સાક્ષર હોવાનું લક્ષ્ય એ સંપૂર્ણપણે ઈસ્લામી વિચારધારાનું જ પ્રતિબિંબ છે.

## દલિત ગરીબ કારીગરોનું સન્માન :

સમાજને અતિ ઉપયોગી ગણાતા નાના કારીગરો, જેઓ લોકો માટે મહત્વની સેવા બજાવતા હોય છે. જેમકે માછીમાર, લુહાર, હાળી, માળી, ઘાંચી, કઠિયારો વગેરેનું સ્થાન પણ તે સમયના સમાજમાં ઘણું નીચું ગણાતું. ઉચ્ચ વર્ણના લોકોની વસાહતની આજુબાજુ કે તેમનાથી ખભે-ખભા મિલાવી રહેવા-સહેવાનું તેમના માટે અશક્ય હતું. મુસલમાનોએ આવી આ ભેદભાવ ખત્મ કરી દરેકને સન્માનથી નવાજ્યા. ત્યાં સુધી કે તેમાંથી જો કોઈએ ઈસ્લામ કબૂલ કરી ઈસ્લામી વિદ્યામાં નિપુણતા મેળવી તો તેને તેની વિદ્વાનતા પ્રમાણે સમાજમાં સ્થાન આપવામાં આવતું. વિશેષ કરી સૂફી-સંતોએ આ વર્ગોથી માનવતાની બુનિયાદ પર સારા સબંધો વિકસાવ્યા, જેના લઈ પ્રત્યેક વ્યક્તિને પોતાનું વ્યક્તિત્વ વિકસાવવાનો અને પોતાના અસ્તિત્વનો આસ્વાદ માણવાનો અવસર મળ્યો. પરિણામે તેમનામાં એક પરિવર્તન આવ્યું.

વિવિધ ક્ષેત્રે ઈસ્લામના પ્રભાવની આ એક આછી ઝાંખી છે. બાકી આ એક અતિ લાંબો વિષય છે અને આટલી વાતમાં શંકાને કોઈ સ્થાન નથી કે, ૧૪૦૦ વર્ષના સબંધો પોતાની અસર છોડ્યા વિના ન રહે.

અહીંયાં પહોંચી હવે બિરાદરાને મઝહબ 'મુસ્લિમો' અને બિરાદરાને વતન 'બિનમુસ્લિમો'થી એક વાત કહી આ કહાણી ખતમ કરૂં છું.

બિરાદરાને મઝહબ (મુસલમાન ભાઈઓ)થી કહેવાનું કે, ૧૪૦૦ વર્ષના લાંબા ઈતિહાસનો અભ્યાસ કરતા જણાય છે કે, મુસલમાનોએ અહીંયાં આવી પોતાના ધાર્મિક સંસ્કારો અને તેના આચરણ દ્વારા અહીંયાંના સ્થાનિક સમાજમાં પોતાનું આગવું સ્થાન પ્રાપ્ત કર્યું છે. અને ભારતીય બની ભારતથી મહોબ્બત રાખવાની સાથે પોતાની આગવી ધાર્મિક ઓળખ બાકી રાખી છે અને તેને સાચવવાના પણ પૂરતા પ્રયત્નો કર્યા છે. માટે એટલું યાદ

રાખવું જોઈએ કે, ઉચ્ચ ધાર્મિક સંસ્કારોનું આચરણ અને પોતાની આગવી ધાર્મિક ઓળખ એ બન્ને વસ્તુઓ અહીંયાં તેઓના સન્માનનીય અસ્તિત્વના બે પાયા છે. જે કદી કમજોર ન થવા જોઈએ.

બિરાદરાને વતન (ગેરમુસ્લિમ ભાઈઓ)થી કહેવાનું કે, બે સમાન અસ્તિત્વ ધરાવતી કૌમો, એક જ દેશ અને વિસ્તારમાં રહેવા અને જીવનના દરેક ક્ષેત્રે સરખી ભાગીદાર હોવાની સાથે એકબીજાની દુશ્મન બની રહે એ ખોટી થીયરી છે. કોઈ કૌમની આગવી ઓળખ બીજા માટે ખતરારૂપ નથી હોઈ શકતી. ૧૪૦૦ વર્ષનો મુસલમાનોને ભારત સાથેનો સબંધ આ દાવાનો મોટો પુરાવો છે. માટે સહ્અસ્તિત્વનો સ્વીકાર એ જ બન્નેની મોટી જીમ્મેદારી છે.

૧૪૦૦ વર્ષ સુધી એકનું અસ્તિત્વ બીજા માટે ખતરારૂપ નથી બન્યું તો પછી મુસલમાનોએ એવું વિચારવાની હરગિઝ જરૂરત નથી કે, કોઈ પરધર્મી આપણા માટે ખતરારૂપ છે. અને હિંદુ ભાઈઓ પણ એવું ન વિચારે એ જ ઈચ્છનીય છે કે, મુસલમાનોનું અસ્તિત્વ દેશ માટે કોઈ ખતરાની વસ્તુ છે. આખરે બન્ને ભારતના રહેવાસી અને ભારતમાં જ મરનારા છે. જ્યારે જન્મભૂમિ એક, કર્મભૂમિ એક, મરણભૂમિ એક, તો જીવનમાં વિખવાદ શા માટે ? અલ્લાહપાક સૌને સદ્બુધ્ધિ અર્પે, આમીન.



# સૂફિયાએ કિરામની ભારતિય સમાજ અને લોકજીવન ઉપર અસરો

ભારતમાં ઈસ્લામનું આગમન સૂફી સંતો દ્વારા જ થયું. ખાસ કરીને ખ્વાજા મુઈનુદ્દીન ચિશ્તી (રહ.)ના હાથે અહીં ચિશ્તી સિલસિલાનો પાયો નંખાયો. ત્યાર પછીથી આમ પ્રજાજનો, સત્તાધીશો વગેરે તમામે આ પવિત્ર આત્માવાળા ફકીરો પ્રત્યે પોતાનો પ્રેમ અને શ્રદ્ધા વ્યક્ત કર્યા. આ ઉપખંડના એક છેડાથી બીજા છેડા સુધી ખાનકાહો અને આધ્યાત્મિક કેન્દ્રોની જાળ ફેલાઈ ગઈ. કેન્દ્રિય શહેરો ઉપરાંત કોઈ નગર કે સ્થળ ભાગ્યે જ આધ્યાત્મિક ગુરૂઓથી વંચિત રહ્યું હશે. લોકોને એ મહાપુરૂષો અને તેમની ખાનકાહો પ્રત્યે જે હૃદયપૂર્વક શ્રદ્ધા હતી, તેનો આછો ખ્યાલ આગળ વર્ણવેલ ઘટનાઓથી આવી શકશે.

ભારતના ટાપુઓમાં સૌપ્રથમ શ્રીલંકામાં ઈસ્લામ પહોંચ્યો. ત્યાર પછી માલાબાર (કેરાળા)માં ઈસ્લામનો ફેલાવો થયો. એક ઈરાની લેખક ઈબ્ને શહરયારે (૪૦૪ હિજરી) પોતાના પુસ્તક 'અજાયબુલ હિન્દ'માં નોંધ્યું છે કે, આરબ વેપારીઓ દ્વારા હઝરત મુહમ્મદ (સલ.)ના ઉદયના સમાચાર સાંભળ્યા તો તેઓએ એક વિખ્યાત વ્યક્તિને તેની તપાસ કરવા મોકલ્યો. તેના અરબસ્તાનથી આવ્યા પછી ઈસ્લામના પ્રસારમાં ખૂબ તેજી આવી. પુસ્તક 'તારીખે ફિરિશ્તા' અનુસાર ભારતમાં ઈસ્લામનું પ્રથમ કેન્દ્ર શ્રીલંકા હતું અને તપાસ માટે જે પ્રથમ વ્યક્તિ અરબસ્તાન રવાના થઈ તેનો સબંધ પણ શ્રીલંકાથી જ છે. શ્રીલંકાના રાજાને સહાબએ કિરામના કાળમાં જ ઈસ્લામ સ્વીકારવાનું ગૌરવ પ્રાપ્ત છે.

અહીં ઈસ્લામ બીજી હિજરી સદીમાં મુસ્લિમ પર્યટકો દ્વારા પહોંચ્યો. તેમાં શેખ શરીફ બિન મલિક અને મલિક બિન દિનાર ખૂબ પ્રસિદ્ધ છે. તેમના પ્રયત્નોથી જ ત્યાંના રાજાએ ઈસ્લામ સ્વીકારી લીધો.

માલદ્વીપ ઈસ્લામનું બીજું કેન્દ્ર હતું. આ ટાપુ ઉપર મુસલમાનોએ કોઈ લશ્કરી ચઢાઈ નથી કરી. આઠમી સદી હિજરીમાં ત્યાંના રાજા મુસલમાન

થઈ ગયા. ત્યાર પછી ત્યાંની સમગ્ર આબાદીએ ઈસ્લામ અંગીકાર કરી લીધો. તેઓના ઈસ્લામ સ્વીકારવામાં કારણભૂત પ્રભાવી વ્યક્તિત્વ ધરાવતા શેખ અબૂલ બરકાત બરબરી મગરીબી હતા.

સિંધમાં ઈ.સ. ૧૪૨૨માં સૈયદ યૂસુફુદીને ઈસ્લામના પ્રચારનું કાર્ય આરંભ્યું. અહીં તેઓ દસ વર્ષ રહ્યા. તેમના પ્રયત્નોથી લોહાણા જાતિના લોકોએ ઈસ્લામ અંગીકાર કર્યો. પશ્ચિમ સિંધ અને બહાવલપુર પ્રદેશમાં સૈયદ જલાલુદ્દીન બુખારીની શિક્ષાથી સત્યનો પ્રકાશ ફેલાયો. તેમના સંતાનોમાંથી હઝરત મખદૂમ જહાંનિયાના હસ્તે હજારો લોકોએ પંજાબમાં ઈસ્લામ અંગીકાર કર્યો. ભારતના મહારાષ્ટ્ર, કર્ણાટક, આંધ્ર, કેરાળા અને તામિલનાડુના વિંધ્યાચલ પર્વતની દક્ષિણ દિશાનો સમગ્ર પ્રદેશ તે વખતે દક્કન કહેવાતો હતો. શ્રી આર્નોલ્ડની નોંધ મુજબ આરબ વેપારીઓ, સિપાહીઓ અને ઈસ્લામના પ્રચારકો અહીં બ્રાહ્મણ પરિવારોના અને બીજાપુરના રાજાઓના શાસનકાળમાં આવ્યા. તેમના પ્રચાર અને ચરિત્રને જોઈને અહીંના લોકો ઈસ્લામમાં દાખલ થયા. છૂત-અછૂત અને જાતપાતની વ્યવસ્થાથી અહીંની પછાત કૌમો ત્રાસી ગઈ હતી. તેઓ આ અપમાનિત દશાથી મુક્તિ માટે અને સમાજમાં પોતાનું સ્થાન મેળવવા ખૂબ મોટી સંખ્યામાં મુસલમાન બની ગયા. આ પ્રદેશમાં બીજાપુરમાં પીર મહાબીર ખુમદાયત, તિરૂચિનાપલ્લીમાં સૈયદ નિશારશાહ અને સૈયદ ઈબ્રાહીમ શહીદ, નાગોરમાં સૈયદ ફરીદ, બાબા ફખરૂદીન વગેરે મુસ્લિમ પ્રચારકો ખૂબ ખ્યાતિ ધરાવે છે. આજે પણ હિન્દુ-મુસ્લિમ સૌ તેમના નામો ખૂબ આદરથી લે છે.

હઝરત ખ્વાજા મુઈનુદીન ચિશ્તી અજમેરી (રહ.)ના પ્રયત્નોથી મધ્ય ભારતમાં ઈસ્લામનો પ્રસાર ખૂબ થયો, તેનાથી સૌ કોઈ વાકેફ છે. તેઓએ તે વખતના રાજપૂતાના, ઉત્તરપ્રદેશ, બિહાર અને દક્કનના પ્રદેશોમાં ઈસ્લામના પ્રચાર-પ્રસારનું કામ કર્યું. પંજાબમાં ઈસ્લામના પહેલા પ્રચારક હઝરત ઈસ્માઈલ બુખારી હતા. પાંચમી સદી હિજરીમાં તેઓ સૌપ્રથમ લાહોર આવ્યા. તેમના અવાજમાં જાદુ જેવું આકર્ષણ હતું. તેથી દૂર-દૂરથી

લોકો તેમના પ્રવચનો સાંભળવા આવતા અને હજારોની સંખ્યામાં લોકો ઈસ્લામ અંગીકાર કરા. તે પ્રદેશમાં ઈસ્લામના પ્રચારકોમાં સૈયદ સદરૂદીન અને તેમના પુત્ર હઝરત હસન કબીરુદીનના નામો પણ મશહૂર છે. હઝરત ઈમામશાહ પીરાનવી અને મલિક અબ્દુલ લતીફના પ્રયત્નોથી ગુજરાતમાં ઈસ્લામનો પ્રસાર થયો. કશ્મીરમાં સુલતાન રેણચંદ શાહના શાસનકાળમાં સૈયદ શરફુદીન બુલબુલશાહના પ્રયત્નોથી ઈસ્લામ ખૂબ ફેલાયો. સૌથી પહેલાં રેણચંદ શાહે ઈસ્લામ અંગીકાર કરીને સદરૂદીન નામ ધારણ કર્યું. ત્યાર પછી ત્યાંના લોકો પણ ઈસ્લામનથી પ્રભાવિત થઈને મુસલમાન બની ગયા. તે ઉપરાંત આ વિસ્તારમાં હિ.૭૭૩માં સૈયદ હુસૈન સિમનાની તેમજ ચૌદમી સદીમાં ઈરાનથી આવેલ સૈયદ અલીઅહમદ હમ્દાનીના નામો પણ ઈસ્લામના પ્રચારકો તરીકે પ્રસિદ્ધ છે. બંગાળના પ્રદેશમાં સૌપ્રથમ સૈયદ જલાલુદીન તબરેઝીએ ઈસ્લામના પ્રચારનું કામ શરૂ કર્યું. તેઓ જ્યારે ઈ.સ. ૧૨૦૦માં બંગાળ પહોંચ્યા ત્યારે લક્ષ્મણસેનનું શાસન હતું.

આર્નોલ્ડના કહેવા મુજબ આ પ્રદેશમાં ઈસ્લામી શિક્ષાનો પ્રભાવ ઓગણીસમી સદીમાં ખૂબ જોવા મળ્યો, જ્યારે વિભિન્ન જગ્યાએથી મુસ્લિમ પ્રચારકો અહીં પહોંચ્યા. તેઓએ અંધશ્રદ્ધાઓને દૂર કરવાના પ્રયત્નો કર્યા અને ઈસ્લામનો પ્રચાર કર્યો. તે જ રીતે આસામમાં શેખ જલાલુદીન ફારસી ઈસ્લામના પ્રચાર માટે ગયા. તેમનો મઝાર સિલહટમાં છે. તે વખતે હિંદુ વેપારીઓ મોતીઓના વેપાર માટે બહેરીન જતા હતા. ઈશદૂત હઝરત મુહમ્મદ (સલ.)ના કાળમાં જ બહેરીન ઉપર મુસલમાનોનો કબ્જો થઈ ગયો હતો. ત્યાં મુસલમાનોનો વ્યવહાર અને નીતિમત્તા જોઈને ઘણા હિંદુ વેપારીઓએ ઈસ્લામ ધર્મ અંગીકાર કરી લીધો હતો અને ઈસ્લામનો સંદેશ લઈને તેઓ પોતાના વતન પરત ફરતા અને તેને પોતાના દેશબંધુઓ સુધી પહોંચાડતા.

ભારતીય ઉપખંડમાં ઈસ્લામના પ્રચાર-પ્રસારમાં સૂફી-સંતો અને પ્રચારકોનો ફાળો નોંધનીય છે. તેનો સ્વીકાર આર્નોલ્ડ, ડૉ. રાજેન્દ્રપ્રસાદે પણ કર્યો છે. જ્યારે મુજદીદ અલ્ફ સાની (રહ.)ને જહાંગીરે કેદ કરી લીધા

તો કેદખાનામાં તેમના પ્રવચનો અને બોધવચનોથી સેંકડો લોકોએ ઈસ્લામ અંગીકાર કર્યો.

વર્તમાન સમયના પ્રસિદ્ધ લેખક અને ચિંતક ફારૂકખાન ભારતમાં ઈસ્લામના આગમન અને અહીંના લોકો દ્વારા ઉત્કંઠાથી તેના સ્વાગતના કારણો નીચે પ્રમાણે દર્શાવે છે :

(૧) ઈસ્લામ પ્રાકૃતિક ધર્મ છે. તે બળજબરી અને અત્યાચારનો વિરોધી છે. સદ્‌બુદ્ધિ સ્વયં તેને સ્વીકારે છે. પ્રો. સ્મિથ વી.એ. લખે છે કે, અન્ય સમુદાયો ભારતમાં આવીને હિંદુઓમાં વિલિન થઈ ગયા, પરંતુ પ્રો. એલ. મુખરજીના અભિપ્રાય મુજબ ભારતમાં જ્યારે મુસલમાનો આવ્યા તો પોતાના સાથે પોતાની સભ્યતા પણ લાવ્યા. જેણે દેશને ખૂબ પ્રભાવિત કર્યો. ડૉ. તારાચંદે એ વાતનો સ્વકાર કર્યો છે કે, ઈસ્લામ ભારતમાં ધર્મનો અત્યંત સાદગીભર્યો સિદ્ધાંત લઈને આવ્યો. તેણે જે આસ્થાઓ અને માન્યતાઓ પ્રસ્તુત કરી તે અત્યંત સ્પષ્ટ અને સાદી-સરળ હતી. સામાજિક વ્યવસ્થા તેની લોકતાંત્રિક બુનિયાદો ઉપર કાયમ હતી. તેની ઊંડી અસરો આ દેશ ઉપર પડી. નવમી સદીના મધ્યાંતરે જ માલાબારનો રાજા ઈસ્લામ સ્વીકારી ચૂક્યો હતો. *(પુસ્તક : હિંદુસ્તાની તહઝીબ પર ઈસ્લામકે અસરાત : પૃ.૩૪)* કાર્લાઈલે નોંધ્યું છે કે, ઈસ્લામના પયગમ્બરની સફળતાનું રહસ્ય તેમની સહિષ્ણુતાભરી વિચારધારા હતી. ***(Hero & Heroworship, p.80)***

(૨) ઈસ્લામના ઉદય વખતે માનવતા વર્ણ અને વંશ, રાષ્ટ્ર અને વતન તેમજ ભાષાઓના ભેદભાવોમાં સપડાયેલ હતી. લોકોમાં ઊંચ-નીચના ભેદ જોવા મળતા હતા. નીચ સમજવામાં આવતા લોકોને અધિકારોથી વંચિત કરી દેવામાં આવ્યા હતા. ઈસ્લામે આવીને જાહેર કર્યું કે, ધરતી ઉપર વસનારા તમામ મનુષ્યો એક જ પરિવારથી સબંધ ધરાવે છે. તેમાં ઊંચ-નીચનો તફાવત નિરર્થક છે. ઈસ્લામના આ શિક્ષણમાં વિશેષતઃ તે સમુદાયો માટે ખૂબ આકર્ષણ હતું, જેઓને દબાવીને રાખવામાં આવ્યા હતા.

(૩) ઈસ્લામ વાસ્તવમાં એક આકાશી ધર્મ છે. તેનો પાયો તૌહીદ

(એકેશ્વર) અને માનવીય ભાઈચારા ઉપર રચાયેલો છે. તે કારણે જ રાજકીય પડતીના કાળમાં પણ ઈસ્લામને સુમાત્રા અને મલાયામાં ફેલાતો જોઈ શકાય છે. જ્યારે મંગોલના તાતારી શહેનશાહ હલાકુ ઈસ્લામની રાજધાની બગદાદને ધ્વસ્ત કરી ચૂક્યો હતો અને મુસલમાનોને કરતબા અને ગરનાતાથી કાઢી મૂકવામાં આવ્યા હતા. આર્નોલ્ડ લખે છે કે, "૧૧મી સદી ઈસ્વીમાં સલજૂકી તૂર્કોએ અને તેરમી સદીમાં મોગલોએ મુસલ-માનોના ગળા કાપી નાખ્યા, પરંતુ આ બંને વિજેતા કૌમોએ પરાધિન કોમનો ધર્મ રાજીખુશીથી સ્વીકારી લીધો." *(આર્નોલ્ડ, પૃ.૨)*

(૪) ઈસ્લામથી બે હજાર વર્ષ પૂર્વેના યુગને ભારતમાં લાંબો અંધકાર-યુગ કહી શકાય છે. મહાત્મા બુદ્ધની શિક્ષા ઝડપથી ફેલાવાનું મૂળ કારણ એ છે કે, દેશ પહેલાંથી જ સત્યને શોધી રહ્યો હતો. બુદ્ધ મતની પડતી પછી વેદાન્ત (ઉપનિષદો)ને વર્ચસ્વ પ્રાપ્ત થયું. માત્ર વેદાન્તના સિદ્ધાંતોથી સંસ્કૃતિ અને સમાજજીવનના પ્રશ્નો હલ થવાના ન હતા. તે ઉપરાંત દેશમાં એવી સમસ્યાઓ ફેલાઈ ગઈ હતી, જેના બિભત્સ અને નિર્લજ્જ તેમજ અત્યાચારપૂર્ણ કારનામાઓથી શિક્ષિતો માહિતગાર છે. ભારતમાં ઈસ્લામ તે વખતે પહોંચ્યો, જ્યારે તેની સખત જરૂર હતી. ઈસ્લામમાં આધ્યાત્મિક્તાનું એક ઉન્નત અને ઉચ્ચ અર્થઘટન છે. જે લોકોને રૂહાનિય્યતની પ્યાસ હતી, તેઓ ઈસ્લામ તરફ દોડ્યા. ત્યાર પછી આધ્યાત્મિક્તા માટે જંગલોમાં અને પહાડોમાં જઈને કઠોર તપશ્ચર્યાની આવશ્યક્તા ન હતી. તદ્ઉપરાંત ઈસ્લામ માત્ર માનસિક અને આધ્યાત્મિક શાંતિ જ લઈને નહતો આવ્યો, બલ્કે તે પ્રભુત્વ અને પ્રતિષ્ઠાની ભવિષ્યવાણી કરતો હતો. તેથી જે લોકો સંસારત્યાગ અને બ્રહ્મચર્યના દષ્ટિકોણથી સંતોષિત ન હતા, તેઓ માટે ઈસ્લામમાં વિશેષ આકર્ષણ હતું. અલ્લાહ તઆલાના બંદાઓના અધિકારોને પૂરા કરવા, વચનપાલન, ન્યાય અને સમાનતા ઉપર ઈસ્લામે જે પ્રકારે ભાર મૂક્યો છે, કોઈ અન્ય ધર્મમાં કદાચ તેવું ઉદાહરણ નહીં હોય. તે જ કારણ છે કે ઈસ્લામની શ્રેષ્ઠતાનો સ્વીકાર તે લોકોએ પણ કર્યો છે, જેઓ વ્યવહારૂ રીતે ઈસ્લામથી દૂર હતા. ભારતમાં 'અમૃતપુત્રો' કહીને સંબોધન કરનારાઓ

તો મળતા હતા, પણ સનાતન જીવન અને આખિરત (પરલોક)ના જીવનની ગહન અને પ્રમાણિત રૂપરેખા પ્રસ્તુત કરવાથી તેઓ અસમર્થ હતા. ઈસ્લામે આખિરતની સંપૂર્ણ અને જીવનદાયી રૂપરેખા રજૂ કરી. એટલું જ નહીં, બલ્કે તેણે અલ્લાહપાકની મુહબ્બતના સાચા અર્થથી પણ જગતને વાકેફ કર્યું. આ એવી શિક્ષા હતી, જેનાથી દિમાગોને શાંતિ અને હૃદયોને પણ સંતોષ મળ્યો.

હઝરત સૈયદ આદમ બિન્નોરી (મૃ.૧૬૪૩)ની ખાનકાહ (આત્મ-સુધારણાનું આધ્યાત્મિક કેન્દ્ર)માં દરરોજ એક હજાર લોકોની હાજરી રહેતી. જેમના બન્ને ટાઈમના ભોજનની ખાનકાહમાં જ વ્યવસ્થા થતી. તેમની સવારી સાથે હજારો વિદ્વાનો રહેતા હતા. ‘તઝકિરએ આદમિયા’માં લખ્યું છે કે, ‘‘જ્યારે આપ ૧૬૪૨માં લાહોર ગયા તો આપની સાથે વિદ્વાનો, મહાપુરૂષો તથા અન્ય લોકો ૧૦૦૦૦ની સંખ્યામાં હતા. આપની પાસે શિષ્યોની એટલી સંખ્યા રહેતી કે શાહજહાંને તેમનાથી ખતરો લાગ્યો. આથી તેણે અમુક રકમ મોકલીને કહેવડાવ્યું કે, તમારે હજ કરવું જરૂરી છે, તમે મક્કા જતા રહો. આથી આપ ભારતમાંથી હિજરત કરીને જતા રહ્યા.’’

મુજદ્દીદ સાહેબના સુપુત્ર તથા તેમના આધ્યાત્મિક ઉત્તરાધિકારી ખ્વાજા માસૂમ સાહેબ (મૃ.૧૬૪૩)ના હાથે નવ લાખ લોકોએ પશ્ચાતાપ કરીને તેમનાથી બયઅત લીધી તથા સાત હજાર લોકો તેમના આધ્યાત્મિક ઉત્તરાધિકારી બન્યા.

સર સૈયદ અહમદખાન પોતાના પુસ્તક ‘આસારુસ્સનાદીદ’માં હઝરત શાહ ગુલામઅલી વિશે લખે છે કે, ‘‘તેમની ખાનકાહમાં પાંચસોથી વધારે અનુયાયીઓ રહેતા હતા. તેમના ભોજન અને કપડાંની વ્યવસ્થાની જવાબદારી તેમના શિરે હતી.’’

સૂફીઓ તેમના હાથ પર બયઅત કરનારાઓને તમામ ગુનાહોથી તૌબા કરાવતા હતા. અલ્લાહપાકના હુકમનું પાલન અને આપ (સલ.)ના અનુકરણની પ્રતિજ્ઞા લેવડાવતા હતા. અનીતિ, અત્યાચાર, નિર્લજ્જતા,

માનવ અધિકારોના ઉલ્લંઘન વગેરેથી બચવાની તાકીદ કરતા હતા. નૈતિક મૂલ્યો અપનાવવા અને અનીતિથી દૂર રહેવાનો ઉપદેશ આપતા. આત્મ-સુધારણા પ્રત્યે ધ્યાન આપવાનું કહેતા. ખુદાપાકની યાદ, તેની સૃષ્ટિ (મખ્લૂક) સાથે સદ્‌વર્તન, લોકસેવા, લોકકલ્યાણ તથા આત્મસંતોષની તાલીમ આપતા હતા. બયઅત કે જેમાં વિશેષ પ્રકારની કેળવણી અને સબંધ હતો. તેના ઉપરાંત તમામ આવનારાઓને બોધ-ઉપદેશ આપતા હતા. લોકોને અલ્લાહ તઆલાનો પ્રેમ, તેની પ્રસન્નતા પ્રાપ્ત કરવાની પ્રેરણા તથા આત્મસુધારણા તરફ પ્રેરવાના પ્રયત્નો કરતા હતા. તેમની નિષ્ઠા, સદ્‌વર્તન, નૈતિકતા અને કેળવણીની અસર લોકોના જીવનમાં જોવા મળતી હતી. તેનો એક નમૂનો અહીં રજૂ કરૂં છું.

પ્રખ્યાત ઈતિહાસકાર ઝિયાઉદ્દીન બરની અલાઉદ્દીન ખિલજીના યુગનું વર્ણન કરતાં લખે છે : ‘‘અલાઉદ્દીન ખિલજીના સમયમાં સૌથી મહાન સૂફીઓમાં શૈખુલ ઈસ્લામ નિઝામુદ્દીન, શૈખુલ ઈસ્લામ અલાઉદ્દીન અને શૈખુલ ઈસ્લામ રૂકનુદ્દીન હતા. ઘણા લોકો તેમના પવિત્ર આત્માઓથી પ્રકાશિત યા નૂરવંત થયા અને લોકોએ તેમના હાથ પર બયઅત કરી. તેમના લીધે ઘણા ગુનેહગારોએ તૌબા કર્યો. હજારો અપરાધીઓ અને પાપીઓ પશ્ચાતાપ કરીને નમાઝના પાબંદ બની ગયા. ધાર્મિક પ્રવૃત્તિઓ તરફ પ્રેરાયા. લોકોએ જરૂરી બંદગીને પોતાનો જીવનક્રમ બનાવી દીધો. એ સંતોની કેળવણી તથા આચરણના લીધે લોકોમાંથી ધનનો મોહ ઓછો થયો. એ મહાપુરૂષોના પ્રતાપે લોકોમાં સત્ય સર્વવ્યાપી બન્યું. તેમના સદ્‌વર્તન, પરિશ્રમ અને ઝિક્રુલ્લાહની અસરથી તેમના અનુયાયીઓમાં વર્તનની સુધારણાનો શોખ પેદા થયો.’’

આગળ લખે છે કે, ‘‘અલાઉદ્દીનના યુગના અંતિમ વર્ષોમાં મોટા ભાગના લોકો શરાબ, જુગાર, ગુનાહિત પ્રવૃત્તિઓ, નિર્લજ્જતા વગેરેથી ખૂબ દૂર રહેવા લાગ્યા. મોટા ગુનાહો તેમને અધર્મ સમાન લાગવા માંડ્યા. મુસલમાનો એકબીજાની શરમથી વ્યાજખોરી તથા સંગ્રહખોરી કરતા ન

હતા. બજારમાંથી અસત્ય, ઓછું તોલવા તથા ભેળસેળનો રિવાજ નાબૂદ થઈ ગયો હતો.''

સૂફી સંતો પોતાના અનુયાયીઓને વ્યવહારમાં પવિત્રતા, હકદારોના હક્કોની ચૂકવણીની ખાસ તાકીદ કરતા હતા. ખ્વાજા નિઝામુદીન અવલિયા (રહ.)ને પણ તેમના આધ્યાત્મિક ગુરૂ ખ્વાજા ફરીદુદ્દીન ગંજશકરે તાકીદ કરી હતી કે, ''વિરોધીઓને પ્રસન્ન રાખવામાં તથા હકદારોને રાજી રાખવામાં કોઈ કસર બાકી રાખશો નહીં.'' તેમના શિરે એક વ્યક્તિના ૨૦ જીતલ બાકી હતા. અન્ય એક વ્યક્તિ પાસેથી તેમણે એક પુસ્તક વાંચવા માટે લીધું હતું, જે ખોવાઈ ગયું હતું. જ્યારે તેઓ દિલ્હી આવ્યા તો પ્રથમ વ્યક્તિને કરજ ચૂકવવા ગયા. તેણે કહ્યું : ''લાગે છે કે, તમે મુસ્લિમ સમાજમાંથી આવો છો.'' બીજા માણસ પાસે ગયા તો તેણે કહ્યું કે, ''તમે જે ઉચ્ચ સમાજમાંથી આવી રહ્યા છો, તેનું જ આ પરિણામ છે.''

એ સૂફીઓના શિક્ષણ અને કેળવણીના લીધે તેમના અનુયાયીઓમાં કોઈપણ ધાર્મિક ભેદભાવ વગર લોકસેવા તથા પ્રજાને લાભ પહોંચાડવાની ભાવના અને વૃત્તિ ઉત્પન્ન થતી હતી. હઝરત સૈયદ અહમદ શહીદ (રહ.) જ્યારે વિશાળ સંખ્યામાં અનુયાયીઓની સાથે હજયાત્રાએ જઈ રહ્યા હતા, ત્યારે સૈયદ સાહેબ તથા તેમના અનુયાયીઓ યાત્રા દરમ્યાન જ્યાં પણ સેવાની તક મળતી, તો તેને હાથથી જવા દેતા ન હતા. આ મુસાફરી ગંગાના કિનારે હોડીઓ દ્વારા થઈ રહી હતી. મિરઝાપુરના કિનારે રૂથી ભરેલી એક હોડી ઉભી હતી. રૂનો માલિક મજૂરોની પ્રતિક્ષા કરતો હતો કે જેથી એ રૂને ગોદાઉન સુધી લઈ જાય. સૈયદ સાહેબે પોતાના સાથીઓને કહ્યું કે, રૂની ગાંસડીઓ ઉતારી આપો. સેંકડો લોકો હોડીને ઘેરી વળ્યા અને બે ઘડીમાં જ હોડી ખાલી કરીને રૂ ગોડાઉન સુધી પહોંચાડી દીધું. લોકો આ હાલત જોઈને આશ્ચર્ય પામ્યા. પરસ્પર કહેવા લાગ્યા કે, આ કેવા સારા લોકો છે કે, કોઈ જાતની ઓળખાણ ન હોવા છતાં વગર મજૂરીએ અલ્લાહપાક ખાતર આ માણસનું કામ કરી આપ્યું. ખરેખર તેઓ ઈશ્વરના માણસો છે.

સૈયદ સાહેબની હજયાત્રાનું વર્ણન કરતા ઈતિહાસકાર લખે છે કે, ‘‘કલકત્તામાં શરાબનું વેચાણ સંપૂર્ણ બંધ થઈ ગયું. અમારી દુકાનો બંધ છે. એક સંત પોતાના કાફલા સાથે અહીં આવ્યા છે. શહેર અને ગામડાના તમામ મુસલમાનો એમના અનુયાયીઓ બની ગયા છે. તેમણે તમામ નશાકારક વસ્તુઓથી તૌબા કરી લીધી છે. હવે અમારી દુકાનો પર કોઈ ફરકતું પણ નથી.’’

આ આધ્યાત્મિક ગુરૂઓનાં મહાન કાર્યોમાંથી એક એ હતું કે, તેમણે અન્યાયી અને જુલ્મી શાસકોના ખતરનાક ઈરાદાઓ અને ખોટા કાર્યોનો નીડરતાથી મુકાબલો કર્યો અને તેમની સામે સત્ય વાત કહી. તેમનો વિરોધ કરીને સમાજને ખતરનાક પરિણામોથી બચાવી લીધો. તેમની કેળવણી તથા આચરણે લોકોમાં હિંમત, ઉત્સાહ, નીડરતા અને બહાદુરી પેદા કરી. ભાતના ઈસ્લામી કાળનો સમગ્ર ઈતિહાસ એનાં ઉદાહરણોથી ભરેલો છે કે, એ મહાપુરૂષોએ માથે કફન બાંધીને તથા શહાદત વહોરીને એ ઉક્તિ પર અમલ કર્યો કે, ‘જુલ્મી શાસક સામે સત્ય કહેવું સર્વશ્રેષ્ઠ જિહાદ છે.’

ભારતના સૂફી-સંતો હંમેશા જ્ઞાનના પ્રસારના સમર્થક અને પ્રેરક રહ્યા. તેમનામાંથી મોટાભાગના ઉચ્ચ સાહિત્યિક રુચિ ધરાવતા હતા. તેમની એ શ્રદ્ધા હતી કે, ‘બે ઈલ્મ નતવાં ખુદા રા શનાખ્ત’ એટલે કે અજ્ઞાની માણસ અલ્લાહ તઆલાને ઓળખી શકતો નથી. તેઓ એ વાત સમજતા હતા કે, અજ્ઞાની સંત સમાજને નુકસાન પહોંચાડી શકે છે. આથી જ તેમણે મહાન માણસોને પણ ત્યાં સુધી આધ્યાત્મિક નાયબ કે સૂફીની પદવી ન આપી, જ્યાં સુધી તેમણે જ્ઞાનપ્રાપ્તિનું કાર્ય પૂર્ણ ન કર્યું. ભારતનું શૈક્ષણિક આંદોલન પ્રત્યક્ષ કે પરોક્ષ રીતે સૂફીઓના નેતૃત્વ અને તેમની પ્રેરણાનું પરિણામ હતું.

સૂફીઓ અને તેમની ખાનકાહો દ્વારા હજારો લોકોની જરૂરિયાત પૂરી થતી હતી. તેમના કારણે કેટલાયે કુટુંબોમાં દીવો સળગતો અને તેમનું ઘર ચાલતું હતું. કેટલાયે જરૂરિયાતવાળા લોકો ખાનકાહમાં આવીને ભોજન લેતા હતા. ફકીર સૂફીઓનું આ શાહી ભાણું એક અનોખું ભાણું હતું. જ્યાં દોસ્ત-દુશ્મન, અમીર-ગરીબ, દેશી-પરદેશી કે પોતાના-પરાયાનો ભેદભાવ

ન હતો. ખ્વાજા નિઝામુદ્દીન અવલિયાનું રસોડું પોતાની વિશાળતા અને સુવ્યવસ્થિત આયોજન માટે ઉદાહરણરૂપ હતું. સત્તરમી સદીના એક મુજદ્દિદી સૂફી શયખ સૈફુદ્દીન સરહિન્દીની ખાનકાહમાં દરરોજ ચૌદસો માણસો બન્ને ટાઈમ પોતાનું ઈચ્છિત ભોજન લેતા હતા.

મૌલાના મનાઝિર અહસન ગીલાની (રહ.)એ બરાબર લખ્યું છે કે, ‘‘ગરીબો અને અમીરોને જોડવા માટે મુસ્લિમ સૂફીઓની આ ખાનકાહો જ કડીરૂપ હતી. એ મહાપુરૂષોનો દરબાર એવો દરબાર હતો, જ્યાં બાદશાહો પણ કર ચૂકવતા હતા. સ્વયં સુલ્તાનુલ મશાઈખની શી હાલત હતી ? પહેલાં વર્ણવી ચૂક્યો છું કે, દિલ્હી સલ્તનતનો વારસદાર યુવરાજ ખિઝરખાન પણ એ જ દરબારનો શ્રદ્ધાળુ હતો. જે આખા ભારતનો કર વસૂલ કરતો હતો. પરંતુ એક જગ્યા એવી હતી, જ્યાં તે પોતે કર ચૂકવતો હતો. તે આ ખાનકાહો હતી, જેમના દ્વારા દેશના સામાન્ય ગરીબ માણસોને તેમનો હિસ્સો પહોંચાડવામાં આવતો હતો અને આ કહેવતનો અર્થ પણ એ જ છે કે, ‘માલે સૂફી સબીલ અસ્ત’ (સૂફીનો માલ પરબ સમાન છે.)’’

સૂફીઓનો દરબાર ફકીરી અને અમીરીનો સંગમ હતો. ત્યાં ફકીરો અને ઉમરાવો સમાન રીતે હાજર થતા હતા. તેના લીધે ગરીબોની જરૂરિયાત પૂરી થતી હતી. હકીકત એ છે કે, ઈસ્લામી કાળમાં ભાગ્યે જ કોઈ સૂબો કે પ્રદેશ ખાનકાહોથી ખાલી હોય. આપ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમના ઉપદેશ પર અમલ થતો હતો કે, ‘‘ધનિકોથી વસૂલ કરીને ફકીરોને આપવામાં આવે.’’ જે સંતોનો કોઈ ખાસ કારણથી અમીર-ઉમરાવોથી સબંધ થતો કે ઉમરાવો પણ પ્રભાવ છવાઈ જતો, ત્યાંના ફકીરોનું ભાગ્ય જાગી ઉઠતું હતું.

આ સૂફીઓની કેળવણી અને સંગતના લીધે લોકોમાં કોઈ પણ ધાર્મિક કે વંશીય ભેદભાવ વગર માનવપ્રેમ અને લોકસેવાની ભાવના પેદા થતી હતી. તેમને માનવીઓના દુઃખો દૂર કરવાની પ્રેરણા મળતી હતી. તેઓ પયગમ્બર સાહેબની એ વાતની તઅલીમ આપતા અને પોતે પણ તેના ઉપર અમલ કરતા હતા કે, **‘અલ્ખલ્કુ ઈયાલુલ્લાહિ ફઅહબ્બુહુમ ઈલલ્લાહિ**

**અન્ફઉહુમ લિ ઈયાલિહી'** એટલે કે સમગ્ર સૃષ્ટિ અલ્લાહ તઆલાનું કુટુંબ છે. લોકોમાં અલ્લાહપાકને સૌથી પ્રિય તે માણસ છે, જે તેના કુટુંબને સૌથી વધારે કામ આવતો હોય. તેઓ તમામ લોકો પ્રત્યે સહાનુભૂતિ ધરાવતા હતા. તેમના માટે જ એ ઉક્તિ કહી શકાય કે, **"સારે જહાંકા દર્દ હમારે જિગરમેં હૈ."**

હઝરત ખ્વાજા નિઝામુદ્દીન અવલિયાએ એક વખત પોતાની હાલત વર્ણવતાં કહ્યું કે, "કોઈ વ્યક્તિ મારી પાસે આવીને પોતાની દુઃખદાયક સ્થિતિ મને સંભળાવે તો મને તેનાથી પણ વધારે ચિંતા અને દુઃખ થાય છે." એક વખત આપે કહ્યું કે, "કિયામતના દિવસે અલ્લાહ તઆલાના દરબારમાં કોઈ પણ કાર્યનું પુણ્ય એટલું નહીં મળે, જેટલું લોકસેવા અને લોકોના હૃદય પ્રસન્ન રાખવાનું પુણ્ય મળશે." આવી કેળવણીના પરિણામ-સ્વરૂપે એ ખાનકાહોમાં દીન દુઃખીઓને પનાહ મળતી હતી. એ સૂફીઓની કૃપા અને મમતાના દ્વાર એવા લોકો માટે હંમેશા ખુલ્લા રહેતા હતા, જેમને સમાજ કે સગા-સબંધીઓએ તરછોડી દીધા હોય કે ભાગ્યએ જેમને સાથ ન આપ્યો હોય. એવા લોકો આ મહાપુરૂષોને ત્યાં આશરો લેતા અને ઘર જેવા સુખનો અનુભવ કરતા હતા. દરેક ધર્મના લોકો અહીં આવીને પોતાનો માનસિક તનાવ દૂર કરતા અને પોતાની આર્થિક જરૂરિયાત પૂરી કરતા. તેમને અહીં પ્રેમ મળતો હતો. ખ્વાજા નિઝામુદ્દીન અવલિયા (રહ.)ને જ્યારે તેમના ગુરૂ (શૈખ)એ દિલ્હી તરફ રવાના કર્યા તો કહ્યું કે, "તમે એક ઘટાદાર વૃક્ષ બનશો, જેની છાયામાં લોકો રાહત મેળવશે." ઈતિહાસ ગવાહ છે કે, ૭૦ વર્ષ સુધી દિલ્હી અને દૂરના પ્રદેશોમાંથી આવનારાઓએ આ વૃક્ષના ઘટાદાર છાંયડામાં આરામ કર્યો. આ સૂફીઓના લીધે ભારતમાં સેંકડો સ્થળોએ એવા જ ઘટાદાર વૃક્ષો અસ્તિત્વમાં આવ્યા, જેમના છાંયડા તળે જીવનના દીન-દુઃખી મુસાફરો રાહત અનુભવતા હતા અને નવજીવન તથા તાજગી મેળવતા હતા.

**સંસ્કૃતિની રચનાનાં બે મુખ્ય પરિબળો :**

દરેક દેશના મુસલમાનોની સંસ્કૃતિ બે મુખ્ય પરિબળો (Factors) પર

આધારિત છે. તેમાંથી પ્રથમ પરિબળ ધાર્મિક માન્યતાઓ અને ઈસ્લામી જીવનશૈલી છે. જ્યારે બીજું પરિબળ દેશની સ્થાનિક સંસ્કૃતિઓની અસર તથા જે તે સ્થળના લોકોનો સંપર્ક છે.

પ્રથમ પરિબળ દુનિયાના વિવિધ દેશોના મુસલમાનોની સંસ્કૃતિનો સમાન ભાગ છે. મુસલમાનો દુનિયાના જે પણ દેશમાં વસતા હોય અને તેમની ભાષા અને પહેરવેશ ગમે તેવો હોય, પરંતુ તેમનામાં આ સમાનતા જરૂર જોવા મળે છે. આથી જ તેઓ દરેક જગ્યાએ એક કુટુંબના સભ્યો અને એક સંસ્કૃતિના વારસદારો હોવાનું જણાય છે. બીજું પરિબળ તેમની સંસ્કૃતિનું એ પાસું છે, જે તેમને અન્ય દેશમાં વસતા તેમના સહધર્મીઓથી જુદું પાડે છે અને તેઓ ઓળખાય જાય છે કે તેઓ ક્યા દેશના રહેવાસી છે.

ભારતીય મુસલમાનો પણ આ સિદ્ધાંતથી અલગ નથી. તેમની સંસ્કૃતિ (જે સદીઓની લાંબી મુદતમાં ઘડાઈ છે) ઈસ્લામી અને ભારતીય અસરોનું મિશ્રણ છે. આ તેમના માટે ગર્વની અને શોભાની વાત છે, અને એ વાતની જામીનગીરી છે કે, તેઓ આ દેશમાં અજાણ્યા મુસાફરોની જેમ નહીં રહે, બલ્કે એક સ્વદેશી અને શાંતિપ્રિય નાગરિકની જેમ રહેશે. તેમણે પોતાની સામાજિક સ્થિતિને પ્રાચીન પરંપરાઓ અને વર્તમાન પરિસ્થિતિ પ્રમાણે અનુકૂળ બનાવી છે. કોઈ પણ કૌમ કે વર્ગને તેની ધાર્મિક અસરો અને નૈતિક સિદ્ધાંતોથી (કે જે તેના અને વિશ્વના અન્ય માનવીઓ વચ્ચે સમાન છે) વંચિત કરવાનો કે તેના વિદ્રોહી બનાવવાનો પ્રયત્ન એ ગુનાહિત પ્રયત્ન છે. એવી જ રીતે તેને તેની આધ્યાત્મિકતાથી દૂર કરવાનો પ્રયત્ન તેની વૈશ્વિકતા (Universality)થી અલગ કરવાનો કે તેના સમાજથી દૂર કરીને અને સામાજિક અસરોથી હટાવીને જીવન જીવવાનું આમંત્રણ આપવું પણ એક નિષ્ફળ અને અપ્રાકૃતિક પ્રયત્ન છે, જે અમલીકરણને પાત્ર નથી.

## ઈબ્રાહીમી સંસ્કૃતિની ત્રણ વિશેષતાઓ :

પ્રથમ સમાન પરિબળ (માન્યતાઓ, જીવનશૈલી અને નૈતિકતા) મુજબ ભારતીય મુસલમાનો પણ દુનિયાના અન્ય ભાગોના મુસલમાનોની જેમ

વિશેષ સંસ્કૃતિ ધરાવે છે. જેના માટે 'ઈબ્રાહીમી સંસ્કૃતિ' શબ્દ વાપરી શકાય. એ સંસ્કૃતિની ત્રણ પાયાની વિશેષતાઓ છે. જેમણે આ સમગ્ર વિચારધારા અને જીવનશૈલીને એક વિશિષ્ટ છાપ અને રૂપ અર્પણ કર્યા છે. આ છાપ એના જીવનના દરેક પાસાં સાથે સંકળાયેલી છે. તેનાથી એનું કોઈ પણ સમજપૂર્વકનું કાર્ય આઝાદ નથી. આ ત્રણ પાયાની વિશેષતાઓ આ પ્રમાણે છે : (૧) અલ્લાહપાકના અસ્તિત્વની માન્યતા. (૨) એકેશ્વરવાદ (જેમકે ઈબ્રાહીમી સિલસિલાના પયગમ્બરોએ તાલીમ આપી અને એનું સંપૂર્ણ અર્થઘટન કુર્આનમાં જોઈ શકાય છે). (૩) માનવ સમાનતા અને પ્રત્યેક માનવીના સન્માનનો વિચાર, જે કોઈ પણ મુસલ-માનના માનસથી અલગ થઈ શકતો નથી. આ એવા વિશેષ લક્ષણો છે, જેમણે ઈબ્રાહીમી સંસ્કૃતિને વિશ્વની અન્ય સંસ્કૃતિઓના મુકાબલામાં એક નવું સ્વરૂપ આપ્યું છે. આ વિશેષતાઓ મારા મત મુજબ એટલી સ્પષ્ટ સ્વરૂપમાં અન્ય કોઈ પણ સંસ્કૃતિમાં જોવા મળતી નથી.

## મુસલમાનોના જીવનમાં અલ્લાહપાકનું સ્થાન :

ખુદાપાકના અસ્તિત્વની માન્યતા (અને હંમેશા ખુદાપાકને દૃષ્ટિ સમક્ષ રાખવો) એક એવી સર્વમાન્ય વિશેષતા છે, જે સમગ્ર મુસ્લિમ સંસ્કૃતિ અને મુસલમાનના સમગ્ર જીવનનો અતૂટ હિસ્સો છે. મુસલમાનોની સંસ્કૃતિ અને સામાજિકતા, વિવિધ રુચિઓ, સ્થાનિક સંજોગો, મોસમી અને બાહ્ય અસરોથી પ્રભાવિત જોવા મળે છે, પરંતુ ઈશ્વરના અસ્તિત્વનો ખ્યાલ તેમનામાં સમાનરૂપે જોવા મળે છે. આ વાત તેમના સમગ્ર જીવનમાં વ્યાપેલ છે. મુસલમાન બાળક જ્યારે પેદા થાય છે, તો સૌપ્રથમ તેના કાનમાં 'અઝાન' બોલવામાં આવે છે, અને એ રીતે સૌથી પહેલાં અને એના પોતાના નામથી પણ પહેલાં તેને જે નામથી પરિચિત કરવામાં આવે છે, તે અલ્લાહ તઆલાનું નામ છે. બાળક સાત દિવસનું થાય તો તેનો 'અકીકહ' કરવામાં આવે છે. પછી તેનું કોઈ ઈસ્લામી નામ રાખવામાં આવે છે. એવા નામોને પ્રાથમિકતા અપાય છે, જેમાં બંદગી, નમ્રતા અને ખુદાની મહાનતાની ભાવના સમાયેલી હોય કે પછી મહાન એકેશ્વરવાદીઓ (પયગમ્બરો અને તેમના અનુયાયીઓ)

-નાં નામ રાખવામાં આવે છે. જ્યારે શિક્ષણ મેળવવાની ઉંમરે પહોંચે છે, તો ખુદાના નામ અને કુર્આનની આયતોથી તેનો આરંભ કરાય છે. આ વિધી આજે પણ ભારતીય મુસલમાનોમાં 'બિસ્મિલ્લાહ'ની વિધી તરીકે ઓળખાય છે. જ્યારે લગ્નનો સમય આવે છે, તો માનવજાતિના બે જવાબદાર સભ્યોને હંમેશ માટે એકબીજાથી જોડવા માટે ફરીથી ખુદાપાકનું નામ વચ્ચે લાવવામાં આવે છે અને તેના નામની લાજ રાખવાનું વચન લેવામાં આવે છે. નિકાહના પ્રવચન (ખુત્બા) દરમિયાન **'વત્તકુલ્લાહલ્લઝી તસાઅલૂન બિહી વલ અરહામ'** (એ અલ્લાહપાકથી ડરો, જેના નામ પર એકબીજાથી સવાલ કરો છો અને સબંધોની મર્યાદા જાળવો)નો ઉપદેશ અપાય છે. માનવજાતિ પર ખુદાના ઉપકારને યાદ કરાવવામાં આવે છે કે, તેણે જ પુરૂષ અને સ્ત્રીના જોડાં પેદા કર્યા. ખુદાપાકની આજ્ઞાઓનું પાલન કરીને એક સાથે જીવવા-મરવાનો ઉપદેશ આપવામાં આવે છે. રમઝાન ઈદ પવિત્ર પ્રસંગે નાહી-ધોઈને, સ્વચ્છ કપડાં પહેરીને ખુદાપાકની મહાનતાના ગુણ ગાવાનું અને બે રકઅત નમાઝ પઢવાનો હુકમ આપવામાં આવ્યો છે. બકરી ઈદના દિવસે ખુદાના નામે બલિદાન આપવા તરફ પ્રેરવામાં આવે છે.

જ્યારે જીવન પોતાના અંતિમ અને અનિવાર્ય ચરણોમાં પહોંચે તો તેના જ પવિત્ર નામનું રટણ કરાવવામાં આવે છે. દરેક મુસલમાનની ઈચ્છા અને પ્રયત્ન એ હોય છે કે, તેની જીભેથી નીકળનારા જે અંતિમ શબ્દો હોય તે ખુદાનું પવિત્ર નામ હોય. તેના જ રટણ સાથે તે આ દુનિયાથી વિદાય થાય. તેના મરણના સમાચાર સાંભળીને દરેક શિક્ષિત મુસલમાનના મુખેથી જે શબ્દો નીકળે છે, તે કુર્આનના આ મશહૂર શબ્દો છે : **'ઈન્ના લિલ્લાહિ વ ઈન્ના ઈલયહિ રાજિઉન.'** (અમે અલ્લાહપાકના જ છીએ અને અમારે તેની પાસે જ પાછા જવાનું છે.) જ્યારે અંતિમ સેવા અને અંતિમ વિદાયનો સમય આવે છે, ત્યારે (મૃતકની નમાઝમાં) શરૂથી અંત સુધી ખુદાપાકનું જ નામ લેવામાં આવે છે. જ્યારે તેને કબરમાં ઉતારવામાં આવે છે, તો એવું કહીને ઉતારાય છે કે, ''ખુદાપાકના નામની સાથે અને પયગમ્બર સાહેબના ધર્મ મુજબ.'' કબરમાં તેનું મુખ એકેશ્વરવાદના એ આંતરરાષ્ટ્રીય કેન્દ્ર

તરફ કરાય છે, જેને 'કા'બા'ના નામે ઓળખવામાં આવે છે. મુસલમાનને જ્યાં પણ દફનાવવામાં આવે, પણ તેનું મુખ એ તરફ જ રખાય છે. તેના મરણ પછી જ્યારે કોઈ મુસલમાન તેની કબર તરફથી પસાર થાય છે, તો તેના માટે ખુદાપાકથી ક્ષમાની દુઆ કરે છે અને ફાતિહા પઢે છે. આમ, મુસલમાનના સમગ્ર જીવન દરમિયાન અલ્લાહપાકનું નામ અને તેનું ધ્યાન દરેક પળે અને દરેક ક્ષેત્રમાં જોડાયેલું રહે છે.

આ તો જીવનના વિશેષ પ્રસંગોની વાત થઈ. મુસલમાનના રોજિંદા જીવનમાં પણ અલ્લાહપાકની યાદ દરેક પળે સાથે રહે છે. મુસલમાન અલ્લાહપાકનું નામ લઈને ભોજન શરૂ કરે છે. અલ્લાહપાકનું નામ લઈને તથા તેનો આભાર માનીને ભોજન પુરૂં કરે છે. જે લોકો સુન્નત (પયગમ્બર સાહેબની જીવનશૈલી)ને ખાસ ધ્યાનમાં રાખે છે, તેઓ ખાવા-પીવા, કપડાં બદલવા, કુદરતી હાજતે જવું વગેરે તમામ કાર્યો અલ્લાહપાકનું નામ લઈને તથા તેનું ધ્યાન ધરીને કરે છે. ઈસ્લામમાં છીંક આવે તો પણ અલ્લાહપાકનું નામ લેવાનું માર્ગદર્શન તથા જે માણસ સાંભળે તેને પણ દુઆ આપવાની તાલીમ આપવામાં આવી છે. તદુપરાંત, ઈન્શાઅલ્લાહ (જો અલ્લાહપાક ઈચ્છે તો), **માશાઅલ્લાહ** (જેવી ખુદાની મરજી), **લા હવ્લ વલા કુવ્વત ઈલ્લા બિલ્લાહ** (કોઈ પણ કાર્ય કરવાની શક્તિ માત્ર ખુદાપાક તરફથી છે) જેવા દુઆના ઈસ્લામી શબ્દો તેની રોજિંદા જીવનની વાતચીતમાં શામેલ હોય છે, અને જે દેશોમાં મુસલમાનો સદીઓથી રહે છે, ત્યાં તેઓ તેમની સંસ્કૃતિનો ભાગ બની ગયા છે. આ બધા શબ્દો પણ એક પ્રકારે ખુદાપાકની યાદ અપાવે છે. દુનિયાની કોઈ પણ સંસ્કૃતિ અને કોઈ પણ સમાજ મુસ્લિમોની જેમ સંપૂર્ણપણે અલ્લાહપાકની યાદમાં રંગાયેલ નથી. ભારતીય મુસલમાનોની સંસ્કૃતિનું સૌપ્રથમ આંતરરાષ્ટ્રીય લક્ષણ ખુદાપાક પર શ્રધ્ધા અને તેની યાદ છે, જે તેના જીવનનું પ્રતીક બની ગયું છે.

**એકેશ્વરવાદ :**

મુસલમાનોમાં જીવનનું બીજું આંતરરાષ્ટ્રીય લક્ષણ અને પ્રતીક

એકેશ્વરવાદ છે, જે મુસલમાનોની માન્યતાઓથી લઈને તેમની બંદગી અને પ્રવૃત્તિઓ સુધી અને જીવનના વિવિધ પ્રસંગોમાં સ્પષ્ટ જોવા મળે છે. તેમની મસ્જિદોના મીનારા દરરોજ પાંચ વખત એ માન્યતાનું એલાન કરે છે કે, અલ્લાહ તઆલા સિવાય કોઈ બંદગી અને પૂજાને પાત્ર નથી. તેમના ઘર અને શણગારખંડોને પણ ઈસ્લામી નિયમો મુજબ મૂર્તિપૂજાની અસરોથી મુક્ત રાખવાની તાલીમ અપાઈ છે. તસ્વીરો, પૂતળાં, મૂર્તિઓ વગેરે રાખવું પણ પ્રતિબંધિત છે. અહીં સુધી કે બાળકોના રમકડાંમાં પણ તે વાતોનો ખ્યાલ રાખવો જરૂરી છે. ધાર્મિક પ્રસંગો, રાષ્ટ્રીય તહેવારો, રાજકીય કે ધાર્મિક નેતાઓની જયંતિઓ વગેરે તહેવારોમાં તસ્વીરો-મૂર્તિઓ સામે ઝૂકવું, તેમની સામે હાથ જોડીને ઉભા રહેવું કે તેમને ફુલહાર કરાવવું મુસલમાનો માટે અયોગ્ય અને તેમની એકેશ્વરવાદી સંસ્કૃતિના વિરૂદ્ધ છે. જ્યાં પણ મુસલમાનો પોતાની ઈસ્લામી સંસ્કૃતિને આચરનાર હોય ત્યાં તેઓ આવા કાર્યોથી દૂર હશે. નામોમાં, ઉત્સવોમાં, સોગંદમાં કે વડીલોના સન્માન સમયે એકેશ્વરવાદના નિયમોનું ઉલ્લંઘન કરવું અને અન્ય કૌમોનું અનુકરણ કરવું તેમના માટે ઈસ્લામથી વિમુખ થવા સમાન કૃત્ય છે.

**સદ્ભાવના અને માનવ સમાનતાની માન્યતા :**

ઈસ્લામી સંસ્કૃતિનું ત્રીજું આંતરરાષ્ટ્રીય લક્ષણ સદ્ભાવના અને માનવ સમાનતાની ભાવના છે. જે એમનો ઈસ્લામી સ્વભાવ બની ગયો છે. આ માન્યતાના કારણે જ મુસલમાનો ઉંચ-નીચના ભેદભાવની પરંપરાથી ખૂબ દૂર છે. તેઓ કોઈ પણ સંકોચ વગર બીજા મુસલમાન, અહીં સુધી કે અન્ય કૌમની વ્યક્તિ સાથે ભોજન લેવા તૈયાર થઈ જાય છે. અને અન્યને પોતાની સાથે ભોજન લેવા આગ્રહ કરે છે. અનેક અલગ-અલગ કક્ષાના માણસો નિઃસંકોચ એક વાસણમાં ભોજન લે છે. એકબીજાનું વધેલું (એઠું) ખાઈ લે છે અને એકબીજાનું વધેલું પાણી પીએ છે. શેઠ અને નોકર એક લાઈનમાં એક સાથે જ ઉભા રહીને નમાઝ પઢે છે. કોઈ માણસ સામાજિક કે આર્થિક રીતે નિમ્ન હૈસિયત ધરાવતો હોય, પરંતુ જ્ઞાનમાં આગળ પડતો હોય તો તે નમાઝમાં ઈમામ (આગેવાન) બની શકે છે. અને મોટા હોદ્દા ધરાવતા

માણસો અને સજ્જનો તેની પાછળ નમાઝ પઢે છે.

**અન્ય સર્વસામાન્ય ગુણો :**

ઉપરોક્ત મૂળભૂત અને પાયાના લક્ષણો ઉપરાંત ઈસ્લામી સંસ્કૃતિના અમુક એવા ગુણો છે, જે વિશ્વના તમામ મુસલમાનોમાં સમાન રીતે જોવા મળે છે. દા.ત. સારા કાર્યો જમણા હાથથી કરવા, જમણા હાથથી ખાવું-પીવું, જમણા હાથથી જ કોઈને કંઈક આપવું કે લેવું, પોશાક માટેના અમુક બંધનો અને નિયમો જેમકે પોશાક શરીરને ઢાંકનારો હોય, ઘૂંટણો ઢંકાયેલા હોય, પુરૂષોના પગની ઘૂંટીઓ ખુલ્લી હોય, પુરૂષો માટે રેશમ પ્રતિબંધિત હોવું, શારીરિક પવિત્રતા પ્રત્યે ધ્યાન આપવું વગેરે ઈસ્લામી સંસ્કૃતિના ગુણો છે. સામાન્ય રીતે વિશ્વમાં જ્યાં પણ ઈસ્લામી સંસ્કૃતિ પોતાના અસલ સ્વરૂપમાં મૌજૂદ છે, ત્યાં ઉપરોક્ત મર્યાદાઓ અને નિયમોનું પાલન જોવા મળશે. ઉપરોક્ત નિયમોનું ઉલ્લંઘન જોવા મળે છે એ ઈસ્લામી સંસ્કૃતિ પર આચરણની કમી અને બાહ્ય અસરોનું પરિણામ છે.

**કળાકૃતિઓ અને સુક્ષ્મ વિદ્યાઓ વિશે મુસલમાનોનો દૃષ્ટિકોણ :**

ઈસ્લામી સંસ્કૃતિનું એક લક્ષણ તેની ગંભીરતા, સાદગી તથા કળાઓ વિશે સંતુલિત અને સાવચેત દૃષ્ટિકોણ છે. તે સૌંદર્ય, પવિત્રતા અને સજાવટની પ્રશંસા કરે છે, પરંતુ યુરોપે જે મનોરંજનની કળાઓનું નામ આપ્યું છે, તેમાંથી અમુકને અયોગ્ય ગણે છે. જેમકે નૃત્ય, મૂર્તિઓનું કોતરકામ અને ચિત્રકળા (સજીવ પ્રાણીઓના ચિત્રો). વળી, તેમાંથી અમુક કળાઓમાં સંતુલન અને સાવચેતીની તાલીમ આપે છે. દા.ત. નગ્મા અને તરન્નુમ (સ્વર માધુર્ય). ઈસ્લામી સંસ્કૃતિ સ્વરમાધુર્યથી અમુક મર્યાદાઓ અને સંતુલન સાથે ફાયદો ઉઠાવવાની પરવાનગી આપે છે, પરંતુ આ પ્રકારની કળાઓમાં સંપૂર્ણ રીતે મગ્ન બની જવું ઈસ્લામી સંસ્કૃતિની પ્રકૃતિની વિરૂદ્ધ છે. કેમકે તેના કારણે માનવી અલ્લાહપાકના ડર, મૃત્યુ પછીના જીવનની ચિંતા અને નૈતિક મૂલ્યોથી દૂર થાય છે, જે મુસલમાનો માટે યોગ્ય નથી. જો ઈસ્લામી શરીઅતે આ નિયંત્રણો ન લાદયાં હોત, તો ભારતીય મુસલમાનો

એક એવા દેશમાં જે પ્રાચીનકાળથી આ કળાઓ સાથે જોડાયેલો છે, સંતુલિત અને મધ્યમ માર્ગ પર કાયમ ન રહી શક્યા હોત, જે તેમની સંસ્કૃતિનો એક ભાગ છે.

## ઈસ્લામી સદાચાર :

ઈસ્લામી નૈતિકતાના અમુક વિશેષ સદ્‌ગુણો કે જેમણે મુસલમાનોની સંસ્કૃતિને પ્રભાવિત કરી છે, અને તેને એક આંતરરાષ્ટ્રીય સમાનતા અર્પણ કરી છે, તેમાંથી મહેમાનગીરી (આતિથ્ય) અને ઉદારતા છે. એ પણ વાસ્તવમાં આ સંસ્કૃતિના સ્થાપક હઝરત ઈબ્રાહીમ (અલૈ.)ના વિશેષ ગુણોમાંથી છે. કુર્‌આને કરીમે તેમના આ ગુણનો ખાસ ઉલ્લેખ કર્યો છે :

"શું તમે ઈબ્રાહીમના મહેમાનો વિશે જાણ્યું કે જેમનું વિશેષ સન્માન કરવામાં આવ્યું ?"

વિશ્વની જે પણ કૌમો વંશીય કે શ્રદ્ધાકીય રીતે ઈબ્રાહીમ સંસ્કૃતિની વારસ છે, તેમનામાં આતિથ્યનો ગુણ વિશેષ રૂપે જોવા મળે છે. આ ગુણે દરેક યુગના ઈતિહાસકારો અને ભોમિયાઓને આકર્ષિત કર્યા છે. મધ્ય પૂર્વના એ દેશો જે હજુ સુધી પશ્ચિમી સંસ્કૃતિમાં રંગાઈ ગયા નથી, ત્યાં આજે પણ પ્રાચીન મહેમાનગીરીની ઝલક જોઈ શકાય છે. આ મહેમાન-ગીરીએ ઈબ્ને બતૂતા અને ઈબ્ને ઝુબેર જેવા ભોમિયાઓને પરદેશમાં વતન જેવો પ્રેમ આપ્યો. ભારતીય મુસલમાનો ઈસ્લામી સંસ્કૃતિના કેન્દ્રથી ખૂબ દૂર હોવા છતાં અત્યારે પણ મહેમાનગીરીના ગુણમાં ખૂબ આગળ છે. મહેમાનની અવર-જવર મુસ્લિમ કુટુંબોની પરંપરા છે, જે આજે પણ ઓછાવત્તા પ્રમાણમાં જોવા મળે છે. આર્થિક ક્રાંતિએ જો કે એને ખૂબ પ્રભાવિત કર્યું છે. તો પણ દરેક મુસલમાન મહેમાનના આગમન પર આનંદ અનુભવે છે તથા મહેમાનગીરીને સૌભાગ્ય સમજે છે.

## ઈસ્લામી સંસ્કૃતિ પર ભારતીય અસર :

ઈસ્લામી સંસ્કૃતિના ભારતીય સંસ્કૃતિ સાથેના મિશ્રણનું સૌથી અમૂલ્ય પરિણામ ઉર્દૂ ભાષા છે. આ આધુનિક અને પ્રગતિશીલ સંયુક્ત ભાષા

અરબી, ફારસી, તુર્કી, સંસ્કૃત અને અન્ય ભારતીય ભાષાઓની અનેક ખૂબીઓ ધરાવે છે. ઉર્દૂ ભાષા પોતાની મધુરતા અને કોમળતામાં બેમિસાલ છે. ઈસ્લામી સંસ્કૃતિ પર ભારતીય સંસ્કૃતિની અસરોમાંથી બીજી અસર ઉચ્ચ વર્ગના લોકો અને શહેરી લોકોનો પોશાક છે, જે ભારતીયતાની અસર છે. એ પોષાક સુરુચિ અને શ્રેષ્ઠ જીવનશૈલીનું ઉમદા ઉદાહરણ છે. અન્ય અસરોમાં એ સંસ્કૃતિ અને સમાજ છે, જે દિલ્હી, લખનૌ, હૈદરાબાદ અને અન્ય મોટા શહેરોમાં મુઘલોના અંતિમકાળમાં અસ્તિત્વમાં આવ્યા. તેઓમાં શાણપણ, પવિત્રતા, નિર્મળતા અને શિષ્ટાચારના શ્રેષ્ઠ ગુણો સમાજ જીવનમાં જોવા મળે છે. માતા-પિતાનું ખૂબ જ સન્માન, તેમની સામે લજ્જા અને શિસ્તના વિશેષ નિયમો, સ્ત્રીઓમાં લજ્જા તથા શિસ્તના નિયમો વગેરે એવા વિશેષ ગુણો છે, જે અન્ય મુસ્લિમ દેશોના મુસલમાનોમાં જોવા મળતા નથી. આ ભારતની વિશિષ્ટ પરિસ્થિતિ, સત્તાધીશોની રુચિ અને પ્રાચીન અસરોનું પરિણામ છે.

પોતાના સમાન કુળમાં કે સમાન વંશમાં લગ્ન કરવા તથા પોતાના વિશેષ કુટુંબોથી બહાર લગ્ન ન કરવા એ પણ ભારતીય મુસલમાનોની સંસ્કૃતિનો એક ભાગ છે. આ વ્યવસ્થા ભારતની વંશીય પરંપરાઓ અને જ્ઞાતિ વ્યવસ્થાથી પ્રભાવિત છે. ભારત સિવાય અન્ય દેશોના મુસલમાનો લગ્ન સબંધો જોડવામાં માત્ર સંસ્કારો અને હેસિયત ધ્યાનમાં રાખે છે. તેઓ ભારતીય મુસલમાનોની આ પરંપરાને આશ્ચર્યની નજરથી જુએ છે. એ જ પ્રમાણે ખુશી કે ગમીના પ્રસંગોને અતિશય મહત્વ આપવું અને તેમાં પોતાની હેસિયતથી વધારે ખર્ચ કરવો એ પણ ભારતીય સંસ્કૃતિની અસરોમાંથી છે. નહીંતર ઈસ્લામી સંસ્કૃતિમાં આ તમામ કાર્યો સાદગીથી કરવામાં આવે છે.

નોકરો સાથે તેમના માલિકોનો એ પ્રકારનો વ્યવહાર કે જાણે બન્ને અલગ-અલગ કૌમના છે, અને ક્યારેક તેમની સાથે અછૂતો જેવો વ્યવહાર કરવો એ પણ માત્ર ભારતીય મુસ્લિમ સંસ્કૃતિમાં જ જોવા મળતું હતું. એ પણ અન્ય સંસ્કૃતિઓની અસરોમાંથી છે, તથા જાગીરદારી સત્તાધીશોના

પ્રભાવોમાંથી છે. ધંધાઓની રૂએ સમાજની વહેંચણી પણ ભારતીયતાનું લક્ષણ છે. તદ્દુપરાંત ભારતની જ્ઞાતિઓની સભ્યતા અને અહીંના પ્રાચીન સાંસ્કૃતિક વારસાએ ભારતીય મુસલમાનોને અનેક કિંમતી ભેટો આપી છે, જે તેમના માટે ગર્વપાત્ર છે. ભારતીય મુસલમાનોએ પશ્ચિમી સંસ્કૃતિની અસરોનો દૃઢપણે મુકાબલો કર્યો અને પોતાની વ્યક્તિગત ઓળખને તેની વિશેષતાઓ સાથે બાકી રાખી. આવું અન્ય મુસ્લિમ દેશોમાં જોવા મળ્યું નથી. ભારતીય મુસલમાનોની આ વૈચારિક ગહનતા, વિશેષ સૂફીવાદ વગેરે વિવિધ સાંસ્કૃતિક, ચિંતનાત્મક અને સામૂહિક પરિબળોનું પરિણામ છે. જે ગત કેટલીયે સદીઓથી આ દેશમાં વિદ્યમાન છે. તેમણે એક નવીન ભારતીય ઈસ્લામી સંસ્કૃતિની રચના કરી છે, જેમાં આંતરરાષ્ટ્રીય ઈસ્લામી સંસ્કૃતિ અને ભારતની સ્થાનિક સંસ્કૃતિ તથા ફિલોસોફી એકી સાથે જોઈ શકાય છે.

## ❋ મુસ્લિમ શાસનની ઝાંખી હિંદુ વિદ્વાનોની કલમે ❋

પ્રથમ વિશ્વ યુદ્ધની સમાપ્તિ પર (૧૯૧૮) ખિલાફત ચળવળ શરૂ થઈ તેના લીડરો સ્વતંત્રતા સંગ્રામમાં પણ અગ્રેસર હતા. જેના પ્રતાપે હિંદુ મુસ્લિમ એકતામાં વધારો થયો અને અંગ્રજો વિરૂદ્ધની ચળવળ નવા જોમ જુસ્સા સાથે સમગ્ર દેશમાં પ્રસરી ગઈ. અંગ્રેજ બહાદુર સમજી ગયા કે હિંદુ મુસ્લિમ એકતા ગણત્રીના દિવસોમાં જ તેમને ભારત છોડવા મજબુર કરશે, માટે તેમણે બન્નેવ કોમો વચ્ચે વૈમનસ્ય અને નફરતના બીજ વાવવા માંડયા. મુસ્લિમ શાસકો  વિરૂદ્ધ ખોટો મનઘડત ઈતિહાસ ચીતરી તેમને મંદિરો તોડનારા, જુલ્મી, અત્યાચારી અને કટ્ટરવાદી સાબિત કરવાની કોશીષ કરી, જ્યારે કે વાસ્તવિકતાથી એને કોઈજ સંબંધ નથી.

મધ્યકાળના ઈતિહાસની કરૂણતા એ છે કે, આ યુગ બાદશાહો અને રાજાઓનો યુગ હતો. તે વખતના ઈતિહાસનું નિર્દેશન એ રીતે કરવામાં આવ્યું છે કે, જાણે તે કાળમાં પ્રદેશો જીતવા, સલ્તનતોની સ્થાપના કરવી, તેમના ઉપર કબ્જો કરવો, તેનો વિસ્તાર કરવો, તેની સુરક્ષા કરવી, સત્તા છીનવી લેવી અને તેના પછી અત્યાચારનો સિલસિલો, ભોગ-વિલાસ અને

ઐશ આરામ સિવાય અન્ય કોઈ કામ જ ન હતું. તેની સરખામણીમાં માનવતાની સેવાના મોટા મોટા કામો થયા છે. જ્ઞાન અને સાહિત્ય, વિકાસ અને નિર્માણ, દર્શન અને ચિંતન, વિજ્ઞાન અને સંશોધનો વગેરે ક્ષેત્રોમાં ધીમી ગતિએ પણ અવિરત પ્રગતિ થતી જોવા મળે છે. અને લોકોએ મોટા મોટા કારનામાઓ અંજામ આપ્યા હતા, પણ તેનો ઉલ્લેખ નહિવત જોવા મળે છે. તદ્ઉપરાંત, આ કાળની સામાજિક અને આર્થિક સ્થિતિઓ તથા બાદશાહો, રાજાઓ અને સેનાપતિઓ ઉપરાંત ધાર્મિક, બૌદ્ધિક અને સામાજિક ક્ષેત્રોમાં સક્રિય પ્રમુખ વ્યક્તિઓ અને તેમના કાર્યોનો પણ ઉલ્લેખ નહિવત છે. પરિણામે સામાન્ય વ્યક્તિને તે કાળની સાચી પરિસ્થિતિની જાણકારી મળતી નથી.

મધ્યયુગની લડાઈઓ ફકત વધુથી વધુ પ્રદેશ ઉપર કબ્ઝો કરવા માટે જ હતી. ધર્મથી એને કોઈ જ સંબંધ ન હતો. એનો જીવંત પુરાવો છે કે મહમૂદ ગઝનવી જેવા બદનામ બાદશાહની ફૌજમાં ઘણા હિંદુ સિપાહીઓ હતા, જે ગઝનવી સાથે રહી મધ્ય એશિયા સુધી પહોંચી લડયા હતા. ગઝનવીના ફોજી કમાન્ડર તિલકે મુસ્લિમ બળવો પણ રોકયો.

*(ડૉ. તારાચંદનું પુસ્તક ભારતીય કલ્ચર)*

એ જ પ્રમાણે પૃથ્વીરાજની ફૌજમાં અફઘાન સિપાહીઓ અને મુહમ્મદ ઘૌરીની ફોજમાં રાજા જમ્મુનનો પુત્ર પોતાના સહ ધર્મીઓની વિરુદ્ધ લડવા માટે આવ્યો હતો. (પ્રો.વાસ્તવ, આગ્રા કોલેજ) ગઝનવી મહત્વાકાંક્ષી જરૂર હતા. જેથી ગઝની આજુબાજુના બાદશાહ અને રાજાઓ સાથે તેમની લડાઈ રહેતી હતી. તેમણે જેમ હિંદુઓ સાથે જંગ ખેલ્યો, તેમ મુસ્લિમ બાદશાહો સાથે પણ યુદ્ધ લડયા. તે છતાં રાજા હોવાની હૈસિયતથી પોતાની હિંદુ પ્રજા સાથે ઘણો જ સારો સંબંધ રાખ્યો. ગઝની શહેરમાં હિંદુઓના મહોલ્લા હતા, જેમાં તેઓ આઝાદીથી પોતાની ધાર્મિક વિધિઓ અને રિવાજો કરતા હતા. ગઝનવીના સિક્કા ઉપર સંસ્કૃત ભાષાના શબ્દો કોતરેલા હતા. તે જ્ઞાન પ્રેમી હતા. તેમની સાથે સંસ્કૃત અને હિંદીના અનુભવી પંડિતો પણ હતા. યુદ્ધ દરમિયાન મથુરાના મંદિરોની કલા અને સૌંદર્યથી પ્રભાવિત થઈ

પોતાની નોધપોથીમાં (બાબરની જેમ) તેના ઘણા વખાણ કર્યા છે. અલ્બૈરૂની જેવા ભારત પ્રેમીનું તેમના દરબારમાં પ્રોત્સાહન પામવું જ તેમની ધાર્મિક સહિષ્ણુતાની નિશાની છે. *(સી.વી. વૈદીયા–મુંબઈ યુનિવર્સીટી)*

શહાબુદ્દીન ઘૌરી ગુજરાતથી હારીને ગઝની પાછા ફર્યા ત્યારે કોઈએ પત્ર લખ્યો કે અણહિલવાડના હિંદુ વેપારી (વિશાલ)નો દસ લાખ રૂપિયાનો માલ ગઝનીમાં પડયો છે, તેના ઉપર કબ્ઝો કરવાથી યુદ્ધની આર્થીક ખોટ દૂર થશે, તો પત્રની પાછળ ઘૌરીએ લખી આપ્યુ કે વિશાલના માલ ઉપર કબ્ઝો કરવો 'હરામ' છે.

નાસિરૂદ્દીન ઘણા જ ન્યાયી, રૈયતનું ભલુ ચાહનાર રાજા હતા. પોતાના હાથથી કુર્આન લખી પોતાનું ગુજરાન ચલાવતા હતા. સરકારી ખઝાનામાંથી એક પણ પાઈ લેતા ન હતા. તેમની પત્નીએ ઘરકામ માટે નોકરની માંગ કરી, તો જવાબ આપ્યો કે સરકારી ખઝાનામાં લશ્કર, ગરીબો, વિધવાઓ અને અનાથોનો હક્ક છે, માટે ધીરજથી કામ લે. આજના પ્રજાના ભોગે વૈભવ અને વિલાસ અતિ ખર્ચાળ પ્રધાનો પાઠ લે. *(પ્રો. વાત્સવ)*

દિલ્હીથી ૧૨ માઈલ દૂર (પાલમ પાસે) એક ગામના કુવા ઉપર સંસ્કૃત ભાષામાં પથ્થર કોતરેલો હતો, જે હાલ દિલ્હીમાં પુરાતત્વ ખાતાના અજાયબી ઘરમાં મૌજુદ છે, જેમાં પંડિત યોગેશ્વરે મુસ્લિમ શાસકો (કુતબુદીનથી બલ્બન સુધી) વિશે લખ્યું છે કે, બંગાળથી ગઝની સુધી અને દક્ષિણમાં રામેશ્વરમ સુધી દરેક જગ્યાએ હરિયાળી છે. દરેક વ્યકિત શાંતિ અને રાહતથી જીવે છે. જયારથી આ બાદશાહે (બલબન) જગતનો બોજ પોતાના સિરે લીધો છે, ત્યારથી ધરતીને સહારો આપનાર શીશનાગ ધરતીના બોજથી મુકત થઈ ગયા છે. અને વિષ્ણુ ભગવાન રક્ષાનો ખ્યાલ છોડીને શાંતિથી દોદાના સમુદ્રમાં આરામ કરે છે. *(એ.યુસુફ અલી)*

જલાલુદીન ખૂબ જ નેક સ્વભાવનો, ખુશમિજાજ અને ઉત્તમ આદતોનો માલિક હતો. જે કોઈને પણ એક વખત જાગીર ભેટ આપી દેતો, એ પછી એમાં કોઈ પણ જાતનો ફેરફાર કરતો નહીં. અમીર ઉમરાવથી કે કોઈ પણ

ખિદમતગારથી કોઈ પણ જાતની ભૂલચૂક થઈ જતી તો મોટું મન રાખીને તેને માફ કરી દેતો. ગુનેગારોની પણ ક્યારેય બેઈજ્જતી કે બદનામી કરતો નહીં. જુલ્મી, અન્યાયી અને વહેમી બાદશાહોની ભૂંડી આદતોથી બધી જ રીતે પાક હતો.

અલાઉદ્દીને પોતાની હુકુમતને સંપુર્ણ બિનસાંપ્રદાયિક અને સેકયુલર બનાવી હતી. તેમની સખ્તી હિંદુઓ કરતા મુસ્લિમ અમીરો ઉપર વધારે હતી. તે ફકત દેશમાં શાંતિ અને મજબુત વહીવટ ચાહતા હતા. દરેક સરકારી ક્ષેત્રની જાતે દેખરેખ રાખતા. મોંગલોના સખ્ત હુમલાઓથી તેમણે ભારતીય સરહદોની રક્ષા કરી, જેમણે મધ્ય અને પશ્ચિમ એશિયામાં ખુનામરકી મચાવી હતી.

ગદારો અને બંડખોરો માટે અલાઉદ્દીન ભયંકર ત્રાસ સમાન હતો. છતાં શાંતિપસંદ શહેરીજનો અને આમ રૈયત (પ્રજા)ને માટે તેની હયાતી અલ્લાહપાકની રહેમત સમાન હતી. એના શાસન સમયની કેટલી ખાસ ખૂબીઓ ટૂંકમાં જોઈએ....

- અનાજ અને જીવન જરૂરિયાતની ચીઝ-વસ્તુઓની રેલમછેલ. જેની ઉપર ઓછાવત્તા વરસાદની કોઈ અસર થતી નહીં.
- બાદશાહે મેળવેલ અનેક મહાન ફતેહો.
- મોગલ (તાતારી) હુમલાખોરોનો સર્વનાશ.
- ઓછી ધન-દૌલત ધરાવનારા લોકો પાસે પણ સુખચેનથી જીંદગી જીવવાના સાધનોની રેલમછેલ.
- ઘમંડી અને અભિમાની લોકો તરફ બાદશાહનો ગુસ્સો અને ગરીબ લોકો તરફ રહેમદિલીનો વર્તાવ.
- જુદા જુદા પ્રદેશો અને આવવા-જવાના માર્ગો ઉપર રાહત અને શાંતિનું વાતાવરણ.
- વેપારીઓ અને દુકાનદારો ઉપર શાહી કાયદાઓની પાબંદી.
- બેશુમાર (અઢળક) નવી ઈમારતોનું બાંધકામ. જેમકે મસ્જિદો,

કિલ્લાઓ, મુસાફરખાનાઓ.

- આમ લોકોના સંસ્કાર અને સારી રીતભાતોની પ્રગતિ.
- રાજ્યમાં, ખાસ કરીને રાજધાનીમાં દરેક પ્રકારના શાયરો, હુનરમંદો, કલાકારો અને જ્ઞાની પુરૂષોનો નિવાસ.

સુલ્તાન અલાઉદ્દીન ખિલજીના શાસનકાળમાં જીવન જરૂરિયાતને એવી રેલમછેલ હતી અને રાજ્યમાં એ હદે સુખ-શાંતિ હતી કે, તેના મરણ બાદ લોકો તેને રડી-રડીને યાદ કરતા હતા.

જીવન જરૂરિયાતની પ્રત્યેક વસ્તુ ઘણી જ સસ્તી મળતી. નશાબંધી, બળાત્કાર અને વેશ્યાવૃતિ તેમણે સખ્ત હાથે ડામી. તે પ્રથમ શાસક છે, જેમણે દક્ષિણના રાજયોને કેન્દ્ર સરકારમાં ભેળવી ‘‘અખંડ ભારત’’નું સ્વપ્ન સાકાર કર્યુ.

ડૉ. ઈશ્વરપ્રસાદ લખે છે કે, ‘‘ગિયાસુદ્દીનનો રાજય વહીવટ ઈન્સાફ અને સુલેહ-શાંતિભર્યો હતો. તેના સમયમાં આવકના નવા-નવા સાધનો ઉભા કરવામાં આવ્યા. ખુસરોએ જે જાગીરોની વહેંચણી કરી હતી, તે પાછી લઈ લેવામાં આવી અને રાજ્યની આર્થિક સ્થિતિ સુધારવામાં આવી. ખેડૂતોની સાથે સારો વ્યવહાર કરવામાં આવ્યો અને જે જે અધિકારી ખોટા કામ કરતાં પકડાઈ જતો, તેને ભારે સજા આપવામાં આવતી. અદાલતોની અને પોલીસ ખાતાની કામગીરી સંતોષકારક હતી અને રાજ્યના દૂર દૂરના વિસ્તારો સુધી ખૂબ જ શાંતિ અને રાહતનું વાતાવરણ હતું.

સુલ્તાન ગિયાસુદ્દીને પોતાની સુંદર રાજ્યવ્યવસ્થાને કારણે લોકોની જીંદગીમાં નવી તાજગી ભરી દીધી અને રૈયતના દિલોમાં પણ બાદશાહે માનભર્યું સ્થાન મેળવી લીધું. બાદશાહ ખુદાપાકથી ખૂબ ડરનારો અને પવિત્ર જીવન જીવનારો હતો. ગંભીરતા, સારી રીતભાત અને બધા સાથે સારો વ્યવહાર કરવો એ તેની ખાસ ખૂબીઓ હતી. બુધ્ધિ અને સૂઝબૂઝ કુદરતે એનામાં દિલ ખોલીને ભર્યા હતા. મઝહબ (ધર્મ)ના કાયદા-કાનૂનોનું પાલન કરવાને એ પોતાની ફરજ માનતો હતો. પાંચેય વખતની નમાઝ

સમયસર જમાઅતની સાથે અદા કરતો હતો. રાજ્યનો વહીવટ ચલાવ-વાનો એ ખાસ અનુભવી હતો. દીવાનેઆમમાં બેસીને લોકોની ફરિયાદો સાંભળતો. એમની આર્થિક હાલત સુધરે તે માટે ખાસ ધ્યાન આપતો. એ બીજા બાદશાહોની જેમ ફક્ત ગાદી ઉપર બેસવાની આદત ધરાવતો ન હતો, બલ્કે પોતાને રૈયત (પ્રજા)નો મામૂલી સેવક માનતો હતો.

એ દરેક માણસની લાયકાત અને આવડત જોઈને જ તેને કોઈ પણ હોદ્દા ઉપર બેસાડતો. આલિમ સાહેબો, ધાર્મિક બુઝુર્ગો, ધનવાનો અને સલ્તનતના અમીર ઉમરાવોને ઈનામ (ભેટો) આપીને પહોંચાડતો. રૈયત (પ્રજા)ના દુઃખોને દૂર કરતો, એકાંતમાં રહેતો, ફકીરો અને દુરવેશોના ખબર-અંતર પૂછતો રહેતો અને એમને મદદ પહોંચાડતો. તેણે મોંગલોના હુમલાઓનો પૂરેપૂરો બદલો લીધો. ગિયાસુદીનની હુકૂમતના સમય દરમિયાન મોંગલોએ ક્યારેય હિન્દુસ્તાન તરફ જોવાની હિંમત કરી નથી.

તેને ઈમારતો બાંધવાનો પણ શોખ હતો. તઘલખાબાદનો મશહૂર કિલ્લો અને ગગનચૂંબી ઈમારતો તેના એ બુલંદ શોખના પુરાવાઓ છે. તેને શરાબ પીવાથી ખૂબ નફરત હતી અને રાજ્યમાં શરાબ પીવા ઉપર સખ્ત પાબંદી હતી. તેણે પોતાના ખાનદાનના લોકો, ગુલામો અને જુના નોકર-ચાકરો સાથેના વહેવારના પારંગત રીતરીવાજો કાયમ રાખ્યા. તે અમીર-ઉમરાવોનું ખૂબ માન જાળવતો અને તેમને જાગીરો ભેટ આપીને નવાજતો. જો કોઈ માણસ રાજ્યનું માનપાન અને ઈઝઝત-આબરૂ વધે તેવું કામ કરતો, તો તેની ઉપર ખાસ મહેરબાન થઈને તેનું ખૂબ સન્માન કરતો.

મુહમ્મદ તઘલકે હિંદુઓને મોટા હોદાઓ આપ્યા. સતી થવા પર પાબંદી લગાવી.

ફીરોઝશાહ તઘલખે ભારતમાં  પ્રથમ સરકારી હોસ્પિટલો ખોલી, તેમણે ૧૫૦ કુવા,૧૦૦ પુલ, ૫૦ બંધો, ૨૦૦ શહેરો, ૧૦૬ મહેલો, ૧૦૦ વિશ્રામ ગૃહો અને સંખ્યાબંધ નહેરો ખોદાવી અને સંખ્યાબંધ બાગ બગીચા લગાડયા.

સુલ્તાન ફિરોઝશાહ તઘલખે પોતે જ એના જીવનના પ્રસંગો એક પુસ્તકમાં સંઘરેલા છે. જે ''ફિરોઝશાહની ફતેહો''ના નામે ઓળખાય છે. ફિરોઝશાહ એવો હાકિમ હતો કે જેણે અફઘાનો ઉપર દયા અને રહેમ-દિલીની ધોધમાર વર્ષા વરસાવી અને એ અફઘાન અમીર-ઉમરાવોને ઉંચા ઉંચા હોદ્દાઓ ઉપર બેસાડ્યા. રાજ્યની સરહદોના રક્ષણ માટે પણ એમની નિમણૂંકો કરી.

નિઝામુદ્દીન અહમદ પોતાના પુસ્તકમાં લખે છે કે, ઘણાખરા કાયદા-કાનૂનો ખાસ કરીને ન્યાયતંત્રના કાયદાઓ ફિરોઝશાહની હુકૂમતમાં જ લાગુ કરવામાં આવ્યા. જેના પરિણામે તમામ રૈયતે (પ્રજાએ) અને ખુદાની ખલ્કતે (મખ્લૂકે) ચેન અને રાહતભરી ઝિંદગી પસાર કરી. એ તમામ કાયદા-કાનૂનોમાંથી નીચેના ત્રણ કાયદાઓ ખાસ અગત્યના અને કદી ન વિસારી શકાય એવા છે.

- બાદશાહે રાજકારણ કે જે રાજ્ય વહીવટ ચલાવવા માટેનો અગત્યનો હિસ્સો છે, તેનો સદંતર ત્યાગ કરી દીધો. પોતાની હુકૂમત દરમિયાન તેણે કોઈ પણ હિંદુને કોઈ પણ પ્રકારની સજા આપી નથી. એ ભારે હિંમતવાન હાકિમે પોતાની સખાવત અને દરિયાદિલીથી હુકૂમત ઉપર લાગી ગયેલા કલંકોને ધોઈ નાખ્યા. શાહી હુકમો આપનારા વિભાગને રાજકીય કાવાદાવાથી સ્વચ્છ કર્યો. એ ફક્ત બાદશાહ નહીં પણ રૈયત (પ્રજા)નો વડીલ અને મોભી હતો. રૈયતના તમામે તમામ લોકો તેને દિલથી ચાહતા હતા. અને બધા જ લોકો એની તારીફો (પ્રશંસા, વખાણ)માં ડૂબેલા રહેતા.
- લોકોની આર્થિક હાલત જોઈને જ તે કરવેરા લાગુ કરતો. વળી, કરવેરા વસૂલ કરવા માટે જોરજબરી અને કડકાઈ બંધ કરી દીધા હતા. તે કદી પણ ચાડી-ચુગલી સાંભળતો નહીં. આ જ એક એવો કાયદો હતો કે જેણે ફિરોઝશાહના શાસનકાળને બુલંદ ઈઝઝત અને આદર અપાવ્યા હતા.

- બાદશાહ હંમેશા રહેમદિલ અને નેક લોકોને જ હાકિમ તરીકે પસંદ કરતો. જુઠ્ઠા, બદચલન અને ખરાબ માણસોને ક્યારેય હાકિમનો દરજ્જો આપતો નહીં. બાદશાહ પોતે જ રૈયત ઉપર મહેરબાન અને રહેમદિલ હતો. એટલે તમામ અમીર-ઉમરાવો અને સરદારોમાં પણ એવી જ ખૂબીઓના અંશ જોવા મળતા હતા. ફિરોઝશાહની બક્ષિશો, કૃપાઓ અને સખાવતો બીજા બાદશાહો કરતાં હંમેશા ચડિયાતી જ રહી. એ ઈન્સાફ પસંદ બાદશાહે પોતાના પુસ્તક 'ફુતુહાતે ફિરોઝ-શાહી'ના તમામ લખાણો પોતે બનાવેલ ફિરોઝાબાદની મસ્જિદના આઠેય ગુંબજો ઉપર કોતરાવ્યા છે. એ લખાણોના થોડાક અંશ અહીં નમુનારૂપે જોઈએ.

પુસ્તકના પહેલા પ્રકરણમાં મસ્જિદના આવકના સાધનો અને તેના નિભાવખર્ચ વિશે સૂચનાઓ આપવામાં આવેલ છે. બીજા પ્રકરણમાં ફિરોઝશાહે લખ્યું છે કે, પુરાણા જમાનામાં મામૂલી ગુનાહોની પણ ભારે સખત સજા આપવામાં આવતી હતી.

નિર્દોષોનું લોહી વહાવવું અને બીજી કાળજુ કંપાવી દેનારી સજાઓ કરવામાં આવતી. જેવી કે નાક, કાન, હાથ-પગ કાપી નાંખવા. આંખો કઢાવી નાંખવી, હાડકાંને લોખંડના સળિયાથી તોડી નાંખવા, આગમાં જીવતા ભૂંજી નાંખવા, હાથો અને પગોમાં લોખંડના ખીલા ઠોકવા, ચામડી ઉતારી લેવી, પગ કાપી નાંખવા, શરીરના બે ટુકડા કરી નાંખવા ઉપરાંત આના જેવી બીજી રાક્ષસી સજાઓ કરવી વગેરે. અલ્લાહપાકનો શુક્ર કે એણે મને એવી સમજ અને રહમદિલી આપી કલમના એક જ ઝાટકે એ બધી જ ક્રૂર સજાઓ ઉપર પાબંદી મૂકી દીધી.

અગાઉના સમયના બાદશાહો કે જેમની બુલંદ હિંમતો અને કુરબાની-ઓથી હિન્દુસ્તાન મુસલમાનોની ઈસ્લામી હુકૂમત બન્યું, એ બાદશાહોના મરણ બાદ રૈયતના દિલોમાં એમની જરા જેટલી પણ યાદ બાકી ન રહી. ધાર્મિક ખુત્બાઓમાંથી પણ એમના નામ કાઢી નાંખવામાં આવ્યા. ફિરોઝશાહે એ મહાન બાદશાહોના નામ ફરી ખુત્બાઓમાં શામેલ કરાવ્યા. જેથી લોકોના

દિલોમાં એમની યાદો કાયમ રહે અને મર્હુમોની રૂહને સવાબ પહોંચતો રહે. કેટલીક રકમો ઈસ્લામી કાયદાથી વિરૂદ્ધ ખોટી રીતે વસૂલ કરીને શાહી ખજાનામાં જમા કરી દેવામાં આવી અને પયગમ્બરે ઈસ્લામ (સલ.)ના હુકમોથી વિરૂદ્ધનો હોય તેવી કોઈ પણ રકમો કે માલ શાહી ખજાનામાં જમા કરવામાં નહીં આવે એવો પાકો ઈરાદો કરી લેવામાં આવ્યો.

ફિરોઝશાહ પોતાના પુસ્તકમાં લખે છે કે, મારા માલિક સુલ્તાન મુહમ્મદશાહ તઘલખે પોતાની હુકૂમતના લોખંડી પંજામાં જકડીને જે જે લોકોના શરીરના અંગો કપાવી નંખાવ્યા હતા, એ તમામ લોકોના વંશ-વારસોને શોધી શોધીને તેમની મદદ કરવા માટે શાહી ખજાનામાંથી રકમો મંજૂર કરાવી અને તેમને ઈનામ (ભેટસોગાદો) અર્પણ કરી.

વળી, એ તમામ લોકો પાસેથી સુલ્તાન મુહમ્મદશાહ તઘલખના નામે અલગ અલગ માફીપત્રો લખાવ્યા અને એ તમામ માફીપત્રો ઉપર શહેરના શરીફ અને મોભાદાર માણસોની સહીઓ લીધી. અને એ બધા જ માફી-પત્રોને મર્હુમ બાદશાહના મકબરામાં સાચવીને મૂકાવી દીધા.

જ્યારે બાદશાહને જાણ થતી કે કોઈ એકાંતવાસી ફકીર આવ્યો છે, તો તે તરત જ તેની ખિદમતમાં હાજર થતો અને તેની ખિદમત કરતો. જે જે સિપાહીઓ અને અમીર-ઉમરાવો વૃદ્ધ થઈ ગયા હતા એમને નસીહત કરતો કે તેઓ પોતાના પાછલા ગુનાહોની અલ્લાહ તઆલા પાસે માફી માંગો અને બીજી વાર ગુનાહો ન કરો. અને તેમના ખર્ચ માટે રકમો મંજૂર કરી દેવામાં આવી, જેથી જીવનગુજારો કરવાની તેમને ચિંતા ન રહે. અને પૂરેપૂરી લગનથી અલ્લાહ તઆલાની ઈબાદતમાં ડૂબી જઈ શકે.

એ બધા જ પ્રસંગો બાદ બાદશાહ લખે છે કે, મને બે વાર ઝહેર આપવામાં આવ્યું અને મેં અલ્લાહપાકની જાત ઉપર ભરોસો મૂકીને ઝહેરનો પ્યાલો પી લીધો. પણ અલ્લાહપાકના હુકમથી ઝહેરની કોઈ અસર થઈ નહીં અને અલ્લાહપાકે મને બચાવી લીધો.

એ નેક દિલ બાદશાહ (ફિરોઝશાહ)ની હુકૂમતના સમયમાં લોકોની

સુખ-શાંતિ અને ખુદાની બંદગી કરવા માટે મસ્જિદ, મદ્રસાઓ અને ધાર્મિક ઈમારતોના બાંધકામના ઘણા કામો થયા. લોકોના આરોગ્ય માટે કેટલાય બગીચાઓ પણ બનાવવામાં આવ્યા. આમ, બાદશાહે અનેક ઈમારતો બનાવીને દરેકના નિભાવખર્ચની વ્યવસ્થા કરી અને તેના કાયમી અમલ માટે ખાસ હુકમો જારી કર્યા.

પ્રો. ઈશ્વરી પ્રસાદી લખે છે કે, મધ્યયુગના મુસ્લિમ શાસકોએ પોતાની હુકુમતને સેકયુલર બનાવવામાં ઘણી બહાદુરીના પગલાં ભર્યા. એવા કાયદાઓ અમલમાં મુકયા જેનાથી સામાન્ય પ્રજાને (જેમાં બહુમતિ હિંદુઓની હતી) વધુથી વધુ રાહત પહોંચે. જીવન જરૂરિયાતની પ્રત્યેક વસ્તુ છુટથી મળતી. તેમણે ખેતી અને વેપારને ખુબ પ્રગતિ આપી. હિંદુઓને ધાર્મિક અને સાંસ્કૃતિક આઝાદી આપી હતી, તેમના પર્સનલ લોને માન્યતા આપી. અને તેને અમલમાં મૂકવા સરકારી અદાલતોમાં પંડિતો નિયુકત કર્યા. તેમણે ધર્મને રાજકારણથી દૂર રાખી પોતાની સંપૂર્ણ શકિત પ્રજાહિત કાર્યોમાં લગાડી. પ્રથમ મુસ્લિમ ઈમારત કુતુબમિનારના પહેલા માળે આયત : **'લા ઈકરાહ ફિદ્દીન'** (એટલે કે ધાર્મિક બાબતમાં કોઈ જ બળ -જબરી નથી) લખી. જેથી સ્પષ્ટ થાય છે કે, મુસ્લિમ શાસન પહેલાથી જ બિનસાંપ્રદાયિક હતું.

મુસ્લિમ શાસનમાં હિંદુ સંસ્કૃતિ એટલા માટે સલામત રહી કે હુકુમતની વ્યવસ્થા હિંદુઓના હાથમાં જ રહી. ઘણા ઉચા હોદ્દાઓ ઉપર હિંદુઓને બિરાજમાન કરવામાં આવ્યા. ધાર્મિક સંતો, મહંતો અને બાહ્મણોનું સન્માન કરવામાં આવતુ હતુ. અલાઉદ્દીન જેવા શકિતશાળી રાજા આચાર્ય મહાસેનને કર્ણાટકથી પોતાના દરબારમાં બોલાવી ધાર્મિક ચર્ચા કરાવતા હતા.

દિગમ્બર પંથના આચાર્ય પોરનીચંદ્ર અને શ્વેતાંબર યોગી રામચંદ્ર સુરીનું અલાઉદ્દીનના દરબારમાં ઘણું જ માન હતું. ગ્યાસુદ્દીન તઘલકના બે ગવર્નરો જૈન હતા. રત્નશિખર ફીરોજ શાહના માનીતા દરબારી કવિ હતા.

મુસ્લિમ શાસકો પોતાની સાથે દરેક ક્ષેત્રને લગતા અનુભવી માણસો

લઈને આવ્યા ન હતા, જેથી હિંદુઓને દરેક ખાતામાં નિયુકત કર્યા, નહિ તો દેશનો વહીવટ ખોરવાઈ જતે. હિંદુ કારીગરોએ મુસ્લિમ ઈમારતો બાંધી, ટંકશાળોમાં સિક્કા છાપ્યા, હિસાબો લખ્યા, પંડિતોએ હિંદુ લૉ પર અમલ કરાવવા બાદશાહોને સલાહ સૂચનો આપ્યા.

મુસ્લિમ શાસકોની બિન સાંપ્રદાયિકતાનો પુરાવો એ છે કે જયાં જયાં એમની સત્તા હતી, ત્યાં આજે પણ મુસ્લિમોની સંખ્યા ઘણી જ ઓછી છે. ઉત્તર ભારતમાં ૭૦૦ વરસના લગાતાર શાસન બાદ પણ મુસ્લિમો ૧૫ ટકાથી વધી ન શકયા. એ જ પ્રમાણે મહારાષ્ટ્રમાં બહમનીવંશ અને હૈદરાબાદમાં નિઝામનું રાજ હોવા છતા પણ મુસ્લિમો લઘુમતીમાં છે. એની તુલનામાં બંગાળ, કાશ્મીર અને દક્ષિણની પૂર્વ-પશ્રિમ સમુદ્રપટ્ટી મલબાર, કેરાલા, મદ્રાસ, વગેરે જગ્યાઓ જયાં હિંદુ શાસન હતુ, ત્યાં મુસ્લિમોની સંખ્યા સારા પ્રમાણમાં છે.

પંડિત સુંદરલાલ લખે છે કે આ ખ્યાલ સદંતર ગલત છે કે ઈસ્લામ તલવારના ઝોરે ફેલાયો, કારણ કે જગતનો ઈતિહાસ સાક્ષી આપે છે કે કોઈ ધર્મ તલવારના ઝોરે ફેલાય શકતો નથી.( કારણ કે ધર્મનો સંબંધ આત્માની શ્રદ્ધાથી છે, બાહ્ય શરીરથી નથી.) ઈસ્લામનો ઉદય એવા સંજોગોમાં થયો જ્યારે પયગમ્બર (સલ.)ની મદદ કરનાર કોઈ જ ન હતુ, તો પછી તલવાર ચલાવનાર કયાંથી લાવ્યા ? અસલ વાત એ છે કે તે માણસના અંતરમાં પોતાનુ સ્થાન મેળવી લે છે. ભારતમાં બહારથી આવનાર મુસ્લિમોની સંખ્યા આંગળાના વેઢે ગણી શકાય છે. વધુ પ્રમાણ અહિયાના અસલ વતનીઓનુ જ છે, જે ઈસ્લામથી પ્રભાવિત થઈ મુસલમાન થઈ ગયા. તેમાં ઈસ્લામની સાદગી અને સમાનતાના નિયમોએ મુખ્ય ભૂમિકા ભજવી છે. હઝરત ખ્વાજા અજમેરી (રહ.)ના હાથે જ લગભગ એક કરોડ વ્યકિતઓએ ઈસ્લામ સ્વીકાર્યો. રાજપુતોના પ્રદેશો ઉપર મુસ્લિમોનો સંપૂર્ણ કબ્ઝો કદાપી થઈ શકયો નથી છતાં ત્યાં મુસ્લિમોની વસ્તી ઓછા વત્તા અંશે જરૂર છે. સિલોન અને બર્મા ઉપર મુસ્લિમોએ કદી કબ્ઝો કર્યો નથી. છતાં ત્યાં મુસ્લિમો સારા પ્રમાણમાં છે.

૭૦૦ વર્ષના શકિતશાળી શાસન છતાં મુસ્લિમોની વસતી ઓછી હોવુ એ જીવંત પુરાવો છે કે આ અરસામાં હિંદુ ધર્મ સલામત રહ્યો, બલ્કે આ સમય દરમ્યાન હિંદુ ધર્મગુરૂઓએ ધાર્મિક પ્રગતિ માટે વખતોવખત જરૂરી સુધારાઓ પણ કર્યા.

દક્ષિણ ભારતમાં ઈસ્લામના જલ્દીથી પ્રસરવાનું કારણ ત્યાંના દલિતો સાથે સુવર્ણ જાતિઓનો અછૂતનો વર્તાવ હતો. પોતાના કુવાથી પાણી ન પીવા દેવું અને તેમની સ્ત્રીઓ સાથે લગ્ન સંબંધો ન બાંધવા વિગેરે. જયારે મુસ્લિમો તેમનાથી હળી મળી ગયા. તેમને પોતાના ઘરોમાં આવવા દીધા. તેમની સ્ત્રીઓ સાથે લગ્ન વહેવાર સ્થાપ્યો. આ પ્રકારના સમાનતાના વહેવારથી પ્રભાવિત થઈ તેઓ મુસલમાન થવા માંડયા.

હિંદુ મુસ્લિમ એકતા સાધવામાં અલ્બૈરૂની અને અમીર ખુસ્રૂ જેવા ભારત પ્રેમીઓને કદી ભૂલી શકાય એમ નથી. વિદેશીઓમાં બૈરૂની પ્રથમ વ્યકિત છે, જેમણે ભારતીય જ્ઞાન ભંડારોથી શિક્ષણ પ્રાપ્ત કરી જગત સમક્ષ હિંદુ ફિલોસોફી અને તર્કશાસ્ત્ર રજુ કરી, તેને જીવનદાન આપ્યું. ભારતીય જ્ઞાનનું ફારસી અરબીમાં રૂપાંતર કર્યુ. ભારતના શહેરોનું અક્ષાંશ-રેખાંશ પણ નક્કી કર્યુ. ભારતની જમીનની માપણી કરી. પોતાના પુસ્તકોમાં હિંદુઓની બુદ્ધિ, ચિંતન મનન, તર્કશાસ્ત્ર, વૈદશાસ્ત્ર, ન્યાય પદ્ધિત, તેમનાં સંપ્રદાયો, મુખ્ય રીતરિવાજો વિગેરે બાબતોની ઘણી જ રસપ્રદ માહિતી આપી, તેમના ગુણ ગાયા છે. મુસ્લિમોએ ભારતના બધા જ ધર્મોનો ઉડાણથી અભ્યાસ કર્યો, અને પ્રત્યેક વસ્તુઓના વખાણ કરી જગત સમક્ષ ભારતીય સંસ્કૃતિનો પરિચય કરાવ્યો.

અમીર ખુસ્રૂએ હિંદી, ફારસી તથા અરબીમાં ભારતીઓ અને ભારતીય સંસ્કૃતિના ખૂબ વખાણ કર્યા છે. ભારતીય ફુલોની રંગત,રેશમી કપડાંની શણગારતા, હિંદી ભાષાની મીઠાશ, ભારતીય સૌંદર્ય, આબોહવા, પક્ષીઓ તથા ખગોળ, તર્ક અને વૈદિકશાસ્ત્રના પણ પોતાની શાયરીમાં ખુબ જૂમી જૂમીને ગુણ ગાયા છે. ફારસીમાં પ્રથમ ભારત પ્રેમની અવાજ ખુસ્રૂએ

ગુંજતી કરી. **બેહિશ્તી ફરઝ કુન હિંદુસ્તારા-કઝ આંઝા નિસ્બસ્ત ઈબોસ્તાંરા. વગરના આદમો તાઉસઝ આંજા કુજા ઈ શુદન્દે મંજીલ આરાઈ -** એટલે કે ભારત ધરતીનું સ્વર્ગ છે. એટલા જ માટે હઝરત આદમ (અલૈ.) અને મોર (સ્વર્ગીય પક્ષી) ભારતમાં ઉતર્યા.

મુસ્લિમ સુફી અને હિંદુ ભકિતપંથે પણ હિંદુ મુસ્લિમ સબંધોને ઘનિષ્ઠ બનાવવામાં મહત્વનો ભાગ ભજવ્યો છે.

ધાર્મિક બાબતોમાં બન્નેવ કૌમો પોતાની વિભિન્ન માન્યતાઓને લઈ સંગમ પેદા ન કરી શકતી હતી, તો બાંધકામ, નૃત્ય અને કલાકારીગીરી વિગેરેમાં તેમનો વૈચારિક અને કલાત્મક મેળાપ થઈ ગયો, ઈમારત બનાવવાનો જે પ્લાન મુસ્લિમ બાદશાહોના વિચારમાં આવતો તેને ઈમારતનું સ્વરૂપ ધારણ કરવા માટે હિંદુ મિસ્ત્રી અને કારીગરોની  બુદ્ધિમાં ફિટ થવુ જરૂરી હતું. મુસ્લિમ ઈમારતોમાં હિંદુ કલા અને હિંદુ ઈમારતોમાં મુસ્લિમ કલા અને આર્ટનો નમૂનો જોવા મળતો. ગ્વાલિયરના રાજા માનસીંઘનો કિલ્લો, જોધપુર રતનપુરનું મંદિર, અજમેરની જામેઅ મસ્જિદ, અમદાવાદ, જોનપુર વિગેરે જગ્યાઓના મંદિરો, મસ્જીદો અને શાહી મહેલો, હિંદુ-મુસ્લિમ કલા આર્ટ અને કોમી એકતાના શાનદાર નમુના છે.

માટે ફકત હિંદુ કલા જોઈ કોઈ મસ્જિદને મંદિર કહેવું યોગ્ય નથી. બલ્કે વિચારવાનું છે કે, જે સંસ્કૃતિને આપણા પૂર્વજોએ હિંદુ-મુસ્લિમ એકતા સ્વરૂપે અપનાવી, આપણે તેને જ બન્નેવ કોમો વચ્ચે નફરત અને વૈમનસ્યનું બિંદુ સમજી તેનું ઘોર અપમાન કરી રહ્યા છે.



# કુત્બુદ્દીન અયબકથી તઘલખ ખાનદાન સુધીના બાદશાહોની હુકૂમતની બસો વર્ષ સુધીની ઝાંખી

હિન્દુસ્તાનનો પહેલો બાદશાહ સુલ્તાન કુત્બુદ્દીન અયબક (જેને શહાબુદ્દીન ગૌરીએ ગાદીએ બેસાડ્યો હતો) હિજરી સન ૬૦૭ મુજબ ઈ.સ.૧૨૧૦થી લઈને હુકૂમતની આખરી કડી સમા હાકેમ તઘલખ ખાનદાન સુધીનો સમયગાળો લગભગ બસો વર્ષ સુધીનો થાય છે. એ સમય દરમિયાન બધા જ હિન્દુસ્તાની બાદશાહોમાં કેટલીક વાતો સમાન રહી છે, જે આ પ્રમાણે છે :

- ચંગેઝી (ચંગેઝી, તાતારી, મોગલ એક જ વૃક્ષની ડાળીઓ છે) અને તાતારી જેમણે એ સમયમાં તમામ ઈસ્લામી પ્રદેશોને તબાહ અને બરબાદ કરી દીધા હતા. ચારેકોર તાતારીઓ બેશુમાર લોકોની કતલ કરીને પોતાની હુકૂમતના ઝંડા લહેરાવી રહ્યા હતા. મુલ્કો પર કબ્જો જમાવવાની એક જ લાલસાને કારણે તેમણે સુલ્તાન અલ્તમશના શાસનથી છેલ્લે સુધી કેટલીયવાર હિન્દુસ્તાન ઉપર પોતાની સત્તાભૂખી નજરો દોડાવી, પણ તે સમયના હિન્દુસ્તાનના બાદશાહોએ પૂરેપૂરી બાહોશી અને જવાંમર્દીથી એમનો મુકાબલો કર્યો અને દરેક વખતે એમને એવી કારમી હાર આપીને ભગાડી દેવામાં આવ્યા કે, તાતારીઓ લાંબા સમય સુધી હિન્દુસ્તાનમાં પગ મૂકી શક્યા નહીં. અને હિન્દુ-સ્તાનના બાદશાહોએ હિન્દુસ્તાનને બરબાદ થતાં બચાવી લીધો. હિન્દુસ્તાની બાદશાહોની ખાસ દૂરંદેશી અને સૂઝબૂઝ એ રહી કે તેઓ સરહદી વિસ્તારોમાં બહાદુર અને વફાદાર સરદારોની નિમણૂંક કરતા. જેથી મોગલો અને તાતારીઓ તેમની ટક્કર ઝીલી શકતા નહીં અને છેવટે મેદાન છોડીને નાસી જતા.
- દિલ્હીની ઈસ્લામી હુકૂમતની શરૂઆત તેની આસપાસના વિસ્તારોથી થઈ હતી. દરેક બાદશાહે હુકૂમતની સરહદો વિસ્તારવાની કોશિશો કરી. સુલ્તાન અલાઉદ્દીન ખિલજીની હુકૂમતના સમયમાં દિલ્હીની

સરહદો દૂર દૂર સુધી ફેલાઈ ગઈ. ટૂંકમાં હિન્દુસ્તાનને એક વિશાળ મુલ્ક બનાવીને જાહોજલાલીના દરવાજા ઉઘડી ગયા.

- રાજ્યોમાં સુખ જાળવવાની દરેક જાતની કોશિશો કરવામાં આવી. ઠેર ઠેર છાશવારે જન્મ લેતી બગાવતોને ડામી દેવામાં આવી અને થઈ શક્યું ત્યાં સુધી ખુદા તઆલાની મખ્લૂકને માટે સુખ-શાંતિનું વાતાવરણ પેદા કરવામાં આવ્યું. વળી રાજ્યમાં જીવન જરૂરિયાતની ચીઝ-વસ્તુઓની રેલમછેલ કાયમ રહે તે માટે એવા કાયદાઓ ઘડવામાં આવ્યા કે જેનાથી ગરીબમાં ગરીબ માણસ પણ લાભ ઉઠાવીને સારી રીતે જીવી શકે. એથી જ એ બાદશાહોના મરણ બાદ પણ લોકો વર્ષો સુધી એમના સારા કામોને યાદ કરતા રહ્યા અને તેમની તારીફોના ગીતો ગાતા રહ્યા.

- એ રીતે હિન્દુસ્તાન જેવા વિશાળ મુલ્ક ઉપર હુકૂમત કરવા બદલ બગદાદની અબ્બાસી હુકૂમતના હાકિમોની પ્રશંસાઓ પણ મળતી રહી. જો કે એ સમયે બગદાદમાં તાતારીઓ તેમજ તુર્કો સાથે મુસલમાનોની લડાઈઓ જોરશોરથી ચાલતી હતી. એવા સંજોગોમાં હિન્દુસ્તાનની ઈસ્લામી હુકૂમતે બગદાદની હુકૂમતની ખોટ પૂરી કરી હતી.

- હિન્દુસ્તાનની હુકૂમત તે સમયે ઈસ્લામના કાયદા-કાનૂનોનું પાલન કરનારા બાદશાહોના હાથમાં હતી. નેક દિલ અને ઈન્સાફ પસંદ બાદશાહોએ પોતાના અને પારકાઓની બાબતમાં ખૂબ જ સરખું-ન્યાયભર્યું વર્તન કર્યું. પારકાઓની સાથે પણ સમાનતાનો અને હમ-દર્દીનો વહેવાર કર્યો. ત્યાં સુધી કે એ બાદશાહોના ઈન્સાફ, રહમદિલી, સમાન વહેવાર અને હમદર્દીના અનુભવ થતાં હિંદુ બહુમતિએ પણ એમની પ્રશંસાઓ કરી અને એ રીતે એ નેકદિલ બાદશાહોએ હિન્દુઓના દિલોમાં પણ પ્રેમ અને આદરભર્યું સ્થાન જમાવ્યું.

- દરેક બાદશાહોના ખાનદાનમાંથી કેટલાક અણઘડ અને અયોગ્ય લોકો પણ ગાદીના વારસ બન્યા. એ અણઘડ હાકિમોને કારણે થોડાક સમય

માટે રાજ્યમાં અંધાધૂંધી ફેલાઈ ગઈ અને અનેક જાતના નુકસાનો પણ થયા. પણ તેમની પછી આવનાર કાબિલ અને લાયક બાદશાહોએ રાજ્યની બગડેલ હાલત સુધારી લીધી અને હુકૂમત બીજા લોકોમાં જવાથી બચી ગઈ.

- હિન્દુસ્તાનનો એ સમય અલ્લાહવાળા પાક-પવિત્ર સૂફી બુઝુર્ગોનો નૂરાની સમય હતો. સુલ્તાન અલ્તમશ અને બીજા બાદશાહો ઉપરાંત અમીર-ઉમરાવોના દિલોમાં એ ધાર્મિક વડાઓનો ખૂબ જ આદર અને અદબ હતા અને કેટલાક બાદશાહો તો તેમના શિષ્યો હતા. સુલ્તાન અલાઉદ્દીન ખિલજી જે પોતે મઝહબથી દૂર હતો અને આપ ખુદ બાદશાહ હતો, તે છતાં પણ તેણે અલ્લાહવાળા ધાર્મિક બુઝુર્ગોના આદર (માન) જાળવવાનું ખાસ ધ્યાન રાખ્યું. તેણે હઝરત ખ્વાજા નિઝામુદ્દીન (રહ.)થી મળવાની કેટલીય વાર ઈચ્છા કરી, પણ હઝરતે સાફ-સાફ સંદેશો મોકલાવી દીધો કે, ''મારા ઘરના બે દરવાજા છે. જો બાદશાહ એક દરવાજેથી દાખલ થશે, તો હું બીજા દરવાજેથી બહાર નીકળી જઈશ.'' આમ છતાં એ ક્રોધી અને જુલ્મી બાદશાહે ખોટું ન માન્યું, બલ્કે હઝરતની ઈચ્છાનું માન જાળવ્યું. અને આપનાથી મુલાકાત કરવાનો વિચાર માંડી વાળ્યો. મુલ્તાનના ધાર્મિક વડા શેખ રૂકનુદ્દીનની ખિદમતમાં તેણે કેટલાય લાખ ચલણી સિક્કાઓ મોકલાવ્યા. અલાઉદ્દીન ખિલજીનો શાહજાદો નિઝામુદ્દીન અવલિયા (રહ.)નો શિષ્ય હતો. બાદશાહોને માટે પાક-પવિત્ર ધાર્મિક બુઝુર્ગોના કદરદાન હોવું એ પણ બાદશાહોની શાન-શૌકત અને સૂઝબૂઝના પુરાવાઓ છે. મતલબ કે બાદશાહ હોવા છતાં પણ એમના દિલમાં મઝહબની અને મઝહબના વડાઓની અદબ અને કદરદાની હતા.
- ચંગેજખાનના હુમલાથી ત્રાસી જઈને તુર્કિસ્તાન, ખુરાસાન, ઈરાક, આઝર, બૈઝાન, ફારીસ, રૂમ અને શામના મુલ્કોમાંથી આલિમ સાહેબો, પાક બુઝુર્ગો, સૂફીઓ, ધાર્મિક આગેવાનો, લેખકો, શાયરો અને ઉચ્ચ જાતિના ખાનદાનોના જૂથો હિન્દુસ્તાનમાં આવતા હતા.

હિન્દુસ્તાનના બાદશાહો ખાસ કરીને ગિયાષુદ્દીન બલબન એ પાક મહેમાનોથી બહુ ખૂશ હતો અને તેમની પૂરેપૂરી કદરદાની કરતો. અલ્લાહપાકનો શુક્ર (આભાર) કરતો અને પોતાના એ મહેમાનોને માટે તે અલગ મહોલ્લાઓ વસાવતો. આમ, એ ઉચ્ચ ખાનદાનના પરિવારોથી પંદર જેટલા મહોલ્લા આબાદ થઈ ગયા હતા. એમ લાગતું હતું કે, જાણે તાતારીઓના ત્રાસથી કંટાળીને અહીં આવનારા એ નેક દિલ મહેમાનોને માટે હિન્દુસ્તાનના બાદશાહો રાહત અને આરામ બક્ષનારા સાબિત થયા હતા.

- અલ્લાહના એ નેક દિલ, પાક-સાફ બુઝુર્ગોની સોહબત અને સંગતોમાં રહેવાથી તેમજ તેમની તરફ ભારે અદબ અને માનપાન રાખવાથી કેટલાક બાદશાહોની જીંદગીમાં પણ એમની નૂરાની આદતો વણાઈ ગઈ હતી. ખુદાપાકના એ મસ્તકલંદર જેવા બંદાઓ દુનિયાની તમામ ચમક-દમકથી સાવ દૂર રહેતા હતા. તેઓ રાત-દિવસ અલ્લાહની બંદગીમાં ગુલતાન રહેતા હતા. દુનિયાની કોઈ પણ લાલચ કે સ્વાર્થ તેમના દિલોમાં હતા જ નહીં. એમની પાક-સાફ રહેણી-કરણી, સાદગી, પરહેઝગારી, ખુદાનો ડર અને દુનિયાથી સાવ બેપરવા થઈને જીવવાની આદતોને કારણે લોકોના ટોળાને ટોળા એમનાથી ખૂબ જ આદર અને મહોબ્બતનો વર્તાવ કરતા. એમની નૂરાની શીખામણોથી પોતાના જીવનને પણ નૂરાની બનાવતા. તે સમયના બાદશાહો પણ એ બુઝુર્ગોની કદરદાની કરીને એમના પવિત્ર વિચારો પોતાના જીવનમાં વણીને પોતાની જીંદગીમાં જે નેક આદતો અને ઉંચા વિચારો વણાયેલા હતા, એ નેકદિલ બુઝુર્ગોને જ પ્રતાપે હતો.

**લોકો સાથે સમાન વહેવારના દાખલા :**

મઝહબ અને નાતજાતના ભેદભાવો સૌ ઈન્સાનોની સાથે બરાબર વહેવાર કરવાના મુસ્લિમ બાદશાહોના અને ધાર્મિક બુઝુર્ગોના અનેક દાખલાઓ અને બોધવચનો બિનમુસ્લિમ ઈતિહાસકારોના લખાણોમાંથી મળી આવે છે. જે સૌ કોઈને માટે દીવાદાંડી સમાન છે.

નીચે દર્શાવેલ પત્રોના અંશો ''હિન્દુસ્તાનમાં ભૂતકાળના મુસ્લિમ હાકિમોની સમાન ભાવના''માંથી સંકલિત કરીને લેવામાં આવ્યા છે.

મહાન બુઝુર્ગ હઝરત ખ્વાજા નિઝામુદ્દીન ચિશ્તી (રહ.)નું શિક્ષણ એ હતું કે, ''ભારેમાં ભારે ગુનાહોમાંનો એક ગુનો માણસોને ઈજા પહોંચાડવી છે.'' *(બઝમે સૂફિયા : ૭૮)*

હઝરત ફરીદુદ્દીન ગંજશકર (રહ.) અલ્લાહપાકની બંદગી બાદ ફક્ત અલ્લાહપાકની મખ્લૂકની ખિદમતની જ ફિકર વધારેમાં વધારે રાખતા. કોઈ સરકારી અધિકારી લોકો ઉપર જુલ્મ કરતો જોવા મળતો, તો તેને જુલ્મી વહેવારથી અટકાવતા. બેગુનાહોને સજાથી બચાવતા. મઝહબના રીત-રીવાજોમાંથી કોઈ ગેરમાર્ગે ફંટાઈ જતો, તો તેને સાચા માર્ગની તરફ દોરી જતા. તેની આદતોને સુધારવાની કોશિશ કરતા. *(બઝમે સૂફિયા : ૧૭૦)*

હઝરત ખ્વાજા નિઝામુદ્દીન અવલિયા (રહ.) અલ્લાહપાકની મખ્લૂક સાથે વેરભાવ રાખવાને ધર્મ વિરૂદ્ધ બાબત માનતા. *(બઝમે સૂફિયા : ૨૮૮)* તેઓ ફરમાવે છે કે, કયામતના મેદાનમાં કોઈ વસ્તુની કિંમત એટલી નહીં હોય, જેટલી દિલાવરી અને લોકોને ખુશ કરવાની નેક આદતોની હશે. *(સિયરૂલ અવલિયા : ૨૮)*

ખ્વાજા નિઝામુદ્દીન અવલિયા (રહ.)ના ગુરૂ ખ્વાજા ફરીદુદ્દીન ગંજશકર (રહ.)એ એમને પોતાને ત્યાંથી વિદાય કરીને દિલ્હી મોકલ્યા તો ફરમાવ્યું કે, તમે એક ઘટાદાર વૃક્ષ છો, જેની છાયામાં અલ્લાહપાકની મખ્લૂક આરામ મેળવશે. અલ્લાહના પાક બંદાઓની હંમેશા એ જ કોશિશો રહી કે તેઓ પોતાની પનાહ આપતા રહે. *(સિયરૂલ અવલિયા : ૨૮)*

હઝરત શરફુદ્દીન યાહ્યા મુનીરી (રહ.)નું શિક્ષણ એવું હતું કે, બાદશાહને માટે નફિલ નમાઝ (ફર્ઝ નહીં) અને નફિલ રોઝાથી વધારે એ જરૂરી છે કે, તે ભૂખ્યાઓને પેટ ભરીને જમાડે, જાતજાતનાં કપડાં લોકોના શરીરે ઢાંકે, ભાંગી પડેલા દિલોમાં હિંમત સીંચે, જરૂરતમંદોની મદદ ફરમાવે. આપનું પવિત્ર ફરમાન હતું કે, અલ્લાહપાકની નજીક પહોંચવાના

અનેક માર્ગો છે, પણ તેમાં સૌથી સરળ અને નજીકનો માર્ગ લોકોના દિલોને રાહત પહોંચાડવાનો છે. *(મક્તૂબાતે સેહસદી : ૪૮૯)*

હઝરત અશરફ જહાંગીર સમનાની (રહ.)નું શિક્ષણ એ હતું કે, રૈયત (પ્રજા) ઉપર ઝુલ્મ કરવાથી હુકૂમત અને બાદશાહતને નુકસાન પહોંચે છે. *(લતાઈફે અશરફી : ૧૬૭/૧૬૮)*

આપની એવી તાકીદ હતી કે, લોકોની દેખભાળમાં રાજ્યની સલામતી અને આબાદી છૂપાયેલી છે. હઝરત ખ્વાજા મુહમ્મદ ગય્સૂદરાઝ (રહ.)એ ગુલબર્ગાના સુલ્તાન અહમદ બહમનીને એવી તાકીદ ફરમાવી હતી કે, ફકીરો, લાચારો, અનાથો, નિરાધારો, લૂલાં-લંગડા અને વિધવા સ્ત્રીઓની પૂરેપૂરી સાર-સંભાળ રાખે, તેમના આંસુઓ લૂંછવાથી મોટું કોઈ નેક કામ નથી. *(ખાત્મા : ૧૮૭/૧૯૦)*

હિન્દુસ્તાન ઉપર હુકૂમત કરનાર મુસલમાન હાકેમોની સૌથી મોટી ખૂબી એ છે કે, તેઓ અદલ અને ઈન્સાફ ઉપર ખાસ ધ્યાન આપતા હતા. તેઓ શરાબી હોવાના કે નાના-નાના ગુનાહોમાં ફસાયેલા હોવાના આરોપને કોઈ પણ રીતે સહન ન કરતા. ફખમદબરનું કહેવું છે કે, "બાદશાહ કુત્બુદ્દીન અયબક ઈન્સાફની બાબતમાં હઝરત ઉમર (રદી.)ના પગલે ચાલતો હતો."

બાદશાહ અલ્તમશે એલાન કરી રાખ્યું હતું કે, જે કોઈ પણ માણસ ઉપર જુલ્મ થાય, તે બાદશાહના મહેલમાં રાખેલ ઈન્સાફની સાંકળને હલાવે. જેથી બાદશાહ તેને પૂરેપૂરો ન્યાય આપી શકે. નહીંતર કયામતના દિવસે એની ફરિયાદનો બોજ ઉપાડવાની તાકાત તેનામાં (બાદશાહમાં) નહીં હોય. *(ફવાઈદુલ સાલિકીન : ૨૯)*

બાદશાહ ગિયાસુદ્દીન બલબન વિશે ઈતિહાસકાર ઝિયાઉદ્દીન બરનીએ લખ્યું છે કે, "તે ઈન્સાફ આપવાની બાબતમાં ભાઈઓ, દીકરાઓ અને સગા-સબંધીઓની જરા પણ આમન્યા જાળવતો નહીં. જ્યાં સુધી જુલ્મનો ભોગ બનેલાને પૂરેપૂરો સંતોષ ન થઈ જાય અને તેના દિલને પૂરેપૂરી રાહત

ન થઈ જાય ત્યાં સુધી. તેના અદલ ઈન્સાફના અનેક કિસ્સાઓ જાણીતા છે. 'તવારીખે મુબારકશાહી' અને 'તારીખે મુલ્લા અબ્દુલ કાદર બદાયુની' બંનેમાં લખ્યું છે કે, "સુલતાના મુહમ્મદ તઘલખે પોતાના મહેલમાં ચાર મુફતી સાહેબો નિયુક્ત કરી રાખ્યા હતા. જ્યારે કોઈ ફરિયાદી આવતો, સુલતાન એ મુફતી સાહેબોની સલાહ લેતો અને તેઓને ખાસ તાકીદ ફરમાવવામાં આવી હતી કે, કોઈ નિર્દોષ માણસની તમારી સલાહ મુજબ કતલ કરવામાં આવશે તો તેના ખૂનનો બદલો પણ તમારી ગરદનો ઉડાવીને જ લેવામાં આવશે." *(તારીખે મુબારકશાહી : ૧૧૫, મુન્તખબ તારીખ : ૨૩૯)*

દેખીતું છે કે, અલ્લાહ તઆલાની મખ્લૂકની ખિદમત કરવી, લોકોના દિલોને રાહત પહોંચાડવી અને રૈયત ઉપર જુલમ કરવાથી બચવું તેમજ ભૂખ્યા, નાગા અને જરૂરતમંદોની મદદ કરવામાં હિંદુ-મુસ્લિમ બધી જ જાતના લોકો સામેલ હોય છે. અને ઈન્સાફ આપવાની બાબતમાં નાત-જાત કે ધર્મના કોઈ ભેદભાવ હોતા નથી.

હઝરત શરફુદીન યહ્યા મુનીરી (રહ.)એ સુલતાન ફિરોઝશાહ તઘલખને પયગમ્બરે ઈસ્લામ (સલ.)એ કોલ (વચન)નું વિગતવાર વર્ણન કરીને મોકલ્યું. જેમાં અબૂ જહલની સરખામણીમાં આપ (સલ.)ને એક ઈસાઈ (ખ્રિસ્તી)ની તરફદારી ફરમાવી હતી.

અબૂ જહલે એક ઈસાઈનો માલ પડાવી લીધો હતો. તે ઈસાઈએ આપ (સલ.) પાસે આવીને એવા એવા સમયે ફરિયાદ કરી કે જ્યારે આપ બપોરના સમયે સખત ગરમીમાં આરામ ફરમાવી રહ્યા હતા. આમ છતાં આપ (સલ.) તરત ઉઠીને એ ઈસાઈની સાથે અબૂ જહલના મકાન ઉપર તશરીફ લઈ ગયા. તેનો દરવાજો ખટખટાવ્યો. અબૂ જહલને ગુસ્સો આવ્યો છતાં પણ આપ (સલ.) ત્યાં સુધી તેના દરવાજેથી ખસ્યા નહીં, જ્યાં સુધી કે અબૂ જહલે પેલા ઈસાઈને એનો તમામ માલસામાન પાછો ન આપી દીધો.

ઈસાઈને એક થેલા મળ્યો નહીં, તો અબૂ જહલે તેને તેનાથી પણ સારો લાવીને આપ્યો. આપ (સલ.)એ ઈસાઈને પૂછ્યું કે, "આ થેલો

સારો છે કે તારો થેલો સારો હતો ?'' ઈસાઈએ જવાબ આપ્યો કે, આ સારો છે. આપ (સલ.)એ ફરમાવ્યું કે, ''જો તું કહેતે કે પેલો થેલો સારો હતો, તો હું ત્યાં સુધી અહીંથી પાછો જતે નહીં, જ્યાં સુધી કે હું તેની પૂરેપૂરી કિંમત લઈને તને આપી નહીં દેત.'' *(મકતૂબાતે સેહસહી : ૪૯૨/૪૯૩)*

ઉપરોક્ત હદીષમાં એ વાતની ખાસ તાકીદ સમાયેલી છે કે, ઈસ્લામમાં ન્યાય આપવાની બાબતમાં મુસ્લિમ કે બિનમુસ્લિમ ભેદભાવ ન હોવો જોઈએ. જેની ઉપર જુલ્મ ગુજારવામાં આવ્યો હોય, તે કોઈ પણ ધર્મ કે જાતિનો હોય, તેને પૂરેપૂરો ન્યાય અને સંતોષ મળવો જોઈએ.

હઝરત શરફુદીન યહ્યા મુનીરીએ સુલ્તાન ફિરોઝશાહ તઘલખને આપ (સલ.)ની હદીષ (કોલ) પણ લખીને મોકલી હતી કે, ''જ્યારે કોઈ માણસ જેની ઉપર જુલ્મ થતો હોય એવા માણસને જુએ અને તે દુ:ખી માણસ તેને ફરિયાદ કરે છતાં એ તેની ફરિયાદ તરફ ધ્યાન આપે નહીં, તો એ ફરિયાદ ન સાંભળનારને તેની કબરમાં આગના સો કોરડા મારવામાં આવશે.'' પયગમ્બરે ઈસ્લામ (સલ.)એ ફરમાવ્યું છે કે, ''ઈન્સાફની એક પળ સાઈઠ વરસોની બંદગી કરતાં બહેતર છે.'' હઝરત સરફુદીન યહ્યા મુનીરી (રહ.)ને એક વાતની હંમેશા ખૂશી રહેતી કે, સુલ્તાન ફિરોઝશાહની હસ્તી મજલૂમો અને દુખિયારાઓ તેમજ ન્યાય ચાહનારાઓ માટે આસરાની જગ્યા છે.

## દિલોને જીતવાનો હુનર :

તમામ ધાર્મિક પાક બુઝુર્ગો મુસલમાન બાદશાહોને સાચા ઈન્સાફ માટે હંમેશા તાકીદ ફરમાવતા હતા અને તેઓ પોતે પણ અહીંના બિન-મુસ્લિમો સાથે માનવતાભર્યો વહેવાર કરતા. એનું પરિણામ એ આવ્યું કે, એમની પવિત્રતા અને રહેણી-કરણીથી આકર્ષાઈને બિનમુસ્લિમો પણ ઈસ્લામમાં ખૂશી ખૂશી દાખલ થવા લાગ્યા. જેની એક અલગ કહાણી છે. પણ એ એક સાચી હકીકત છે કે, જ્યારે બાદશાહો પોતાના રાજ્યનો વિસ્તાર વધારવા માટે એક જગ્યાએથી બીજી જગ્યાએ લડાઈઓ લડવામાં મશગૂલ હતા અને ફતેહો મેળવવામાં ખોવાયેલ હતા, તેવા સમયમાં સાવ

સાદગીભર્યું જીવન જીવનારા અને કંતાનો ઉપર બેસીને રાત-દિન વિતાવનારા અલ્લાહપાકના એ નેકદિલ બંદાઓ માણસોના દિલોને જીતવામાં મશ્ગૂલ હતા અને દિલોને જીતવાની એ પવિત્ર કામગીરી એ બુઝુર્ગોની ખુદાની બંદગી, એમની માણસાઈ, એમની નૂરાની આદતો, નમ્રતા અને ખુદાની મખ્લૂક સાથેના મહોબ્બતભર્યા વહેવારને કારણે થતી હતી. જો એ બુઝુર્ગોની એ પવિત્ર મહેનતોને એ સમયના કલમકારો પૂરેપૂરી ઈમાનદારીથી એમના લખાણોમાં વણી લેતા તો હિન્દુસ્તાનમાં ઈસ્લામનો ઈતિહાસ કંઈક જુદો જ હોત.

હિંદુઓમાં નાત-જાત અને ધર્મના જે ભયંકર ભેદભાવો હતા, એનાથી એમનો મોટાભાગનો સમાજ એટલી હદે ત્રાસેલો હતો કે, જ્યારે એમની સામે અલ્લાહપાકના એ નેક બંદાઓએ ઈન્સાન બિરાદરી, ભાઈચારો, સમાનતા અને સુમેળનો ઈસ્લામનો નમૂનો પેશ કર્યો, તો છૂતછાતો અને ઉંચનીચના ભેદભાવથી ત્રાસેલા એ હિંદુઓ ઈસ્લામના સદ્‌ભાવ, સમાનતા અને ભાઈચારાની છત્રછાયામાં આપોઆપ આવવા લાગ્યા.

## ભારતીય ઉપખંડમાં મુસ્લિમ શાસનના સ્થાપકો (ગુલામવંશ)

ભારતીય ઉપખંડ ઉપર રાજ કરનાર ગુલામવંશના રાજાઓનો થોડો ચિતાર રજુ કરૂં છું, જેનાથી ખ્યાલ આવે કે ભારત જેવા વર્ણભેદવાળા બ્રાહ્મણવાદી દેશ ઉપર મુસ્લિમોએ સર્વપ્રથમ એક ગુલામને રાજા તરીકે નિયુક્ત કર્યો અને તેણે કુતુબમિનારની ઈમારત ઉપર એક આયત **"લા ઈકરાહ ફિદ્દીન"** અર્થાત્ ધર્મમાં કોઈ બળજબરી નથી. લખી પોતાની કરણી અને કથનીમાં કોઈ પણ જાતનો ફેરફાર કર્યા વગર સમગ્ર ભારતવાસીઓને એક તાંતણે બાંધી મોંગોલો જેવી બરબર, ક્રૂર અને ઘાટકી કૌમથી ભારતને બચાવ્યું તથા પ્રજાલક્ષી કામો કરી દેશને એવી શાંતિ અને સમૃદ્ધિ અર્પણ કરી કે તે સમયના એક હિન્દુ વિદ્વાન પંડિત યોગેશ્વરે આ પ્રમાણે લખવા મજબૂર થવું પડ્યું કે, બંગાળથી ગઝની સુધી અને દક્ષિણમાં

રામેશ્વર સુધી દરેક જગ્યાએ હરિયાળી છે. દરેક વ્યક્તિ શાંતિ અને રાહતથી જીવે છે. જ્યારથી આ બાદશાહે (બલ્બન) જગતનો બોજ પોતાના સિરે લીધો છે, ત્યારથી ધરતીને સહારો આપનાર શીશનાગ ધરતીના બોજથી મુક્ત થઈ ગયા છે. અને વિષ્ણુ ભગવાન રક્ષાનો ખ્યાલ છોડીને શાંતિથી દોદાના સમુદ્રમાં આરામ કરે છે.

*(દિલ્હી પુરાતત્વ ખાતાના અજાયબી ઘરમાં મૌજૂદ સંસ્કૃત શિલાલેખનો ભાવાર્થ)*

ઈસ્લામી ઈતિહાસની આ બહુ મોટી વિશેષતા છે કે, મુસ્લિમોએ જેવો સદ્‌વર્તાવ ગુલામો સાથે કર્યો, બીજી કોઈ કૌમે આવો વર્તાવ કર્યો નથી. ઈતિહાસની જો વાત કરવામાં આવે તો પ્રાચીનકાળ અર્થાત્ રોમનકાળમાં ક્યાંય તેનું ઉદાહરણ નથી મળતું. તેમજ અર્વાચીન અર્થાત્ પાછલી સદી સુધી પશ્ચિમી દેશોમાં પણ તેના દૃષ્ટાંત નથી મળતા. બલ્કે ઈસ્લામ સિવાય બધા ધર્મોનો દૃષ્ટિકોણ લગભગ એવો હતો, જાણે કે ગુલામો માનવી જ નથી. તેઓને જાનવરોથી પણ તુચ્છ નજરે જોવામાં આવતા હતા. તેનાથી વિપરિત ઈસ્લામનો એ દૃષ્ટિકોણ કે ''ગુલામ સાથે સારો વર્તાવ કરવામાં આવે અને તેઓને સમાજની દરેક પ્રકારની સગવડો ઉપલબ્ધ કરાવવામાં આવે'' ગુલામોની પ્રગતિમાં ઘણો સહાયક પુરવાર થયો. આ જ કારણ છે કે, મુસ્લિમ ગુલામોએ વિશ્વના વિવિધ પ્રદેશો પર સફળતાપૂર્વક શાસન કર્યું અને ધર્મ ક્ષેત્રે પણ કેટલાક ગુલામોને અગ્રણી હેસિયતથી સ્વીકારવામાં આવ્યા.

જે કાળમાં ઈજીપ્ત તથા સિરિયામાં ગુલામોના શાસન સ્થપાયા તેનાથી લગભગ ૫૦ વર્ષ અગાઉ ભારતમાં ગુલામોનું શાસન સ્થપાય ચૂક્યું હતું. અને તે શાસનના સ્થાપક શિહાબુદીન ઘોરીના એક ગુલામ કુત્બુદીન ઐબક હતા. કુત્બુદીન ઐબક પણ યોગાનુયોગે મિસ્રી ગુલામોની જેમ તુર્ક વંશ સાથે સબંધ ધરાવતા હતા. મિસ્ર (ઈજીપ્ત)ના ગુલામ શાસકો અને ભારતીય ઉપખંડના ગુલામ શાસકો વચ્ચે કેટલીય બાબતોમાં દિલચસ્પ સામ્યતા જોવા મળે છે. દા.ત. મિસ્રી ગુલામ શાસકો અને ભારતના ગુલામ રાજાઓનો સબંધ તુર્કવંશ સાથે હતો. બન્નેના સંસ્થાપકોના નામ ઐબક હતા. બન્ને સામ્રાજ્યોમાં એક એક સ્ત્રીએ શાસનની બાગડોર સંભાળી હતી. મિસ્રમાં

શજરતુદુર્ર અને ભારતીય ઉપખંડમાં રઝિય્યા સુલ્તાના.

કુત્બુદ્દીન ઐબકે ૧૨૦૬ થી ૧૨૧૦ સુધી ભારતમાં ઘણી શાનશૌકત સાથે શાસન કર્યું. ઐબક એક તુર્ક ગુલામ હતા અને ઈરાનના વિખ્યાત શહેર નીશાપુરમાં તેમણે શિક્ષણ તથા સંસ્કાર મેળવ્યા હતા. પ્રાચીનકાળની જેમ તે વખતે ગુલામોની લે-વેચનો સિલસિલો જારી હતો. એટલે એક વખત શિહાબુદ્દીન ઘોરીએ કેટલાક ગુલામો ખરીદયા, પરંતુ કુત્બુદ્દીન ઐબકને નહીં ખરીદયા. કારણ કે ઐબક દેખાવે કુરૂપ હતા. એટલે ઐબકે શિહાબુદ્દીન ઘોરીથી વિનંતી કરી કે, "બધા ગુલામોને તમે તમારા માટે ખરીદયા, પરંતુ મને ખુદા ખાતર ખરીદી લો." શિહાબુદ્દીન ઘોરી આ વાત સાંભળી બહુ ખુશ થઈ ગયા અને તેમને પણ ખરીદી લીધા.

ઐબક પોતાની ખુદાદાદ ક્ષમતા તથા બુધ્ધિના કારણે બહુ જલ્દી સફળતાના ઉચ્ચ શિખરો પર બિરાજમાન થઈ ગયા. ખુરાસાનમાં જ્યારે ખ્વારઝમ શાહ સાથે શિહાબુદ્દીન ઘોરીનું યુદ્ધ થયું, તો ઐબકે બહુ બહાદુરીનું પ્રદર્શન કર્યું. એ જ કારણે શિહાબુદ્દીન તેમનાથી બહુ પ્રેમ કરતા હતા. તે ભારતના યુદ્ધોમાં પણ શિહાબુદ્દીનની સાથોસાથ હતા. દિલ્હીથી બનારસ સુધીના વિસ્તારો ઐબકે જ જીત્યા હતા. ૧૧૯૨ ઈ.સ.માં શિહાબુદ્દીને ઐબકની કાબેલિયતના લીધે તેમને ભારત ખાતે પોતાના નાયબ તરીકે નીમ્યા. ઐબક શિહાબુદ્દીન ઘોરીના ઈન્તેકાલ (અવસાન) પછી ૧૨૦૬માં એક સ્વતંત્ર શાસક તરીકે રાજસિંહાસને બિરાજમાન થયા અને તેમનું પાટનગર લાહોર નક્કી થયું.

કુત્બુદ્દીન ઐબકે બાદશાહની હૈસિયતથી માત્ર ચાર વર્ષ શાસન કર્યું. તેમજ શિહાબુદ્દીનના શાસનકાળમાં લગભગ ૧૪ વર્ષ સુધી સૂબેદારના (ભારત ખાતેના સૌથી ઉંચા) હોદ્દે બિરાજમાન રહ્યા હતા. તે વખતે તેમનું પાટનગર દિલ્હી હતું.

ઐબક એક ન્યાયી તથા સખી બાદશાહ હતા. તેમની સખાવતના કારણે પ્રજા તેમને "લખબખ્શ" કહ્યા કરતી હતી. આ જ તે બાદશાહ છે, જેમણે

દિલ્હીના મહરોલી વિસ્તારમાં એક મસ્જિદ બંધાવી. જેનું નામ "કુવ્વતુલ ઈસ્લામ" રાખવામાં આવ્યું. કુતુબ મિનાર તે જ મસ્જિદનો મિનારો છે. આજે પણ તે મસ્જિદના અવશેષો મૌજૂદ છે. અને કુતુબ મિનાર તેના બાંધકામ વખતે વિશ્વની સૌથી ઉંચી ઈમારત સમજવામાં આવતી હતી. તે મિનારાનું બાંધકામ કુત્બુદ્દીન ઐબકે ૧૧૯૯ ઈ.સ.માં શરૂ કર્યું હતું. પરંતુ તેની પૂર્ણાહુતિ તેમના અનુગામી સુલ્તાન અલ્તમશે કરી હતી. અને તેનું નામ કુતુબ મિનાર રાખવામાં આવ્યું. તેની ઉંચાઈ ૨૩૮ ફુટ છે અને તેને મુસ્લિમ સ્થાપત્યકળાના સર્વોચ્ચ નમુનાઓમાં ગણવામાં આવે છે.

કુત્બુદ્દીન ઐબકની વફાત પછી અલ્તમશ (૧૨૧૧-૧૨૩૬) તખ્ત પર બિરાજમાન થયા. તેમણે લગભગ ૨૬ વર્ષ સુધી દબદબાભેર તથા શાંતિપૂર્વક રાજ કર્યું. કુત્બુદ્દીન ઐબકે ભારત-પાક ખાતે મુસ્લિમ શાસનનો પાયો નાંખી દીધો હતો, પરંતુ તેને વધારે સુદઢ બનાવનાર અલ્તમશ છે.

તેનું એક કારણ તો એ છે કે, કુત્બુદ્દીન માત્ર ચાર વર્ષ સુધી રાજાપદે રહ્યા. ત્યાર પછી તેમની વફાત થઈ ગઈ. અને કોઈ પણ વસ્તુને દઢતા અર્પવા માટે થોડોક સમય જોઈએ છે અને તે સમય અલ્તમશને મળ્યો.

અલ્તમશે પોતાના નેતૃત્વમાં દક્ષિણમાં ભસ્પલા તથા ઉજ્જૈનને પણ જીતી લીધા અને સામ્રાજ્યને વિસ્તાર્યું. અલ્તમશનો કાળ તે જ કાળ છે, જ્યારે આદિવાસી મંગોલ ચંગેઝખાને ઈરાન તથા મધ્ય એશિયા પર આક્રમણ કર્યું અને તે વિસ્તારોને મંગોલોએ બરબાદ કરી નાંખ્યા. પરંતુ ચંગેઝખાન સિંધુ નદી પાર કરી ભારત-પાક પર આક્રમણ કરવાની હિંમત કરી ન શક્યો. કારણ કે અહીં એક સશક્ત રાજા અલ્તમશ મૌજુદ હતા. જેમણે પોતાના શાસનને બહુ મજબૂત બનાવી લીધું હતું.

અલ્તમશ પણ કુત્બુદ્દીન ઐબકની જેમ નેકદિલ તથા ન્યાયપ્રિય બાદશાહ હતા. તેમણે અત્યાચાર પીડિતોને એ સૂચના આપી હતી કે, તેઓ પીળા રંગના વસ્ત્રો ધારણ કરે, જેથી બાદશાહ જોતાં જ ઓળખી જાય કે આ પીડિત છે. અને તેને તત્કાલ ન્યાય અપાવવામાં આવે. તદુપરાંત તેમણે

પોતાના મહેલના દરવાજાઓ પર ઘંટડીઓ લગાવી રાખી હતી. જેની ઉપર અત્યાચાર થતો, તે પેલી ઘંટડી વગાડતો અને અલ્તમશ તરત તેની ફરિયાદ સાંભળી ન્યાય તોળતા. અલ્તમશ ભાષા-સાહિત્યમાં પણ રસ ધરાવતા હતા. તેમણે બહુ વિશાળ હૃદયથી ભાષા-સાહિત્યને છત્રછાયા પૂરી પાડી અને વિદ્વાનો, સાહિત્યકારો અને કલાકારોને ભેટ-સોગાદ આપતા. આ જ કારણ છે કે, તેમના કાળમાં રાજ્ય બહારના કેટલાક વિસ્તારોમાંથી પણ વિદ્વાનો-કલાકારો આવીને તેમના દરબાર સાથે જોડાય ગયા. ૧૨૩૬ ઈ.સ.માં અલ્તમશ ફાની દુન્યા છોડી ચાલ્યા ગયા.

અલ્તમશની વફાત પછી તેમની પુત્રી રઝિય્યા સુલ્તાનાએ કુલ ત્રણ વર્ષ સરકાર ચલાવી. અલ્તમશના ૧૯ પુત્રો હતા. પરંતુ રઝિય્યા સુલ્તાના તેમની લાડલી પુત્રી હતી. તે ઘણી વખત કહ્યા કરતા હતા કે, "મરદ (બહાદુર) તો માત્ર રઝિય્યા છે." આ જ કારણે અલ્તમશે પોતાની વફાત પૂર્વે રઝિય્યાને રાજકુંવરી તરીકે ઘોષિત કરી દીધી હતી. ઈસ્લામી ઈતિહાસમાં આ પહેલી ઘટના હતી કે, કોઈ સ્ત્રી સ્વતંત્ર રાણી તરીકે નીમાઈ હોય. જો કે ત્યાર પછી શજરતુદુર્રે મિસ્રમાં આઠ મહિના સુધી શાસન કર્યું.

એ વાતમાં શંકાને કોઈ સ્થાન નથી કે, રઝિય્યા સુલ્તાના એક બહાદુર બાપની બહાદુર પુત્રી હતી, પરંતુ ઈસ્લામે સ્ત્રીઓનું કાર્યક્ષેત્ર જુદું રાખ્યું છે. અર્થાત્ ઘરનું શાસન સ્ત્રીઓના શિરે અને બહારનું શાસન પુરૂષોને ખભે છે. એટલે સરકારી અધિકારીઓએ તેમની સરકારને પસંદ ન કરી અને તેમની વિરૂદ્ધ મોરચો મંડાયો. અંતે પોતાના જ ભાઈઓથી યુદ્ધ કરતાં ૧૨૪૦ ઈ.સ.માં તે મૃત્યુ પામી.

રઝિય્યાની વફાત પછી કેટલાક વર્ષો સુધી ભારતીય ઉપખંડમાં ઉથલ-પાથલ મચેલી રહી અને તે દરમિયાન અલ્તમશના બે પુત્રો બહેરામ અને મસ્ઉદ એક પછી એક રાજસિંહાસને બિરાજમાન થયા. ત્યાર પછી સરકારી અધિકારીઓએ સર્વાનુમતે અલ્તમશના ત્રીજા પુત્ર નાસિરૂદ્દીન મહમૂદને ઈ.સ. ૧૨૪૬માં પોતાના રાજા તરીકે સ્વીકારી લીધા.

નાસિરૂદ્દીન મહમૂદ અત્યંત શરીફ અને નેક બાદશાહ હતા. બયતુલ - માલ (રાજકોષ)ના ખઝાનાને પ્રજાજનોની અમાનત સમજતા હતા. એટલે સરકારી ખજાનાનો એક રૂપિયો પણ પોતાના માટે ખર્ચ કરતા ન હતા. અને કુર્આને કરીમ લખીને (લહિયાગીરી કરીને) તેની મજૂરી પેટે મળેલી રકમથી પોતાની જરૂરિયાત પૂરી કરતા હતા. તે સૂફી ગુણો ધરાવતા, રાત્રે ઈબાદતમાં લીન રહેતા રાજા હતા. અને સામ્રાજ્યને પોતાના માટે બોજારૂપ સમજતા હતા. પોતાની સજ્જનતાના કારણે તેઓ ઈચ્છતા હતા કે, સરકાર સારી રીતે ચાલે. એટલે તેમણે અલ્તમશના એક ગુલામ ગયાષુદીન બલ્બનને પોતાની સરકારમાં વડાપ્રધાન નિયુક્ત કરી સરકાર ચલાવવાની પૂરી સત્તા આપી દીધી અને પોતે અલ્લાહપાકની ઈબાદતમાં પોતાનો સઘળો સમય પસાર કરતા રહ્યા. નાસિરૂદ્દીન મહમૂદે બલ્બનને તાકીદપૂર્વક કહ્યું હતું કે, "તમે કોઈ એવું કાર્ય ન કરતા જેનાથી મારૂં ખુદાપાક સામે અપમાન થાય."

ગયાષુદ્દીન બલ્બન, જેઓ વડાપ્રધાનપદ મેળવ્યા પહેલાં પંજાબના સૂબેદાર રહી ચૂક્યા હતા. સરકાર ચલાવવાના બધા ગુણો તેમની અંદર પૂર્ણપણે મૌજૂદ હતા. આ જ કારણ છે કે, નાસિરૂદ્દીનના કાળમાં તેમણે વીસ વર્ષ સુધી વડાપ્રધાનનું પદ શોભાવ્યું અને નાસિરૂદ્દીન મહમૂદના ઈન્તેકાલ પછી અધિકારીઓએ તેમને રાજા તરીકે સ્વીકારી લીધા. રાજા બન્યા પછી બલ્બને બીજા ૨૦ વર્ષ સુધી શાસનધુરા સંભાળી. અર્થાત્ કુલ મળી તેમણે ૪૦ વર્ષ સુધી શાસન કર્યું અને પોતાના કબ્જા હેઠળના વિસ્તારોમાં શાંતિ સ્થપાયેલી રાખી.

બલ્બન ઈજીપ્તના ગુલામવંશના રાજા બેબરસ અને મોરક્કોના રાજા યઅકૂબ મરીનીના સમકાલીન હતા. આ ત્રણેય શાસકોને તે કાળની દુન્યાના સૌથી મોટા શાસકો ગણવામાં આવે છે. વાસ્તવમાં બલ્બન ગુલામવંશના સૌથી વિખ્યાત તથા મહાન શાસક હતા. તેઓ તહજ્જુદની નમાઝ સુદ્ધાંને કસમયે પઢવાને (કઝા કરવાને) પસંદ કરતા ન હતા. તેઓ આલિમો અને નેક લોકોની સોહબતમાં રહેવા લાગ્યા.

બલ્બનના શાસનકાળમાં ઈરાન અને તેની સાથે સંલગ્ન વિસ્તારોમાં મોંગોલોનો પ્રભાવ વધતો ગયો. મોંગોલોએ કેટલીય વખતે ભારત-પાક પર હુમલા કર્યા, પરંતુ બલ્બન અને તેમના પુત્ર મુહમ્મદ સુલ્તાન અને મુલ્તાનના ગવર્નર શેરખાને તે આક્રમણોને ખાળવામાં બહુ નામ મેળવ્યું.

એક બાજુ મિસ્રના ગુલામવંશના રાજાઓએ મોંગોલોથી મિસ્રને બરબાદ થતાં બચાવી લીધું, તો બીજી બાજુ દિલ્હીના ગુલામવંશના રાજા-ઓએ ભારતીય ઉપખંડને મોંગોલો તરફથી થતી સંભવિત બરબાદીથી બચાવી લીધું અને તેનો શ્રેય ખાસ કરીને બલ્બનને જાય છે.

બલ્બનકાળમાં દિલ્હીમાં તે નિરાશ્રિતોની સંખ્યા હજારોમાં હતી, જે મુસ્લિમ દેશોથી મોંગોલોના હુમલા પછી ચાલ્યા આવ્યા હતા. તેઓમાં પંદર (૧૫) તો રાજાઓ અને રાજકુંવરોએ આશ્રય લીધો હતો.

બલ્બન એક પ્રજાપ્રેમી અને ન્યાયી રાજા હતા. તેમના કાર્યકાળ દરમિયાન ઘણી જ શાંતિ હતી. અને તે અત્યાચારીઓ સામે સખત પગલાં લેતા હતા. આ જ કારણ હતું કે, કોઈ સરકારી હોદેદાર ભયના માર્યા પ્રજાજનો પર જુલમ કરતો ન હતો.

એક વખત બદાયુના ગવર્નરે એક નોકરને કોઈ પણ ગુના વગર મારી નાંખ્યો. મરનારની પત્નીએ રાજાને આ ઘટનાની જાણ કરી. રાજાએ પેલા ગવર્નરને બોલાવી દંડપેટે મારી નાંખ્યો અને તેની લાશને બદાયુના કોટના દરવાજે લટકાવી દીધી. જેથી લોકો તેનાથી બોધ ગ્રહણ કરે. આવી જ રીતે હેબતખાન જે બલ્બનનો બહુ સારો મિત્ર હતો, તેણે એક ગરીબ માણસને મારી નાંખ્યો. બલ્બનને જ્યારે આની જાણ થઈ, તો તેણે હેબતખાનને બોલાવી પાંચસો કોરડાઓ વીંઝયા અને પછી મૃતકના વારસોના સુપરદ કરી દીધો કે તેના ભાનમાં આવ્યા પછી જેવી રીતે ચાહો તેવી રીતે બદલા રૂપે મારી નાંખો. અંતે હેબતખાનના ઘરવાળાઓએ મૃતકની પત્નીને માલ વડે દંડ આપી તેની જાન બચાવી. આ કડકાઈનું પરિણામ એ આવ્યું કે, ઉંચામાં ઉંચો સરકારી અધિકારી પ્રજા પર અત્યાચાર કરતો ન હતો.

તેઓ શરીઅતની સર્વોપરિતાને માનનારા હતા અને પ્રજાની ખૂશી તથા વિશ્વાસ પ્રાપ્ત કરવો તેમના મતે બહુ જરૂરી હતું. તે ઈચ્છતા તો પોતાના સામ્રાજ્યને હજુ વિસ્તારી શક્યા હોત, પરંતુ તેમનું માનવું હતું કે, "બીજાના દેશ પર કબ્જો કરવા કરતાં સારૂં એ છે કે, પોતાના જ દેશને મજબૂત બનાવવામાં આવે અને શાસનના કર્તવ્યોને સારી પેઠે અદા કરવામાં આવે." તેમણે સરકારી અધિકારીઓમાં ફેલાયેલી બદીઓ ભ્રષ્ટાચાર, શરાબ, જુગાર ઉપર સખત પાબંદી લાદી દીધી. એકંદરે બલ્બન એક નેક, બહાદુર, ન્યાયી અને સખી રાજા હતા. બલ્બને ૨૦ વર્ષ શાસન કર્યું અને પછી ૧૨૮૬માં વફાત પામ્યા.

બલ્બનની વફાત પછી તેમનો પુત્ર મુઈઝુદ્દીન કયકબાદ જે માત્ર ૧૭ વર્ષનો હતો, દિલ્હીના તખ્ત પર બિરાજમાન થયો. પરંતુ કયકબાદ પોતાના પિતાના પદચિહ્નો પર ચાલી ન શક્યો. તે બહુ જલ્દી અય્યાશ બની ગયો. જ્યારે દેશની સ્થિતિ બગડવા લાગી તો પંજાબના ગવર્નર જલાલુદ્દીન ફિરોજ ખીલજીએ ૧૨૯૦માં દિલ્હીના તખ્ત પર કબ્જો કરી લીધો અને ખીલજી પરિવારના શાસનનો પાયો નાંખ્યો. અને ભારતીય ઉપખંડમાંથી ગુલામ વંશનું શાસન ખત્મ થઈ ગયું. કુલ મળીને ગુલામવંશના રાજાઓએ ૮૪ વર્ષ દિલ્હી પર શાસન કર્યું.



# ❃ મોગલકાળની સિધ્ધિઓ ❃

તમામ મોગલ બાદશાહો મહેફિલો અને યુદ્ધના મેદાનો બંનેમાં બાહોશી બતાવનાર મર્દો હતા. તેઓ જે દરજ્જાના વિજેતાઓ અને પ્રદેશો ઉપર કબ્જો કરનારા હતા, એટલા જ દરજ્જાના શિક્ષણ, સાહિત્ય, હુન્નર અને કલાઓમાં પણ રસ ધરાવનારા અને તેમનો વિકાસ કરનારા હતા. તેઓ તુર્કી તેમજ ફારસી બંને ભાષાઓ ઉપર કાબૂ ધરાવતા હતા. તેમના છેલ્લા દૌરના બાદશાહો તો ઉર્દૂમાં પણ શાયરી અને સાહિત્ય ઉપર ખૂબ બુલંદ પ્રકારની રસ-રુચિ ધરાવતા હતા.

એમના સમયમાં યુદ્ધો કરવા, પ્રદેશો જીવતા, રાજકારભારની ભારે આંટી-ઘૂંટીઓમાંથી પસાર થવા ઉપરાંત સાહિત્ય અને વિદ્યાની મહેફિલો પણ ધમધમતી રહેતી હતી. એમનો દરબાર દરેક પ્રકારની ખૂબીઓ ધરાવનાર વિદ્વાનો, મૌલવીઓ, શાયરો અને મઝહબી હસ્તીઓની હાજરીથી ભરચક રહેતો. એ બાદશાહોની મદદોથી અને હુંફથી ઈલ્મના અને સાહિત્યના અનેક મહાન કામો પાર પડ્યાં છે.

ઉર્દૂ ભાષાના વિકાસમાં મોગલ બાદશાહોનો મોટો હિસ્સો રહ્યો છે. મોગલોના અંતિમ દૌરના બાદશાહો મુહમ્મદશાહ, શાહઆલમ અને બહાદુરશાહ ઝફરની શાયરી દુનિયામાં મશહૂર છે.

ઔરંગઝેબ ભારે બુદ્ધિશાળી અને દૂરંદેશ હતો. જીવનના છેલ્લા શ્વાસ સુધી એ પુસ્તકો સાથે પ્રેમ કરતો રહ્યો હતો. તે એક ભારે વ્યસ્ત હાકેમ હોવા છતાં પોતાની નવરાશનો સમય મઝહબી પુસ્તકોના વાંચન-મનનમાં વિતાવતો. ફારસી અને અરબી ભાષા ઉપર તેની પકડ તેના પુરાવારૂપ છે. તે હંમેશા પોતાના લખાણોમાં ઠેકઠેકાણે યોગ્ય શેરો-શાયરીનો ઉપયોગ કરતો. એનાથી એના લખાણોની ખૂબસુરતીમાં ઓર નિખાર આવી જતો. અરબી અને ફારસી ભાષાઓ ઉપરાંત તુર્કી અને હિંદી ભાષા પણ સારી રીતે બોલી શકતો. એના વિદ્યા-શિક્ષણ અને સાહિત્યના પ્રેમને કારણે જ આજે હિન્દુસ્તાનના મુસલમાનો પાસે શરીઅતના કાયદા-કાનૂનોથી સમૃદ્ધ

એવો શ્રેષ્ઠ ગ્રંથ "ફતાવા આલમગીરી" મૌજૂદ છે. જે ગ્રંથનું નામ ઔરંગઝેબના નામ ઉપરથી પાડવામાં આવ્યું છે. જે બધી જ રીતે યોગ્ય અને વ્યાજબી છે. આ મહાન ગ્રંથને હિન્દુસ્તાનમાં ઈસ્લામી ન્યાય પધ્ધતિને સમજવામાં ભારે અગત્યનો અને આધારભૂત ગણવામાં આવે છે.

*(ઔરંગઝેબ : જિલ્દ-૫, લેખક : જદુનાથ સરકાર)*

ઉપરોક્ત શબ્દો ઔરંગઝેબ વિશેના એ ઈતિહાસકારના છે કે, જેણે ઔરંગઝેબને ધર્મઝનૂની અને હિંદુ વિરોધી ગણાવવાને પોતાના જીવનનો એકમાત્ર ઉદ્દેશ બનાવી લીધો હતો. આમ છતાં ઔરંગઝેબના ઈલ્મ અને સાહિત્યપ્રેમ વિશે પ્રશંશાના શબ્દો લખવા માટે એ ઈતિહાસકારને એ કારણથી મજબૂર થઈ જવું પડ્યું હશે કે કદાચ એ બુલંદ દરજ્જાના બાદશાહના વિશાળ જ્ઞાન અને સાહિત્યપ્રેમ ઉપર કાદવ ઉછાળવાની એની કોશિશો સદંતર નિષ્ફળ જવાની ભીતી હશે.

અંતમાં હિંદુ ઈતિહાસકારોના લખાણોમાંથી ટૂંકાવીને કેટલાક લખાણો અહીં રજૂ કરવામાં આવે છે. જેમાં ઈતિહાસકારોએ પોતાની સજ્જનતા, સદ્‌ભાવ, દિલાવરી અને દૂરંદેશીથી મોગલોની હુકૂમત વિશે પોતાના વિચારો રજૂ કર્યા છે. આ લખાણોથી એ બાદશાહોની રાજકીય અને મઝહબી સદ્‌ભાવના અને સૌ કોઈની સાથે એક સમાન વર્તન કરવાની- ઈન્સાન બિરાદરીના દર્શન થાય છે.

*(હવાલો : હિન્દુસ્તાન અહ દે માઝી મે : જિલ્દ-૩, પેજ-૨૮૦)*

**પ્રોફેસર રામપ્રસાદ ખોસલાની નજરે મોગલ હુકૂમત :**

પ્રોફેસર રામપ્રસાદ ખોસલા એમ. એ. પંજાબના રહેવાસી હતા અને તેઓ પટણા યુનિવર્સિટીમાં ઈતિહાસના પ્રોફેસર હતા. હિન્દુસ્તાનના ઈતિહાસ વિશેનું એક પુસ્તક "મોગલ કિંગ શબ એન્ડ ટોલીલીટી" ઈ.સ. ૧૯૩૭ માં ઈન્ડિયન પ્રેસ અલાહાબાદમાંથી પ્રકાશિત થયેલ. એના અંત ભાગમાં એમણે જે કંઈ પણ લખ્યું છે, તેના કેટલાક અંશો વાંચકો માટે અહીં પ્રસ્તુત છે.

**લાભ પહોંચાડનારો બાદશાહ :**

મોગલ બાદશાહત હિન્દુસ્તાનમાં વસનારા લોકોને માટે દરેક રીતે લાભદાયક હતી. એમની હુકૂમત પોતાને જ સર્વેસર્વા માનનાર ભલે હતી, પરંતુ એ બાદશાહોએ હિન્દુસ્તાનની સંસ્કૃતિના પુરાણા રીતરિવાજો અને કાયદા કાનૂનોમાં કોઈ દખલગીરી કરી નથી. એમની બાદશાહતના દુર્ગુણો એમની જગ્યાએ છે અને પોતાને સર્વેસર્વા માનનારા કોઈ પણ હુકૂમત બધાને માટે બધી જ રીતે કૃપાળુ હોતી નથી. પરંતુ નીચોડરૂપે એમ કહી શકાય કે મોગલોની હુકૂમત પોતાના દબદબા અને શાન-શૌકતની સાથે બિલ્કુલ યોગ્ય હતી. અને પોતાની ખૂબીઓને કારણે જ એ હુકૂમતો લાંબી મુદ્દતો સુધી ટકી રહી.

મોગલવંશના છ બાદશાહ એવા થયા છે કે, જેમનું જીવન ખૂબ જ બુલંદ દરજ્જાની ખૂબીઓથી ભરપૂર હતું. સામાન્ય રીતે એ હુકૂમતોમાં રહેમદિલી અને નમ્રતા હતી. એમણે ક્યારેય પોતાના લશ્કરોનો ઉપયોગ રૈયતની ખુશહાલી અને ભલાઈથી બેપરવા થઈને રૈયતના નુકસાન માટે નથી કર્યો. એ બાદશાહો ક્યારેય લોકોના જીવનની ખાનગી બાબતોમાં માથું મારતા નહીં. રાજ્યના કાયદા-કાનૂનોથી ક્યારેય પણ લોકોના રીત-રિવાજોનું ઉલ્લંઘન કરતા ન હતા. આમ, ઉપરથી જોઈએ તો મોગલોની હુકૂમતો સ્વાભિમાની જરૂર હતી, પરંતુ હકીકતમાં રૈયતને માટે ખૂબ જ લાભદાયી હતી.

**રાજ્યનું શાંત વાતાવરણ :**

આખા મુલકમાં એક એવા પ્રકારનો દબદબો છવાયેલો હતો કે, દૂર દૂરના પ્રદેશોના હાકેમો પણ એ બાદશાહોની સામે માથું ઉંચકી શકતા નહીં. એવી હિંમત ભાગ્યે જ કોઈ કરતું. મોગલોના સમયમાં જ્યારે કોઈક જગ્યાએ અશાંતિ ઉભી થતી, તો તેને તરત જ સખ્તાઈથી દાબી દેવામાં આવતી. એ સમયના બાદશાહોએ પોતાના રાજ્યમાં સુલેહ અને શાંતિનું વાતાવરણ કાયમ કરીને રાજ્યને કમજોર હુકૂમત અને ગેરવ્યવસ્થાની બદીઓથી સલામત

રાખ્યું. એમને સત્તાની અને રાજગાદીની ભૂખ જરૂર હતી, પરંતુ એની સાથે સાથે તેઓ રૈયતની ખુશહાલી અને પ્રગતિ માટે પણ હરહંમેશ કોશિશો કરતા રહેતા. જો દરબારના અમીર-ઉમરાવોને ખુશ થઈને બાદશાહ તરફથી બઢતી આપવામાં આવતી, તો સામાન્યમાં સામાન્ય દરજ્જાના માણસોને પણ બાદશાહની મહેરબાનીઓ મળી રહેતી અને તેઓ આનંદથી જીવતા.

## ખેડૂતોનું રક્ષણ :

હુકૂમત તરફથી ખેતીના વિકાસ માટે ખૂબ કોશિશો કરવામાં આવતી. ખેતીની સમૃદ્ધિ ઉપર ખાસ દેખરેખ રાખવામાં આવતી. રાજ્યની આવકનો મોટો હિસ્સો ખેતીની પેદાશોથી મળતો હતો. એટલે જ ખેડૂતોની ખુશહાલી અને પ્રગતિનું ખૂબ ધ્યાન રાખવામાં આવતું હતું. જ્યારે કોઈ જગ્યાએથી લશ્કર પસાર થતું તો ત્યાંના લોકોની સલામતીની પૂરેપૂરી વ્યવસ્થા કરવામાં આવતી હતી.

અબ્દુલ હમીદ લાહોરી કહે છે કે, શાહજહાં ઈ.સ. ૧૬૩૩માં લાહોર જઈ રહ્યો હતો, તો તેણે અધિકારીઓને હુકમ આપ્યો હતો કે, તેઓ તીરંદાજોને લઈને રસ્તાની એક બાજુનું રક્ષણ કરે અને મીર આતિશને રસ્તાની બીજી બાજુનું બંદૂકધારીઓથી રક્ષણ કરવાનો હુકમ આપ્યો હતો. જેથી શાહી લશ્કર ખેતીની પેદાશોને નુકસાન પહોંચાડી શકે નહીં. આમ છતાં પણ એમ લાગતું કે ઉપરોક્ત વ્યવસ્થા કરવા છતાં પણ ખેતરના પાકોને કંઈને કંઈ નુકસાન જરૂર થશે, એટલે પહેલાંથી જ પહેરેગીર મુશર્રફ અને અમીનને ગોઠવી દેવામાં આવ્યા હતા કે જેથી ખેડૂતો અને જાગીરદારોને થયેલ નુકસાનનું વળતર ચૂકવી દેવામાં આવે. એક વખતે શાહી લશ્કર ઈ.સ. ૧૬૪૯માં કંધહાર તરફ જઈ રહ્યું હતું. તે સમયે ગઝનીમાં આવેલ ખેતરોના પાકને ભારે નુકસાન પહોંચ્યું. એટલે ત્યાંના ખેડૂતોને નુકસાન બદલ ખાસ હુકમથી બે હજાર અશરફીઓ આપવામાં આવેલ. દરેક મોગલ બાદશાહ ખેડૂતો સાથે ભારે હમદર્દીભર્યું વર્તન કરતો હતો. કારણ કે ખેડૂતો ઉપર જ રાજ્યની અસલ આવકનો દારોમદાર હતો.

## સાહિત્ય અને શિક્ષણના વિકાસ માટે મદદ :

રાજ્યમાં મોટા મોટા ગ્રંથાલયો હતા. જ્યારે બાબરના લશ્કરોએ લાહોરની પાસે કિલ્લામાં દાખલ થઈને એ ગ્રંથાલયો લૂંટવાનું શરૂ કરી દીધું, તો બાબરે ત્યાંના ગ્રંથાલયને સહીસલામત બચાવી લીધો. એ ગ્રંથાલયને સાહિત્યપ્રેમી સજ્જન ગાઝીખાને વસાવ્યું હતું. રાજ્યમાં જુદી જુદી કલાઓના જાણકારો, શાયરો અને વિદ્વાનોની બહોળી સંખ્યા એ વાતનો પુરાવો હતી કે, મોગલ બાદશાહો એ કલાઓ અને એના વિકાસ માટે ક્યારેય બેધ્યાન નથી રહ્યા.

જ્યારે જ્યારે પણ એમને યુદ્ધના મેદાનોમાંથી ફુરસદનો સમય મળી જતો, ત્યારે તેઓ તરત જ રૈયતની હાલતની સુધારણાના અને એમની સુખ-શાંતિના કામોમાં લાગી જતા. એ બાદશાહોની આવક પુષ્કળ પ્રમાણમાં હતી. પરંતુ જે નાણાં બાદશાહના હાથમાં આવતાં એને જુદી જુદી રીતે ફરીથી રૈયતના હાથમાં પહોંચાડી દેવામાં આવતા.

## અદલ ઈન્સાફ :

મોગલ બાદશાહો ઈન્સાફને પોતાની એક પવિત્ર ફરજ માનતા હતા. એ સમયમાં એક મામૂલી માણસને પણ એવો અધિકાર આપવામાં આવ્યો હતો કે, તે સીધે સીધો જ બાદશાહ પાસે પહોંચીને ઈન્સાફ મેળવી શકતો. જો કે એવું ઓછું બનતું હતું, પરંતુ લોકોને આપેલ એ અધિકારથી અન્યાય અને ગેરઈન્સાફી ઉપર લગામ રહેતી હતી. કેટલીક વાર એ અધિકાર રૈયતને માટે મોટી રાહત સમાન બની રહેતો હતો.

## મઝહબી સદ્‌ભાવ :

અદલ ઈન્સાફની સુંદર વ્યવસ્થા અને મઝહબી સદ્‌ભાવને કારણે લોકો હંમેશા સુખ-શાંતિથી જીવી શક્યા. ઈસ્લામી હુકૂમતોમાં રાજકારણ અને મઝહબનો ગાઢ સબંધ રહેલો છે. પરંતુ મોગલોની સૌની સાથે સરખી ભાવનાથી કોઈ ખતરો ઉભો થયો નહીં અને કોઈ પણ સમયે એવી કોશિશો કરવામાં આવી નહીં કે, બાદશાહોના મઝહબને એમના તાબામાં રહેલ

લોકો ઉપર લાદી દેવામાં આવે. ત્યાં સુધી કે મઝહબના ચૂસ્ત બાદશાહ ગણાવનાર ઔરંગઝેબે પણ રાજ્યની નોકરીઓ માટે ઈસ્લામ ધર્મી હોવાની શરત રાખી ન હતી. મોગલોના સમયમાં Five miles Act અથવા Corporation Act જેવી કોઈ મિસાલ મળતી નથી. લોકોની મરજી વિરૂદ્ધનો Act of Uniforty જેવો કોઈ કાયદો ઘડવામાં આવ્યો ન હતો.

એલિઝાબેથના સમયમાં એક એવો કાયદો હતો કે, જેના વડે બળજબરીથી બંદગી કરાવવામાં આવતી હતી. મોગલોના સમયમાં આવા પ્રકારની કોઈ બળજબરી કરવામાં આવી નહીં.

Bortho Landas Salary જેવી કત્લેઆમથી મોગલોનો ઈતિહાસ ક્યારેય કલંકિત થયો નથી. ધાર્મિક યુદ્ધોથી થયેલ ખૂન-ખરાબીઓથી યુરોપનો ઈતિહાસ ખરડાયેલો છે. પરંતુ મોગલોના સમયમાં એવા ધાર્મિક યુદ્ધનો કોઈ દાખલો મળતો નથી. બાદશાહને ઈસ્લામ મઝહબનો રક્ષક અને પહેરેગીર જરૂર માનવામાં આવતો, પરંતુ એણે ક્યારેય પોતાની હિંદુ પ્રજાઓ ઉપર ઈસ્લામ ધર્મના કાયદા-કાનૂનો પાળવાનો દબાવ નાંખ્યો નથી. બાબરથી લઈને ઔરંગઝેબ સુધીનો મોગલોનો ઈતિહાસ સંકુચિત દષ્ટિ અને સાંપ્રદાયિક કડવાશોથી મોટેભાગે સ્વચ્છ રહ્યો છે.

## રૈયત તરફની હમદર્દી :

મોગલો તરફથી સમય સમય પર જે એલાનો થતા રહેતા હતા, એનાથી એમની રૈયત તરફની હમદર્દી અને કદરદાની જોવા મળે છે. અકબર હંમેશા કહેતો કે, જુલ્મ દરેક માણસ માટે ધિક્કારવાપાત્ર છે અને બાદશાહને માટે તો જુલ્મી વર્તન કોઈ પણ રીતે વ્યાજબી નથી. કારણ કે રૈયતનું રક્ષણ કરવાની એની તો ફરજ છે.

શાહજહાંએ ગાદી છોડી એની બાદ ઔરંગઝેબે એક વખતે એને પત્રમાં લખ્યું હતું કે, અલ્લાહ તઆલા તેના ઉપર કંઈક નવાજેશ ફરમાવે છે, જેનામાં રૈયતની હાલત સુધારવાની અને તેનું રક્ષણ કરવાની આવડત હોય છે. બાદશાહતનો અર્થ લોકોની દેખરેખ રાખવાનો છે, નહીં કે પોતાની

જાતનું જ ભલું કરવું અને ઐશ-વૈભવ તથા ઐયાશીમાં ડૂબેલા રહેવું.

મોગલો પોતે જે કહેતા હતા એનો પુરાવો એનું આચરણ કરીને આપતા હતા. એમના રાજ્યનો વહીવટ માત્ર અડગ અને શક્તિશાળી જ નહીં, બલ્કે રૈયતને માટે લાભદાયક પણ હતો. સ્થિર અને અડગ હુકૂમત અને બાદશાહની વિશાળ સત્તા લોકોને ખૂબ જ લાભ પહોંચાડનારી હતી. એને કારણે જ લાંબા સમય સુધી રાજ્યમાં સુલેહ-શાંતિ અને આર્થિક ખુશહાલીનું વાતાવરણ રહ્યું. મોગલોની રાજ્ય વહીવટ ચલાવવાની રીતભાત જો કે જોહુકમી અને આપખુદી ભરેલી હતી, પરંતુ એ સમય માટે એ વાતાવરણમાં એ જ રાજવ્યવસ્થા બરાબર હતી.

હુકૂમતને માટે લોકોના પસંદ કરીને મોકલેલ જૂથની ઉપયોગી ગણવામાં આવતું હતું. લોકોને એ વ્યવસ્થાથી સંતોષ હતો. હુકૂમતનો આધાર આમ તો લશ્કરી તાકાત ઉપર હતો, પરંતુ હકીકતમાં એ રૈયતને માટે લાભદાયી હતો. લોકોની તમામ પુરાણી વસ્તુઓને જેમની તેમ સાચવીને રાખવામાં આવતી હતી. એમના પુરાણા રીત-રિવાજોને એ જ રીતે કાયમ રાખવામાં આવ્યા, જેનાથી રાજ્યની પ્રગતિ થતી રહી અને ગેરકાનૂની વાતાવરણ ઉભું ન થયું. લોકોની સુખ-શાંતિ અને ખુશહાલી ઉપર ખૂબ ધ્યાન આપવામાં આવ્યું. મોગલોની વ્યક્તિગત રહેણી-કરણી અને રીતભાતમાં ગંભીરતા અને બાહોશી હતી. એટલે જ તેઓ સફળ રહ્યા. મોગલોએ પોતાના રાજ્યમાં ભાંગફોડ કે અશાંતિ ફેલાવનાર તત્વોને ફાલવા-ફૂલવા દીધા નહીં. કાયદા-કાનૂનની સ્થિતિ ગમે તેવા સંજોગોમાં પણ બરાબર જાળવી રાખી. જો કે મોટાભાગે બાદશાહની ઈચ્છાઓનું નામ જ ''કાયદા-કાનૂન'' હતું. પરંતુ લોકોએ એ સમયના વાતાવરણ પ્રમાણે એ જ વ્યવસ્થાને કબૂલ રાખી હતી. જે એમને માટે સંતોષજનક બાબત હતી. એટલે જ એમ કહેવું બધી જ રીતે યોગ્ય છે કે, આપખુદશાહીમાં ડૂબેલા હોવા છતાં એ સમયના બાદશાહો ભારે બુધ્ધિશાળી, કાબેલ અને રૈયતનું ભલું ચાહનારા હતા.

**ડૉક્ટર પી. સરણની નજરે મોગલ હુકૂમત :**

બનારસ હિંદુ યુનિવર્સિટીના ભૂતપૂર્વ પ્રોફેસર ડૉ. પી. સરણ

(એમ.એ.પી.એચ.ડી.)એ પોતાના જાણીતા પુસ્તક ''ધી પોદન્શલ ગર્વમેન્ટ ઑફ ધી મોગલ્ઝ''માં મોગલોના ઈન્સાફ અને લશ્કરી વ્યવસ્થા વિશે વિસ્તારથી લખ્યું છે. એમાંથી કેટલાક અંશો અહીં રજૂ કરવામાં આવે છે.

**મોગલ બાદશાહોની ઈન્સાફ પસંદી :**

મોગલ બાદશાહોએ પોતાની ન્યાય વ્યવસ્થાથી લોકોને સંપૂર્ણ સંતોષ આપ્યો હતો. તેઓ દીવાને આમમાં લોકોની ફરિયાદો સાંભળતા અને ન્યાય આપવા માટે દરરોજ દરબાર ભરવામાં આવતો. ન્યાય મેળવવાનું એટલું સહેલું હતું કે, સામાન્યમાં સામાન્ય માણસ પણ સીધો જ બાદશાહની પાસે પહોંચી શકતો હતો. જે પણ ચાહતો તે દરબારમાં હાજર થઈ પોતાની ફરિયાદ રજૂ કરી શકતો. દરબારના હોદ્દેદારો તેને લઈને બાદશાહની સામે રજૂ કરી દેતા. બાદશાહ એની ફરિયાદ સાંભળતો. ફરિયાદીને પૂછપરછ કરતો, પછી યોગ્ય કાર્યવાહી કરવા માટે પોતાનો ફેંસલો સંભળાવી દેતો. અબુલ ફઝલ કહે છે કે, ''અકબરે દરરોજ દોઢ કલાક જેટલો સમય ન્યાય આપવા માટે નક્કી કરી રાખ્યો હતો. જહાંગીર એનાથી પણ સખત હતો. એ દરરોજ બે કલાક સુધી લોકોની ફરિયાદો સાંભળતો હતો. એણે તો પોતાના મહેલની બહાર એક મોટી સાંકળ પણ લટકાવી રાખી હતી. જેથી કોઈ પણ માણસ કોઈની રોકટોક વગર સીધો જ સાંકળ ખેંચીને બાદશાહને ફરિયાદ કરી શકે. આવી ન્યાય પધ્ધતિ એના શુધ્ધ આચરણ અને સ્વચ્છ મનનો પુરાવો હતી.

એ જ્યારે પોતાની હુકૂમતની ૧૩મી વર્ષગાંઠે અમદાવાદ ગયો, ત્યારે એ વાતની ખાસ તકેદારી રાખવામાં આવી કે, શાહી લશ્કરનો કોઈ પણ સિપાહી ત્યાંના લોકો ઉપર કોઈ પણ પ્રકારનો જુલ્મ કરે નહીં. એટલે જ જહાંગીર દરરોજ ત્રણ કલાક ઝરૂખામાં બેસીને અન્યાયનો ભોગ બનેલ લોકોની ફરિયાદો સાંભળતો અને જુલ્મ કરનારાઓને સજા આપતો. જહાંગીર અમદાવાદમાં બીમાર પડી ગયો હતો, પરંતુ બીમારીની હાલતમાં પણ એણે ઝરૂખામાં બેસવાનું બંધ કર્યું નહીં. દુઃખી લોકોને ન્યાય આપવાની બાબતમાં એ શારીરિક આરામને હરામ માનતો હતો.

ખાસ અગત્યના મુકદમાઓ સાંભળવા માટે અઠવાડિયામાં એક દિવસ નક્કી કરવામાં આવ્યો હતો. અકબર એવા ખાસ મુકદમા ગુરૂવારના દિવસે, જહાંગીર મંગળવારે અને શાહજહાં બુધવારે સાંભળતો હતો. એ અદાલત દીવાને ખાસમાં ભરવામાં આવતી હતી. અને એમાં અદાલતના કામકાજમાં રોકાયેલા કાનૂનના નિષ્ણાંતો, મઝહબી વિદ્વાનો અને કેટલાક ઉમરાવોને જ પ્રવેશ આપવામાં આવતો.

'બરનીઝે' પણ મોગલોના ઈન્સાફની પ્રશંશા કરી છે. જ્યારે મોગલ બાદશાહ પ્રવાસમાં કે કોઈ ખાસ જરૂરી કામમાં રોકાયેલા રહેતા હતા ત્યારે એવા સમયે પણ એમની અદાલતનું કામ બરાબર ચાલુ રાખવામાં આવતું.

જ્યારે એમનું લશ્કર કૂચ કરતું ત્યારે એ વાતનું ખાસ ધ્યાન રાખવામાં આવતું કે, કોઈ ખેડૂતના પાકોનું નુકસાન ન થાય. શાહજહાં શાહી લશ્કરની કૂચના સમયે ખેડૂતોના પાકનું રક્ષણ કરવા માટે ખાસ હોદ્દેદારોની નિમણૂંક કરી નાખતો અને છતાં પણ જો કોઈની ખેતીને નુકસાન પહોંચતું, તો એની સુનાવણી માટે એક ખાસ અદાલતની રચના કરવામાં આવતી.

**પંચાયતની વ્યવસ્થા :**

ન્યાયતંત્રની જે વ્યવસ્થા હતી અને એને માટે જે સગવડો આપવામાં આવતી હતી, એને કારણે ફરિયાદોનો ભરાવો થતો નહીં. ભરાવો ન થવાનું એક બીજું ખાસ કારણ એ પણ હતું કે, ગામડાઓમાં પંચાયતની કામગીરી ચાલુ રાખવામાં આવી હતી. બ્રિટીશ હુકૂમતના અફસરોએ પણ એ વાતની શાહેદી આપી છે કે, ગામડાઓમાં ઓગણીસમી સદી ઈસવી સુધી પંચાયતી અદાલતો બરાબર કામગીરી કરતી રહી.

નાના-નાના કજીયાઓનું કામ પંચાયતી અદાલતોમાં જ આટોપી લેવામાં આવતું હતું. એટલે જ આજના સમયમાં અદાલતોમાં કેશોનો જે જંગી અંબાર ખડકાયેલો જોવા મળે છે એવું મોગલોના સમય ન હતું. ગામડા-ઓની પંચાયતોમાં ખૂબ જ પ્રમાણિકતાથી અને કોઈ પણ જાતની તરફેણ કર્યા વગર ફરિયાદોનો નિકાલ તરત જ કરવામાં આવતો હતો. એટલે જ

ફરિયાદીઓને નાહકના ખોટા ખર્ચાઓમાં ઉતરવું પડતું નહીં. વળી, એમને એ વાતનો પણ પૂરેપૂરો અધિકાર આપવામાં આવ્યો હતો કે, તેઓ પોતાના મુકદ્દમાઓની અપીલ ઉપલી અદાલતોમાં કરી શકે. કેશોની સંખ્યા ઓછી હોવાનું બીજું કારણ એ હતું કે, એનો નિકાલ ઝડપીમાં ઝડપી રીતે કરી દેવામાં આવતો હતો.

**મોગલોની ન્યાય પદ્ધતિના ઉત્તમ નમૂના :**

મોગલ બાદશાહો લોકોની ફરિયાદોને પૂરેપૂરી પ્રમાણિકતાથી ચૂકાદો આપવામાં ખૂબ ચોક્કસ હતા. જો ગુનેગાર દરબારનો કોઈ મોટો હોદ્દેદાર અથવા ખુદ બાદશાહનો સગો-સબંધી પણ હોય તો પણ અને સખતમાં સખત સજા કરવામાં જરા પણ ઢીલાસ કરવામાં આવતી નહીં. અને કોઈના પણ દબદબા અને પ્રભાવ કે માન-મોભાને ન્યાયની આડે આવવા દેવામાં આવતા નહીં. દરેક બાબતમાં હુકૂમતની ઈઝઝત-આબરૂનો ખૂબ ખ્યાલ રાખવામાં આવતો હતો. મોગલ બાદશાહો તમામ લોકોનો વિશ્વાસ મેળવીને પોતાની આબરૂ જાળવી રાખવાનું પસંદ કરતા હતા. તેઓ ખોટા રૂઆબ દેખાડવાવાળા ન હતા.

એમને જ્યારે કોઈ હોદ્દેદાર સત્તાધીશે ગેરઈન્સાફ કર્યાની ખબર મળતી, તો એને સખતમાં સખત સજા કરવામાં જરા પણ વાર કરવામાં આવતી નહીં. આ બાબતમાં તમામ મોગલ બાદશાહોની એક જ પરંપરા રહી. પાદરી મોન્સરેટે અકબરની હુકૂમત વિશે લખ્યું છે કે, જ્યારે કોઈ હોદ્દેદાર કોઈ પણ અપરાધ અથવા ગેરવર્તણૂંક કરતો, તો એની ઉંડાણથી પૂછપરછ કરવામાં આવતી. જે બાબતમાં રૈયતના વિશ્વાસને નુકસાન પહોંચતું જણાતું એવા અપરાધની સજા કરવામાં જરા પણ છૂટછાટ આપવામાં આવતી નહીં. એટલે જ તમામ સત્તાધીશો બાદશાહની કડકાઈથી ડરતા હતા અને એના હુકમોનું પાલન પૂરેપૂરી પ્રમાણિકતાથી કરતા હતા. બાદશાહ ન્યાય અને લોકોના અધિકારોનો પૂરેપૂરો આદર કરતો હતો. જો કે જહાંગીર અને શાહજહાંએ હુકૂમત ચલાવવાની બાબતમાં અકબર જેટલી ચોકસાઈ બતાવી

નહીં, પરંતુ ન્યાયની બાબતમાં કોઈ પણ જાતની ખામી રાખી નથી. એમાં કોઈ શંકા નથી કે, સારામાં સારી હુકૂમતમાં પણ અન્યાય અને વહીવટની ખામીઓના દાખલા મળી આવે છે. કોઈ પણ હુકૂમત બુરાઈઓનો સંપૂર્ણ નાશ કરી શકતી નથી, પરંતુ મોગલોના સમયમાં જ્યારે હુકૂમતમાં થોડી ગણી પણ ગેરવ્યવસ્થા થઈ જતી, એવા સમયે પણ રૈયતની ભલાઈ અને સલામતીનું પૂરેપૂરૂ ધ્યાન રાખવામાં આવ્યું. એ વાતની ગવાહીઓ દેશ-વિદેશના લેખકોની કલમોમાંથી મળી રહે છે.

ઈ.સ. ૧૫૮૪માં હાજી ઈબ્રાહીમ સરહિંદી ગુજરાતનો હાકેમ અને કાઝી હતો. અમદાવાદના લોકોએ એની વિરૂદ્ધમાં બાદશાહને અરજ કરી કે, મુલ્લા અબ્દુલકાદર બદાયૂની જણાવે છે કે, હાજી ઈબ્રાહીમ લાંચ લેતો હતો. જ્યારે એ વાતની ઉંડી તપાસ કરવામાં આવી અને એનો ગુનો સાબિત થઈ ગયો, તો એને એના હોદ્દા ઉપરથી બરતરફ કરવાની સાથે સાથે રણથંભોરના કિલ્લામાં કેદ પણ કરી લેવામાં આવ્યો.

## કાનૂની કાર્યવાહી :

બાદશાહની સામે જ્યારે કોઈ ફરિયાદ કરવામાં આવતી, તો સૌ પહેલાં ફરિયાદીની અરજ વંચાવીને બાદશાહ સાંભળતો. પછી બંને પક્ષોને બોલાવીને એમની રજૂઆતો સાંભળતો. ફોજદારી કેસોમાં પણ કાઝી અને સુબાનો હાકેમ પણ એ જ નિયમ મુજબ ચાલતા. દીવાની કેસોમાં લેખિત પુરાવાઓ માટે કાગળો રજૂ કરવામાં આવતા. જેને ખૂબ જરૂરી ગણવામાં આવતા. સાક્ષી આપવાની અને લેવાની જુદી જુદી ચોક્કસ રીત-રસમો હતી. કાં તો સાક્ષીઓને પોતાને અદાલતમાં હાજર કરવામાં આવતા અથવા તો લેખિત કાગળોથી પૂરાવાઓ મેળવવામાં આવતા. જો સાક્ષી આપનાર ઈસાઈ હોય તો તે એનું ધર્મપુસ્તક 'ઈન્જીલ' હાથમાં લઈને સોગંદ લેતો. મુસલમાનના હાથમાં 'પવિત્ર કુર્આન' આપવામાં આવતું અને હિંદુઓ ગાય ઉપર હાથ રાખીને સોગંદ લઈ સાક્ષી આપતા. અકબરે ફરિયાદોની ઉંડી તપાસ માટે કેટલાક નિયમો નક્કી કર્યા હતા. જે નિયમોને એના

વારસદારો પણ પાળતા રહ્યા. ન્યાયતંત્રના હોદ્દેદારોને ખાસ તાકીદ કરવામાં આવી હતી કે, તેઓ સાક્ષીઓ અને રજૂઆતો ઉપર સંપૂર્ણ રીતે વિશ્વાસ ન મૂકી દે, બલ્કે પોતાની ખુદની અક્કલ-હોંશિયારીનો પણ ઉપયોગ કરે. જો તેમને સત્યને બહાર લાવવા માટે કોઈ બીજા યોગ્ય માર્ગ દેખાતો હોય તો એ માર્ગે ચાલવાની પણ છૂટ આપવામાં આવી હતી.

મોગલોની હુકૂમતની સમગ્ર વ્યવસ્થાનો ઉંડાણથી અભ્યાસ કરવામાં આવે તો એ સત્ય તરત જ સમજાઈ જશે કે, એ સમયમાં હિન્દુસ્તાનની હુકૂમત બીજી શાનદાર હુકૂમતોમાંથી એક હતી. અને એ સમયની તમામ હુકૂમતોમાં મોગલોની હુકૂમત જેટલી વિશાળ અને મજબૂત બીજી કોઈ હુકૂમત હતી નહીં. એ હુકૂમતના કારનામાઓ માત્ર સાહિત્ય, કલા કે હુન્નરો સુધી જ મર્યાદિત ન હતા, બલ્કે એ હુકૂમતોએ મોટી મોટી રાજકીય હસ્તીઓની ભેટ આપી છે. હિંદુઓ અને મુસલમાનોમાં એકતા સ્થાપિત કરી છે. આમ, મોગલોની હુકૂમતનું વાતાવરણ એવું હતું જેની ઉપર ગર્વ અને ગૌરવ લઈ શકાય તેમ છે.

અઢારમી સદી ઈસવીમાં સર જોન શોર નામે બહુ મોટો અંગ્રેજ વિદ્વાન થઈ ગયો. જેને હુકૂમતોના કારભાર અને વહીવટીય બાબતોનું જ્ઞાન હતું. એનું કહેવું છે કે, જ્યારે ઈસ્ટ ઈન્ડિયા કંપની સત્તા ઉપર આવી ત્યારે જે પ્રકારની રાજકીય આબોહવા હતી, એના ઉપરથી જાણી શકાય છે કે, મોગલોની હુકૂમત સ્થિતરતા, મજબૂતાઈ, કાબેલિયત, રૈયતની ભલાઈ અને બાદશાહોની દૂરંદેશીના મજબૂત પાયા ઉપર ટકેલી હતી. જેમાં જુદા જુદા ધર્મો અને જાતિના લોકોના અધિકારોનું પૂરેપુરૂં રક્ષણ કરવામાં આવતું હતું.

મોગલોની રાજવહીવટ કરવાની વ્યવસ્થા એક બહુ મોટો રાજકીય પ્રયોગ હતો. જેની અસરો હાલની રાજ્ય-વ્યવસ્થા ઉપર પણ પડેલી છે. એ સમયમાં જે રાજકીય પ્રયોગો કરવામાં આવ્યા અને એમાં જે સફળતાઓ અને નિષ્ફળતાઓ મળી, એ આવનારી પેઢીઓ માટે પણ રાજકીય વારસો બની રહી અને એનાથી સૌથી મોટો બોધ તો એ મળ્યો કે, હુકૂમત ફક્ત

એ જ ટકી શકે છે, જેને લોકોનો પ્રેમ અને વિશ્વાસ મળેલો હોય. અને એ બંને વસ્તુઓ ત્યારે જ મળી શકે છે કે, જ્યારે રાજ્યમાં શાંતિ અને ખુશહાલીનું વાતાવરણ હોય.

અકબરે પોતાની કુનેહ અને દૂરંદેશીથી એ બધું કરી બતાવ્યું, પરંતુ જ્યારે એણે નક્કી કરેલ નીતિ-નિયમ મુજબ અમલ કરવામાં આવ્યો નહીં ત્યારે હુકૂમતનો પાયો હચમચવા લાગ્યો. એમાંથી એવો સાર નીકળે છે કે, જે હુકૂમતની સફળતા ફક્ત એના બાદશાહના જ સારા ગુણો અને જીવનપદ્ધતિ ઉપર ટકી હોય એની પ્રગતિ ઠોસ રીતે નથી થઈ શકતી. કારણ કે જ્યાં સુધી એ સારો હાકેમ છે, ત્યાં સુધી જ તેની હુકૂમતનું વાતાવરણ સારૂં રહી શકે છે. પરંતુ ખરાબ હાકેમના આવી જવાથી હુકૂમતની બધી જ વ્યવસ્થા વેરવિખેર થઈ જાય છે.

મોગલ હુકૂમત એ વાતનો જ નમૂનો છે. એ બાદશાહોએ જે રાજ્ય વ્યવસ્થા ઉભી કરી હતી, તેનાથી લોકોને અનહદ લાભ થયો. લશ્કરના ત્રાસ અને પોલીસના જુલ્મોથી તેઓ સલામત રહ્યા. ચોર અને ડાકૂઓથી પણ તેમનું ઓછામાં ઓછું નુકસાન થયું. અંદરો-અંદર ઝઘડાઓ માટે પણ તેમને સંતોષકારક ન્યાય મળી રહે તો ગામડાઓના મુખીઓ અને પંચાયતના હોદેદારો એમના અધિકારોની પૂરેપૂરી દેખરેખ રાખતા હતા. આજના સમયમાં જે રીતે ખેડૂતો હાલાકીઓ ભોગવી રહ્યા છે, એવી હાલાકી મોગલ સલ્તનતના વહીવટમાં એમને ભોગવવી પડતી ન હતી.



# કરોડો મુસ્લિમો ક્યાંથી આવી ગયા ?

આપણા કેટલાક બિનમુસ્લિમ મિત્રોને આશ્ચર્ય છે કે, હજાર વર્ષ પહેલાં ભારતમાં જ્યાં કોઈ એક પણ મુસલમાન ન હતો, વીસ કરોડ મુસ્લિમો ક્યાંથી આવી ગયા ? પરંતુ તેઓને ક્યારેય એ વાત ઉપર પણ આશ્ચર્ય થયું છે કે ભારત જ્યાં વૈદિક ધર્મના અનુયાયીઓ બિલ્કુલ ન હતા, અહીંની હજારો વર્ષ જૂની કૌમો કેવી રીતે તે ધર્મમાં આવી ગઈ ?! પછી તેઓ એ પણ ભૂલી ગયેલા છે કે, બૌધ્ધ ધર્મે આ ભૂમિમાં વૈદિક ધર્મને કેવી રીતે પરાજય આપ્યો અને ત્યાર પછી વૈદિક ધર્મે બૌધ્ધ ધર્મને શસ્ત્રો તથા શાસ્ત્રો વડે કેવી રીતે નામશેષ કરી દીધો? આ બધી જૂની વાતો છે, તેને જવા દો. થોડીક સદીઓ પૂર્વે અહીં એક પણ ખ્રિસ્તી ન હતો, પરંતુ અહીં કરોડથી વધારે ખ્રિસ્તી વસ્તી થઈ ગઈ છે અને દિવસે દિવસે ખ્રિસ્તીઓની સંખ્યા વધતી જઈ રહી છે. આ કેમ થઈ રહ્યું છે ?

ખ્રિસ્તી મિશનરીઓએ આખા વિશ્વમાં એવું જુઠ્ઠાણું ફેલાવી રાખ્યું છે કે, મુસ્લિમોએ તલવારના જોરે પોતાનો ધર્મ ફેલાવ્યો. જો કે સ્વયં ખ્રિસ્તીઓને એ વાત સારી રીતે ખબર છે કે, રોમન રાજાઓએ ખ્રિસ્તી ધર્મના પ્રચાર-પ્રસાર માટે શું કર્યું ન હતું ? સ્પેન, પોર્ટુગલ, હોલેન્ડ અને ખાસ કરીને અન્ય યુરોપના સામ્રાજ્યોએ ખ્રિસ્તીમતના પ્રચાર માટે ક્યા ક્યા માર્ગો અપનાવ્યા? તે સિવાય ખુદ હિંદુ રાજાઓ ધર્મ ખાતર શું નહીં કરી ગયા ? આવી જ રીતે જો કેટલાક મુસ્લિમ રાજાઓથી આવી હરકતો થઈ પણ ગઈ હોય તો માત્ર તેઓ જ સજા તથા ટીકાને પાત્ર કેમ ઠરાવવામાં આવ્યા ?

વિશ્વના બધા ધર્મોમાં માત્ર ઈસ્લામ જ એક એવો ધર્મ છે, જેણે એવો વિચાર વિશ્વ સમક્ષ પ્રગટ કર્યો કે, ધર્મ વિશ્વાસનું નામ છે. અને વિશ્વાસ તલવારની ધાર અને ભાલાની અણીથી ઉત્પન્ન નથી કરી શકાતો. કુર્આને કરીમમાં છે : **“ધર્મની બાબતમાં કોઈ બળજબરી નથી.”** અલ્લાહપાકે પોતાના પ્રિય પયગમ્બર હઝરત મુહમ્મદ (સલ.)ને ટકોર કરી કે, ‘‘તમે લોકોને મજબૂર કરશો કે તેઓ ઈમાનવાળા બની જાય ?’’ કુર્આન શરીફમાં

છે કે, ''પયગમ્બરનું કામ બળજબરી નથી, બલ્કે પ્રેમપૂર્વક અલ્લાહપાકની વાત પહોંચાડી તેને સ્વીકારવા માટે આમંત્રણ પાઠવવાનું છે.'' આગળ છેઃ ''હે પયગમ્બર (સલ.) ! તમને લોકો માટે શાસક (પોલીસ) બનાવીને મોકલવામાં નથી આવ્યા. તમારી ઉપર માત્ર લોકોને સત્ય પહોંચાડી દેવાની જવાબદારી છે.'' પછી કુર્આને એ પણ સંભળાવ્યું છે કે, ધર્મનો પ્રચાર વિશ્વમાં કેવી રીતે કરવામાં આવે. ફરમાવ્યું કે, ''તમે તમારા પાલનહારના માર્ગ તરફ ડહાપણથી અને બોધવચનોથી બોલાવો. અને તેમની સાથે એવી રીતે વાદવિવાદ કરો, જે સુંદર હોય.'' અર્થાત્ સ્વસ્થ ચર્ચા કરો.

જો એ સાચું હોય કે ઈસ્લામ માત્ર તલવારના જોરે ફેલાયો છે, તો વિખ્યાત ઈતિહાસવિદ કાર્લાઈલના તે પ્રશ્નનો શું ઉત્તર છે કે, ''હઝરત મુહમ્મદ (સલ.)એ હથિયારધારી સૈનિકોને કઈ તલવારથી મુસલમાન બનાવ્યા હતા ?'' આ નિયમ પ્રમાણે તો એમ થવું જોઈતું હતું કે, તે દેશો પર ઈસ્લામનો પડછાયો પણ પડવો ન જોઈતો હતો, જ્યાં તલવારે તેમનો સાથ ન આપ્યો. જો કે બધાને ખબર છે કે, હબ્શા (ઈથોપીયા) પર મુસ્લિમોએ તેના એ ઉપકારના કારણે હથિયાર નહિં ઉઠાવ્યા કે, હબ્શાના રાજાએ એક વખત ઈસ્લામના અત્યંત કપરા કાળમાં મુસ્લિમોને આશ્રય આપ્યો હતો. છતાં ત્યાંની અડધી વસ્તી આજે પણ મુસ્લિમ છે. આફ્રિકાના તે વિસ્તારોમાં જ્યાંથી કોઈ મુસ્લિમ સૈનિક પસાર પણ નહીં થયો હતો, ત્યાં ઈસ્લામના અનુયાયીઓની આટલી મોટી સંખ્યા કેમ નજર આવે છે ? ચીન ઉપર મુસ્લિમોએ ક્યારેય આક્રમણ નહીં કર્યું, પરંતુ સાત કરોડ મુસ્લિમો ત્યાં કેવી રીતે આવી ગયા ? અલ્જીરિયા, મલાયા અને ઈન્ડોનેશિયા મુસ્લિમ શાસકોના હુમ્લાથી હંમેશ સુરક્ષિત રહ્યા, પરંતુ ત્યાંની ઘણીખરી વસ્તી મુસલમાન કેવી રીતે બની ગઈ ? તેમજ દૂર પૂર્વના અન્ય દેશો તથા ટાપુ-ઓમાં જ્યાં કોઈ મુસ્લિમ સૈનિકે કદમ સુધ્ધાં નહીં મૂક્યો, ઈસ્લામ તેમની ઉપર કેવી રીતે છવાય ગયો ? તુર્કો તથા તાતારીઓએ સ્વયં મુસ્લિમો ઉપર તલવાર વીંઝી હતી અને મુસ્લિમ સામ્રાજ્યને તોડ્યું હતું, તેમની ઉપર કોણે તલવાર ઉગામી? અને તેઓને કોણે મુસલમાન બનાવ્યા ?

બીજા દેશોને જવા દો, ખુદ ભારતને લઈ લો. અહીં મુસ્લિમોનો વિજયી પ્રવાહ ખયબર ઘાટથી પ્રવેશ્યો અને પંજાબથી પસાર થઈ આસામ સુધી પહોંચી ગયો. પરંતુ વાસ્તવમાં તેમની શક્તિનો સ્ત્રોત દિલ્હી, આગ્રા, અવધ અને દખ્ખણ જેવા સૂબાઓ રહ્યા. વિચારણીય મુદ્દો એ છે કે, આ જ કેન્દ્રીય સ્થાનો પર મુસ્લિમોની સંખ્યા સૌથી ઓછી રહી છે. અર્થાત્ આઠસો વર્ષ પછી પણ ત્યાં મુસ્લિમોની વસ્તી પંદર ટકાથી વધારે વધી ન શકી. તેનાથી વિપરિત જ્યાં મુસ્લિમો વધારે સશક્ત ન હતા, ત્યાં તેઓ આશ્ચર્યજનક ઢબે બહુમતિમાં છે. દા.ત. બંગાલ, કાશ્મીર અને સિંધ જેવા કેન્દ્રથી દૂરના સ્થાનો પર તેમની વસ્તી બહુ વધારે છે.

દક્ષિણ ઉપર મુસ્લિમોનો હંમેશ કબ્જો રહ્યો. બહમની શાસન પૂરી તાકાતથી તેમની ઉપર રાજ કરતું રહ્યું. ત્યાર પછી પણ પાંચ મુસ્લિમ રાજ્યો ત્યાં એકી સમયે સ્થપાયેલા રહ્યા. પછી કેટલાય સમય સુધી દક્ષિણના ઘણા ખરા વિસ્તારો પર દક્ષિણના નિઝામનો પ્રભુત્વ રહ્યો. છતાં ત્યાં મુસ્લિમોની સંખ્યા બહુ જ ઓછી છે. તેનાથી વિપરિત બધા જ ઈતિહાસવિદો એ વાત માને છે કે, રાજપૂતોના હિંદુ રાજ્યોને સંપૂર્ણપણે કોઈ મુસ્લિમ રાજા પણ નમાવી ન શક્યો. અંગ્રેજોના કાળ સુધી ત્યાંના હિંદુઓના હાથમાં મુસ્લિમો માટે તલવારો રહી છે, પરંતુ તે છતાં રાજપૂતાનાનું કોઈ હિંદુ રાજ્ય એવું નથી, જ્યાં મુસ્લિમોની નોંધપાત્ર વસ્તી ન હોય.

સીલોન અને બર્મા પર ક્યારેય મુસ્લિમોએ વિજયધ્વજ ન ફરકાવ્યો, પરંતુ ત્યાં પણ મુસ્લિમોની સારી એવી સંખ્યા છે. આ પાછલા કાળની ઘટનાઓને પણ જવા દો, અંગ્રેજ શાસનકાળમાં જ્યારે મુસ્લિમોની તલવાર બુઠ્ઠી થઈ ચૂકી હતી અને અંગ્રેજો મુસ્લિમોને દબાવવા તથા નામશેષ કરવામાં લાગેલા હતા. ૧૮૫૭ પછીની પહેલી વસ્તીગણત્રીથી લઈ ૧૯૨૧ની વસ્તીગણત્રી સુધી દર દસ વર્ષના આંકડા તપાસો તો જણાય આવશે કે, મુસ્લિમોની સંખ્યા સતત વધતી જ રહી છે. અર્થાત્ ૭૦-૮૦ વર્ષોમાં મુસ્લિમોની વસ્તી ચાર કરોડથી સાત કરોડ સુધી કેવી રીતે પહોંચી ગઈ ? અર્થાત્ ૧૮૯૧ ઈ.સ.ની વસ્તી ગણતરી મુજબ મુસ્લિમોની વસ્તી પાંચ

કરોડ સિત્તેર લાખ હતી. પરંતુ ૧૯૦૧માં ૬ કરોડ પચ્ચીસ લાખ થઈ ગઈ. અને ૧૯૨૧ની વસ્તીગણત્રીમાં ૬ કરોડ સિત્તેર લાખ થઈ ગઈ. જરા વિચારો ! માત્ર ત્રીસ વર્ષના ટૂંકા ગાળામાં એક કરોડ મુસલમાન ક્યા મહમૂદ અને ઔરંગઝેબની તલવારના જોરે વધી ગયા. પછી આજે પણ ભારતના દરેક ખૂણે મુસ્લિમ વસ્તીમાં જે હેરતભર્યો વધારો નોંધાય રહ્યો છે, તે આખરે કઈ અત્યાચારી શક્તિનું પરિણામ છે ?

અમારા બિનમુસ્લિમ મિત્રોને ભારતમાં ઈસ્લામના પ્રસાર પર બહુ જ આશ્ચર્ય છે અને તેઓ પોતાની અજ્ઞાનતા કે દ્વેષના લીધે આનું કારણ ક્યારેક ગઝનવીની તલવારને અને ક્યારેક ઔરંગઝેબના અત્યાચારને ઠરાવે છે. પરંતુ એ વાત ક્યારેય નથી વિચારતા કે, વિશ્વના દૂરસુદૂરના વિસ્તારોમાં અહીં સુધી કે યુરોપ તથા અમેરિકામાં પણ ઈસ્લામનો જે ફેલાવો થઈ રહ્યો છે, તે આખરે ક્યા મુસલમાન વિજયી (ફાતિહ)ની તલવારનું પરિણામ છે ? ખરેખર વાસ્તવિક્તા એ છે કે, ઈસ્લામ પોતાની ખાસિયતોના કારણે ફેલાયો છે. અને આ કારણ ઈસ્લામ ધર્મ પ્રકૃતિ સંમત (મુવાફિકે ફિતરત) છે, એ કારણે પણ ફેલાય રહ્યો છે અને ફેલાતો રહેશે અને બિનમુસ્લિમો તેના ફેલાવા પર આશ્ચર્યચકિત થતા રહેશે.

સૌથી વધારે હૈરતભરી વાત એ છે કે, વિશ્વના તે ભાગો જે બેદીનીના સૌથી મોટા કેન્દ્રો છે, ત્યાં પણ ઈસ્લામને અસામાન્ય લોકપ્રિયતા સાંપડી રહી છે. દા.ત. પેરિસમાં મુસ્લિમો લાખોની સંખ્યામાં છે. યુ.કે.માં ઘણી ઝડપથી ઈસ્લામનો ફેલાવો થઈ રહ્યો છે. ઉત્તર અમેરિકામાં ઈસ્લામ પ્રસારની ગતિ અસામાન્ય છે. વિચારવાની વાત છે કે, બેદીનીના આ કેન્દ્રોમાં આખરે કઈ તલવારના ભયથી ઈસ્લામ પ્રસરી રહ્યો છે. આ હકીકતો ઉપર વિચાર કરવો જોઈએ.



## ❋ મહમૂદ ગઝનવી ❋

અંગ્રેજોએ પોતાના સામ્રાજ્યવાદને ટકાવી રાખવા અખંડ ભારતની વિભિન્ન કૌમો દરમ્યાન વિખવાદ અને વૈમનસ્યનું વાતાવરણ પેદા કર્યું. અને ઐતિહાસિક બનાવોને ધૃણા તથા નફરત ફેલાવવા માટે વિકૃત રીતે રજૂ કર્યા. એના એક ભાગ રૂપે તેમણે ભારતના મુસ્લિમોના ઈતિહાસને વિવિધરૂપે રજૂ કરી હિન્દુ-મુસ્લિમ વૈમનસ્યમાં વધારો કર્યો. તેમણે મુસ્લિમોના ભારત-ગુજરાત સાથેના સબંધોની શરૂઆત મુહમ્મદ બિન કાસિમ અને મહમૂદ ગઝનવીના હુમ્લાઓથી કરી. જેનાથી અંગ્રેજો એ દર્શાવવા માંગે છે કે, મુસ્લિમોનો સબંધ ભારત સાથે ફક્ત યુદ્ધખોરોનો જ છે. ઈસ્લામ પહેલાના સાંસ્કૃતિક, વૈપારિક સબંધો તથા ત્યાર બાદના પણ જ્ઞાનવિદ્યા અને કળા-કારીગરી વગેરેના સબંધોને છૂપાવવાની કોશિશ કરી અથવા તેનો ઉછડતો ઉલ્લેખ કરી બીજી સામાન્ય બાબતો તરફ ધ્યાન વધારે કેન્દ્રિત કર્યું.

ભારતિય સંશોધનકર્તા અને ઈતિહાસકાર શ્રીમતિ રોમિલા થાપરે મહમૂદ ગઝનવીના સોમનાથ ઉપર હુમ્લા વિશે વર્ણન કરતાં લખ્યું છે કે, બ્રિટિશરોએ **"ભાગલા પાડો અને રાજ કરો"**ની નીતિ અંતર્ગત મંદિરને લૂંટવાની ઘટનાનો પ્રચાર હિન્દુત્વ ઉપર મુસ્લિમોના હુમ્લા તરીકે કર્યો. જ્યારે કે મહમૂદ ગઝનવીના હુમ્લા બાદ પણ હિન્દુઓ અને મુસ્લિમોની મિત્રતા અકબંધ રહી હતી. અનેક હિન્દુઓ મુસ્લિમ રાજાઓના દરબારમાં મંત્રી બન્યા, મુસ્લિમ શાસનમાં બહુમતિ ધરાવતો હિન્દુ સમુદાય સુખી અને સમૃદ્ધ રહ્યો હતો. સાચી વાત તો એ છે કે, હિન્દુઓ અને મુસ્લિમો સદાકાળથી દુશ્મન રહ્યા છે એ બાબત પુરવાર કરવા માટે બ્રિટિશરોએ નવેસરથી ઈતિહાસ લખ્યો.

થાપરના જણાવ્યા અનુસાર ૧૧મી સદીમાં જ્યારે સોમનાથને અડીને આવેલું વેરાવળ મધ્ય એશિયા અને આરબ દેશોમાં વેપાર માટેનું મુખ્ય બંદર હતું ત્યારે ત્યાં તમામ ધર્મોમાં શ્રદ્ધા ધરાવતા લોકો એક સાથે રહેતા હતા અને વેપાર પણ કરતા હતા. થાપર લખે છે કે, અગાઉના લખાણો

અનુસાર સોમનાથ પર મહમૂદ ગઝનીના હુમ્લાને ''હિન્દુઓને માનસિક આઘાત'' સાથે સાંકળવા ૧૮૪૩માં લંડનના હાઉસ ઓફ કોમન્સમાં સોમનાથ મંદિરના દરવાજાઓને લઈને ચર્ચા કરાઈ હતી. ૧૮૪૨માં લોર્ડ એલેનબોરોના પ્રખ્યાત જાહેરનામા ''દરવાજાઓ અંગેની જાહેરાત''માં બ્રિટિશ આર્મીના જનરલ નોટને હુકમ કર્યો કે તેઓ અફઘાનિસ્તાનમાંની મહમૂદની કબરના ચંદનથી બનેલા લાકડાના દરવાજા કાઢીને ભારત પાછા લઈ આવે. એવી માન્યતા હતી કે આ દરવાજા મહમૂદ સોમનાથથી લૂંટીને લઈ ગયો હતો. એ વખતે દાવો કરાયો હતો કે, આમ કરવાનો હેતુ ભારત પાસેથી જે લૂંટવામાં આવ્યું છે, તે ભારતને પાછું આપવાનો છે.

આ પ્રકારની જાહેરાતથી હાઉસ ઓફ કોમન્સમાં મોટો હોબાળો મચ્યો હતો. સવાલ ઉઠ્યો હતો કે શું એલેનબોરો હિન્દુઓને રાજી કરવા ધાર્મિક પૂર્વગ્રહોને પ્રોત્સાહન આપે છે કે રાષ્ટ્રીય લાગણીને અપીલ કરવા માંગે છે. સામે પક્ષે એવી દલીલ કરાઈ હતી કે, આ દરવાજાઓ 'રાષ્ટ્રીય સંપત્તિ' છે, કોઈ ધાર્મિક પ્રતીક નથી. એવી પણ દલીલ કરાઈ હતી કે, કોઈ ઈતિહાસ-કારે એવું વર્ણન કર્યું નથી કે મહમૂદ તેના હુમલાઓમાં દરવાજાઓ પણ લૂંટીને લઈ ગયો હતો. આ બાબત માત્ર લોકોએ ઘડી કાઢેલી દંતકથા છે. એલેનબોરોએ મહમૂદના હુમલાને હિન્દુના આત્મા પર ઘા ગણાવ્યો હતો અને આ દરવાજા પાછા આપવાને તે આઠસો વર્ષ અગાઉ થયેલા અપમાનનો બદલો વાળવાનું માનતો હતો. આ દરવાજાઓને મહમૂદની કબર પરથી મૂળ સાથે ઉખાડી નાખવામાં આવ્યા અને એક મહાન વિજય મેળવ્યો હોય એવી રીતે પાછા લાવવામાં આવ્યા. ઉત્તર ભારતના ગામડે-ગામડે ઢોલ-નગારા સાથે તેને ફેરવવામાં આવ્યા. આ દરવાજા પર ઈજિપ્તની કારીગરી મળી આવી અને તેનો ભારત સાથે કોઈ જ સબંધ જોવા મળ્યો નહીં. તેઓ આગ્રાના લાલ કિલ્લાના દિવાને-ખાસમાં જૂઠુ બોલ્યા. તેમણે આ ખોટા ઈતિહાસ દ્વારા એક વેરભાવની લાગણી પેદા કરી. આશ્ચર્ય એ વાતનું છે કે આવી બીજી કેટલી ઐતિહાસિક સચ્ચાઈઓમાં આવું જ જૂઠાણું સમાયેલું હશે. *(મલ્લિકા સારાભાઈ, દિવ્ય ભાસ્કર : ૨૯/૧૧/૧૧)*

ડૉ. રામઆશ્રય રાજ પોતાના પુસ્તક 'મુસ્લિમ બાદશાહોંકી રાજનૈતિક નીતિ'માં નોંધે છે કે, ''માત્ર તલવારના બળે અધિક સમય સુધી શાસન ચલાવી શકાતું નથી. તેથી તેમના માટે હિન્દુઓને પોતાની સાથે મેળવવા જરૂરી હતું. તદ્‌નુસાર રાજ્યની સ્થાપના કાજે હિન્દુઓને ધાર્મિક સુવિધાઓ અને સરકારી કામકાજમાં હોદ્દાઓ આપવામાં આવ્યા. તે ઉપરાંત સૈન્યમાં પ્રતિનિધિત્વ, મંદિર નિર્માણની પરવાનગી, બ્રાહ્મણો, અન્ય સાધુઓ અને સંતોનું માન-સન્માન, સંસ્કૃતના લેખકોને પ્રોત્સાહન વગેરે તમામ સગવડો આ રાજનૈતિક ઉદ્દેશ્યની પૂર્તિ માટે જ હતી. ઈતિહાસના ગહન અભ્યાસથી ખ્યાલ આવે છે કે, ઘણા મુસ્લિમ બાદશાહોને ધર્મથી અધિક રૂચિ ન હતી, તેમની ધાર્મિક નીતિ પણ સામાન્યરૂપે રાજનીતિ પ્રેરિત હતી.... આ જ નીતિને કારણે મહમૂદ ગઝનવીએ હિન્દુઓ તરફ મિત્રતાનો હાથ લંબાવ્યો. સોમનાથના વિજયની સાથે રાજ્ય ત્યાંના રાજા સુખપાલને સોંપી દીધું. રાજનૈતિક ઉદ્દેશ્ય ખાતર કલિંજરના રાજા વિરૂદ્ધ કનોજના રાજા કુંવરરાયની મદદ કરી અને સુલતાને લાહોરમાં જે સિક્કો ચલાવ્યો તેના એક તરફ અરબી અને બીજી તરફ સંસ્કૃતના શબ્દો અંકિત હતા.''

મહમૂદના નામની સાથે સોમનાથ મંદિરની કહાણી એક આવશ્યક અંગ બની ગઈ છે. તેને લઈને મહમૂદ ગઝનવીને હિન્દુઓના કટ્ટર શત્રુ તરીકે ચિતરવામાં આવે છે અને મહમૂદ સાથે સબંધિત અન્ય તમામ તથ્યોને વિસારે પાડી દેવામાં આવે છે. ટૂંકમાં કહીએ તો હકીકત એ છે કે, આ મંદિર તે વખતે તમામ રાજનૈતિક ઉથલ-પાથલનું એક કેન્દ્ર બની ગયું હતું. અને ઘણાંખરા પરાજિત-અપમાનિત રાજાઓ ત્યાં પહોંચીને મહમૂદ સામે સંયુક્ત મોરચો તૈયાર કરી રહ્યા હતા. તેના વિરોધીઓ સિન્ધ, ઈરાન અને ગુજરાત પ્રદેશમાં સક્રિય હતા. તેઓ જોડ-તોડની રાજનીતિથી તેના વિરૂદ્ધ ષડયંત્ર રચી રહ્યા હતા. આ ષડયંત્રને ખતમ કરવું તેના રાજનૈતિક ભવિષ્ય માટે ખૂબ જરૂરી હતું. આ સમગ્ર ઘટનાક્રમ માત્ર રાજાઓની લડાઈઓના પરિપ્રેક્ષ્યમાં જ હતો, કેમકે તે જમાનો જ તેનો હતો. આમ, મહમૂદ જ્યારે સોમનાથના સમીપ પહોંચ્યો તો તેણે જોયું કે મંદિર અને શહેરોમાં એક

વિશાળ સૈન્ય તેના સામના માટે તૈયાર છે. મંદિરમાં આટલું મોટું સૈન્ય તે બાબતની દલીલ હતી કે ષડયંત્ર રચાઈ ગયું છે. જો મહમૂદને મંદિર તોડવાનો એટલો જ શોખ હોત તો પંજાબ અને સિન્ધ પ્રદેશથી સોમનાથ સુધી અનેક મંદિરો તેના માર્ગમાં આવ્યા હતા અને આ વિશાળ ક્ષેત્રમાં હજારો નહીં, લાખો હિન્દુઓ આબાદ હતા. પ્રશ્ન એ છે કે, તે મંદિરો તેણે કેમ ન તોડ્યા અને વિશાળ ધરતી ઉપર આબાદ લાખો હિન્દુઓને બળજબરીપૂર્વક મુસલમાન કેમ ન બનાવ્યા ?

મોટાભાગે આપણે એ તથ્યને દોહરાવતા રહીએ છીએ કે, મહમૂદે સોમનાથ મંદિર નષ્ટ કર્યું અને તેને લૂંટ્યું. પણ આપણે તે બાબત ઉપર સ્હેજ પણ ધ્યાન આપતા નથી કે, તેણે પોતાની સેના અને પ્રશાસનમાં હિન્દુઓને ઉચ્ચ હોદ્દાઓ ઉપર લગાવ્યા હતા. 'તારીખે બયહકી' નામના પુસ્તકમાં ઉલ્લેખ છે કે, તેના સૈન્યમાં તિલક, સોંધી, રાય હિન્દ, હઝરન જેવા હિન્દુ સેનાપતિઓ હતા. તેણે એક હિન્દુ કવિને ધન આપીને પુરસ્કૃત કર્યો હતો.

'એન્સાયક્લોપીડિયા ઓફ ઈસ્લામ'ના ખ્રિસ્તી લેખકે લખ્યું છે : ''મહમૂદે ધર્મના મામલામાં ક્યારેય પણ બળજબરી કરી નથી, બલ્કે ઘણા પદો ઉપર તેણે પોતાના ધર્મના લોકો કરતાં વિધર્મીઓને પ્રાધાન્ય આપ્યું.''

ઍડવર્ડ ગિબ્બને મહમૂદ ગઝનવીની દૂરંદેશી અને ઉદારતા તેમજ સંતુલિત સ્વભાવને સ્વીકારતાં લખે છે : ''મહમૂદ દુનિયાના શ્રેષ્ઠ બાદશાહોમાંથી એક હતો. તે એક નીડર સૈનિક હતો. એક અનુભવી કમાન્ડર, ન્યાય અને ઈન્સાફનો આવાહક તથા વિદ્વાનો અને જ્ઞાનીઓનું સન્માન કરનારો હતો. તે એક એવો શાસક હતો, જેણે શાંતિ વ્યવસ્થા અને સુખદ વાતાવરણનો પ્રયાસ કર્યો તથા શિક્ષણ અને વેપારને પ્રોત્સાહન આપ્યું. તે માનવીય રૂપે નિયમોનું ચુસ્ત પાલન કરતો હતો. સ્વાભાવિક રીતે તે અત્યાચારી અને ક્રૂર ન હતો, ન તો તે લાલચુ હતો, પરંતુ સંતુલિત સ્વભાવનો હતો, દાનવીર હતો.''

*(ઈસ્લામ ઔર ગેરમુસ્લિમ : પૃ.૩૮, પ્રકાશક : યુનિવર્સલ પીસ ફાઉન્ડેશન, નવી દિલ્હી)*

ભારતના પ્રસિદ્ધ ઈતિહાસકાર શ્રી સી. વી. વિપ્દેદ (ઑનરરી ફેલો, મુંબઈ વિશ્વવિદ્યાલય) મહમૂદ ગઝનવી વિશે લખે છે કે, ''તે એક ચુસ્ત રીતે નિયમો અને કાયદાઓનું પાલન કરનારો હતો તેમજ તેનું આચરણ ઉચ્ચ હતું. તેના હુમલાઓમાં એ વાતની તો ખૂબ બૂમરાણ મચાવવામાં આવતી રહી કે ખૂનામરકી થઈ, કેદીઓને ગુલામ બનાવી દેવામાં આવ્યા, પરંતુ મહિલાઓની સાથે યૌનાચાર અને તેમની હત્યાઓનું કોઈ ઉદાહરણ મળતું નથી. તે ન્યાયપ્રિય હતો, તેથી જુલ્મ અને અત્યાચારથી નફરત કરતો હતો. જો તેનો પુત્ર પણ વ્યભિચારનો અપરાધી હોત તો તે તેને પણ કતલ કરવા તૈયાર થઈ જતો.''

'સૈયદ ગુલશને હિન્દ'ના લેખક લાલા બાબુરામ લખે છે : ''મહારાજા કનોજ અને મહમૂદ ગઝનવીના સબંધો એટલા સારા હતા કે, મહમૂદે રાજાને એ કહી રાખ્યું હતું કે, જ્યારે પણ કોઈ બીજો તમારા ઉપર હુમલો કરે તો કોઈ પણ પરેશાની વગર પોતાની મદદ માટે ગઝનીથી લશ્કર બોલાવી શકો છો અને આ વાત માત્ર તમારા માટે જ નહીં, બલ્કે તમારા વારસો માટે પણ છે. ગઝનીનું શાસન હંમેશા તમારા વારસદારોની દિલોજાનથી મદદ કરશે.''

લેખક કહે છે કે, જ્યારે રાજા આનંદપાલે કનોજ ઉપર ચઢાઈ કરી તો તેની જાણ થતાં જ મહમૂદે આપેલ વચન અનુસાર પોતે જ ફોજ લઈને પહોંચ્યો. પરંતુ કનોજનો રાજા તેના પહોંચતાં પહેલાં જ લડાઈમાં મૃત્યુ પામ્યો હતો. તેનાથી મહમૂદ ખૂબ વ્યથિત થયો અને તેણે કાલિંજર તરફ કૂચ કરી, પણ આનંદપાલ તેનો સામનો કરવા અસમર્થ હતો, તેથી તેણે મહમૂદથી રક્ષણની યાચના કરી અને મહમૂદે તેને માફ કરી દીધો.

**બદનામ ઔરંગઝેબ આલમગીર :**

મોગલ બાદશાહોમાં ઔરંગઝેબને જેટલો બદનામ કરવામાં આવ્યો છે અને તેના વ્યક્તિત્વ ઉપર જેટલું લાંછન લગાવવામાં આવ્યું છે, સંભવતઃ અન્ય કોઈ બાદશાહ કે સુલ્તાનને એટલો બદનામ કરવામાં આવ્યો નથી.

વર્ષોથી એવો ઈતિહાસ ભણાવવામાં આવી રહ્યો છે અને ઈતિહાસના પુસ્તકોમાં એવો ઉલ્લેખ જોવા મળે છે કે, તે એક નિર્દયી, અત્યાચારી, હિન્દુ વિરોધી અને મંદિરોને ધ્વંસ કરનારો બાદશાહ હતો.

આશ્ચર્ય એ વાતનું છે કે, ઈતિહાસના પુસ્તકોમાં એ પણ ઉલ્લેખ જોવા મળશે કે તે એક ઈશપરાયણ, પ્રજા સાથે પ્રેમ અને સહાનુભૂતિ આચરનારો તેમજ ન્યાયપ્રિય બાદશાહ હતો. તેના શાસનમાં હિન્દુઓ ઉચ્ચ હોદાઓ ઉપર બિરાજમાન હતા અને તેણે હિન્દુ મંદિરોને ખૂબ જાગીરો આપી હતી. આપણી કરૂણતા એ છે કે, વાસ્તવિક્તાથી ઢાંકપિછોડો કરવામાં આવે છે અને અસત્ય પુરાવાઓના ભ્રામક પડછાયા સાથે આવી ઘટનાઓને લોકો સામે મૂકવામાં આવે છે અને તે પણ અનેકવાર ! છેવટે તેને જ લોકો સત્ય સમજી લે છે.

સમજુ લોકો ભલે ઐતિહાસિક ઘટનાઓની તપાસ ન કરે, માત્ર એટલું તો વિચારી શકે છે કે, જે વ્યક્તિ રાત્રિઓના ઉજાગરા કરીને બંદગી કરતો હોય, બાદશાહ હોવા છતાં જાત મહેનત કરીને પોતાનું પેટ પાળતો હોય, ગરીબો, જરૂરતમંદો અને પીડિતોની ફરિયાદો સાંભળતો હોય, તે કઈ રીતે લોકો ઉપર અત્યાચાર કરી શકે ? અને કઈ રીતે પોતાની પ્રજાને હેરાન-પરેશાન કરીને પચાસ-પચાસ વર્ષ સુધી શાસન કરી શકે ? હા, એ વાત સાચી છે કે તેણે ભોગ-વિલાસના તમામ માધ્યમો જેવાં કે નાચગાન, સંગીત અને શરાબ ઉપર પ્રતિબંધ લાદી દીધો હતો. બેઢંગી શાયરીઓ તેણે બંધ કરાવી દીધી હતી અને અકબરના જમાનાથી ચાલી આવતી નજરાનાઓની રસમ પણ તેણે બંધ કરાવી દીધી હતી.

### ઔરંગઝેબ પ્રજાભિમુખ હતો :

ઔરંગઝેબ એક એવો શાસક હતો, જે શાસનને અલ્લાહપાકની અમાનત સમજતો હતો. તેથી દિવસ-રાત પોતાની પ્રજાની સેવામાં લાગેલો રહેતો. તે જોઈને તેના હિતેચ્છુ અમીરે તેને સલાહ આપી કે, એટલું કષ્ટ ન ઉઠાવો કે બિમાર પડી જાઓ. તેના અમીરને પ્રત્યુત્તર વાળતાં તે લખે છે કે...

"તે સર્વશક્તિમાન અલ્લાહ તઆલાએ મને દુનિયામાં તે ઉદ્દેશ્ય માટે નથી મોકલ્યો કે હું મહેનત અને પરિશ્રમ કરીને માત્ર પોતાના જીવનનું કલ્યાણ કરૂં, બલ્કે એટલા માટે મોકલ્યો છે કે, હું બીજાઓ માટે જીવિત રહું. મારો ઉદ્દેશ્ય એ નથી કે હું મારા માટે સુખ-સાહ્યબી મેળવું, બલ્કે મારો ઉદ્દેશ્ય એ છે કે મારી પ્રજાની ખુશીને પોતાની ખુશી સમજું. મારા માટે એ વાત સન્માનની છે કે, મારી પ્રજાના સુખ અને આરામને હંમેશા મારી દૃષ્ટિ સમક્ષ રાખું અને તેમની સુખ-શાંતિમાં કોઈ પણ પ્રકારની રૂકાવટ ન બનું. ત્યાં સુધી કે ન્યાય મને તે માટે મજબૂર ન કરે અથવા રાજ્યની સુરક્ષાને જાળવી રાખવાનો પ્રશ્ન દરમિયાનમાં ન આવી જાય."

*(રૂકઆતે આલમગીર, સંદર્ભ : શાહાને ઈસ્લામ-૫૩)*

હકીકત છે કે, આ વિચારો કોઈ સ્વાર્થી, અત્યાચારી અને મનુષ્ય વિરોધી વ્યક્તિના નથી હોઈ શકતા. આ માત્ર આડંબર પણ નથી. કેમકે તેની પૃષ્ઠભૂમિમાં ઔરંગઝેબના જીવનનો ૮૦ વર્ષોનો ઈતિહાસ મૌજૂદ છે. ઈતિહાસકારોનો સર્વસંમત અભિપ્રાય છે કે તેણે ન ક્યારેય બત્રીસ ભોજન ખાધાં, ન ભોગ-વિલાસના સાધનો અપનાવ્યા. હર પળ કામમાં વ્યસ્ત રહેવું એ જ તેનું દૈનિક જીવન હતું. સુખ-સાહ્યબી અને ઐશ્વર્યથી તેને નફરત હતી. પ્રજાની પરેશાની તેને પરેશાન કરતી અને તેમના દુઃખથી તે દુઃખી થતો. જ્યાં સુધી સામાન્ય વ્યક્તિની વાત તે પોતાના કાનોથી ન સાંભળી લેતો, ત્યાં સુધી તેને ચેન ન આવતું. દિવસમાં ત્રણ-ત્રણ વાર દરબાર લાગતો. જ્યાં દરેક વ્યક્તિ, નાનો હોય કે મોટો, બાદશાહની રૂબરૂ ફરિયાદ કરી શકતો અને બાદશાહ પોતે પોતાના હાથથી ન્યાય લખતો.

ડૉ. કરીરીએ ૮૦ વર્ષની ઉંમરમાં આલમગીરને જોયો હતો. તેઓ લખે છે કે, "તે સાફ અને સફેદ મલમલના કપડાં પહેરીને અમીરોના ટોળામાં ઉભો હતો. ન્યાય ઈચ્છતા લોકોની અરજીઓ સ્વયં લઈ રહ્યો હતો અને ચશ્મા વગર વાંચીને સ્વયં પોતાના હાથથી હસ્તાક્ષર કરતો જતો હતો. તેના પ્રસન્ન ચહેરા ઉપર સ્પષ્ટ થતું હતું કે તે પોતાના કામો અને વ્યસ્તતાઓથી ખૂબ ખુશ અને સંતુષ્ટ હતો." *(અનુવાદ : તારીખે એલ્ફિન્સ્ટન, પૃ.૨૩)*

## ઔરંગઝેબના શાસનમાં રાજકીય સ્વતંત્રતા :

ઔરંગઝેબના શાસનમાં હિન્દુઓને રાજકીય સ્વતંત્રતા પ્રાપ્ત હતી. તેના સમક્ષ રૂબરૂ ઉપસ્થિત થવામાં કોઈને સંકોચ ન હતો. સામાન્ય વ્યક્તિ પણ તેને મળી શકતો હતો. તેમાં કોઈ જાતિ, જ્ઞાતિ કે ધર્મનો ભેદભાવ જોવા ન મળતો. રાજ્યના ઉચ્ચ પદો ઉપર હજારો બિનમુસ્લિમો કામ કરતા હતા. જશવંતસિંહ અને જયસિંહ તેના સેનાપતિઓ હતા. રઘુનાથ ખત્રી, રાય રાયન અને બનવારીલાલ મુન્શી તેના પ્રશાસન વિભાગના અધિકારીઓ હતા, જેમના ઉપર બાદશાહ સંપૂર્ણ ભરોસો કરતો હતો. તે ઉપરાંત ખ્રિસ્તી, યહૂદી અને પારસી પોતાની યોગ્યતાઓ અનુસાર વિવિધ હોદ્દાઓ સંભાળતા હતા. નોકરીઓ બાબતે બાદશાહ કોઈ ભેદભાવ રાખતો ન હતો. તેની બિનપક્ષપાતી અને ભેદભાવરહિત નીતિના અનુસંધાનમાં ટી. ડબલ્યૂ. આર્નોલ્ડ પોતાના પુસ્તક 'પ્રીચિંગ ઑફ ઈસ્લામ'માં લખે છે કે....

"ઔરંગઝેબના આદેશો અને પત્રોની લિખિત પાંડુલિપિ, જે હજુ પ્રકાશિત નથી થઈ, તેમાં ધાર્મિક સ્વતંત્રતાનો તે ઝળહળતો સિદ્ધાંત મૌજૂદ છે, જે અનુસાર એક બાદશાહે તેના ધર્મથી અન્ય લોકોથી વર્તવું જોઈએ. જે ઘટના સંદર્ભે આ સિદ્ધાંત દર્શાવવામાં આવ્યો છે, તે એ છે કે કોઈ વ્યક્તિએ અરજી કરી કે, બે પારસી સેવકો વેતનની વહેંચણી માટે નિયુક્ત છે, તે આધારે તેમને નોકરીથી બરખાસ્ત કરવામાં આવે. કેમકે કુર્આનમાં મૌજૂદ છે કે, 'હે ઈમાનવાળાઓ ! મારા અને પોતાના દુશ્મનોને મિત્ર ન બનાવો.' ઔરંગઝેબ આલમગીરે આ અરજીના સંદર્ભે પ્રત્યુત્તર પાઠવ્યો કે, આ આયત (શ્લોક) એ અવસર માટે નથી અને પોતાના આ કથનની પુષ્ટિ માટે આ આયત લખી કે, "તમારા માટે તમારો દીન અને મારા માટે મારો દીન." શાહી અને સરકારી નોકરીઓ લોકોને તેમની યોગ્યતાઓ અનુસાર મળશે, તેના સિવાય કોઈ અન્ય આધારે નથી મળી શકતી." *(પૃ.૨૮)*

બંગાળી ઈતિહાસકાર સર જાદુનાથ સરકાર 'તારીખે ઔરંગઝેબ'માં લખે છે કે, "ઔરંગઝેબનો ઈતિહાસ ભારતમાં ૬૦ વર્ષનો અત્યંત ઉજ્જવળ

અને પ્રકાશિત ઈતિહાસ છે. તેણે કોઈ હિન્દુને બળપૂર્વક મુસલમાન નથી બનાવ્યો, ન શાંતિના જમાનામાં તેણે કોઈ હિન્દુની જાન લીધી. ઉદારતામાં કોઈ રીતે પણ પોતાના પૂર્વજોના મોગલ બાદશાહોથી ઉતરતો ન હતો.''

તેઓ આગળ લખે છે કે, ''બનારસની જ્ઞાનવાપી મસ્જિદ અંગે એવું કહેવામાં આવે છે કે, ઔરંગઝેબે મંદિર તોડીને તેનું નિર્માણ કર્યું હતું. તેની હકીકત એ છે કે, તે સ્થાને તેના જમાનામાં કોઈ મંદિર હતું જ નહીં, બલ્કે અકબરના કાળમાં દીને ઈલાહીનું એક સંસ્થાન હતું, જેને ઈ.સ. ૧૬૨૭માં શાહજહાંએ તોડીને મસ્જિદ બનાવી દીધી હતી અને તેનું ઐતિહાસિક નામ ''ઈવાને શરીઅત'' રાખ્યું હતું.''

હેમિલ્ટન નામે એક અંગ્રેજ ઔરંગઝેબના કાળમાં ભારત આવ્યો હતો. તે પોતાના સફરનામામાં વિભિન્ન શહેરોનો નજરે જોયેલ અહેવાલ લખતાં જણાવે છે કે, ''શાસનનો ધર્મ માત્ર ઈસ્લામ છે, પરંતુ સંખ્યામાં જો દસ હિન્દુઓ છે તો એક મુસલમાન. હિન્દુઓ સાથે ઉદારતા અને ભાઈચારો પૂર્ણ રીતે રાખવામાં આવે છે. તેઓ પોતાના વ્રત રાખે છે, પૂજાપાઠ કરે છે અને તહેવારોને એ જ રીતે ઉજવે છે, જેમકે આગળ ઉજવતા હતા, જ્યારે શાનસ હિન્દુઓનું હતું.'' *(સફરનામા હૅમિલ્ટન, ૧-૧૨૭-૧૨૮)*

હૅમિલ્ટન સુરત શહેર વિશે લખે છે કે, ''આ શહેરમાં લગભગ એકસો વિભિન્ન ધર્મોના લોકો રહે છે, પરંતુ તેમના દરમ્યાન ક્યારેય કોઈ ઝઘડો તેમની આસ્થા અને પૂજાપાઠની રીતો વિશે નથી થતો. દરેકને અધિકાર છે કે જે રીતે ચાહે, પોતાની રીતે પોતાના ઈશ્વરની ઉપાસના કરે. માત્ર ધાર્મિક મતભેદોના આધારે કોઈને કષ્ટ પહોંચાડવું કે તકલીફ આપવી, તે મુસ્લિમ લોકોમાં જોવા મળતું નથી.'' *(સફરનામા હૅમિલ્ટન, ૧-૧૨૭-૧૨૮)*

બળપૂર્વક ધર્મ પરિવર્તન અંગે ટી. ડબલ્યૂ. આર્નોલ્ડ નોંધે છે કે, ''ઔરંગઝેબના શાસનકાળના ઈતિહાસના પુસ્તકોમાં જ્યાં સુધી મેં સંશોધન કર્યું છે, બળપૂર્વક મુસલમાન બનાવવાનો ક્યાંય ઉલ્લેખ નથી.''

*(પ્રિચિંગ ઑફ ઇસ્લામ)*

ઈતિહાસકાર ઍનફિસ્ટન પણ એ જ અભિપ્રાય આપે છે કે, "એવું પ્રમાણિત થતું નથી કે કોઈ હિન્દુને તેના ધર્મના કારણે ઔરંગઝેબે કતલ કર્યો હોય અથવા કેદ કે દંડની સજા કરી હોય કે પછી કોઈ વ્યક્તિ ઉપર ખુલ્લી રીતે પોતાના ધર્મ અનુસાર ઉપાસના કરવાને કારણે વાંધો લીધો હોય." *(તારીખે હિન્દ)*

સંશોધનોથી ફલિત થાય છે કે, ઔરંગઝેબ દ્વારા હિન્દુઓના હૃદય દૂભાવવા અને તેમના ઉપર કડકાઈ કરવાની વાત પણ તદન ઉપજાવી કાઢેલ છે. તે સંદર્ભમાં બાબુ નિરંજન સેન પોતાના પુસ્તક 'બનારસ સીટી'માં લખે છે કે, "ઔરંગઝેબને ખબર મળી કે બનારસના કેટલાક અધિકારીઓ બ્રાહ્મણોને રંજાડે છે, તો તેણે ગવર્નર અબૂલ હસનને આદેશ મોકલ્યો કે, આપણા ધર્મશાસ્ત્રમાં હુકમ છે કે મંદિર તોડવામાં ન આવે અને ન તો તેમના પૂજારીઓ ઉપર કડકાઈ દાખવવામાં આવે. તેથી આદેશ આપવામાં આવે છે કે, કોઈ વ્યક્તિ બ્રાહ્મણ કે કોઈ હિન્દુ ઉપર કોઈ પણ પ્રકારનું દબાણ ન નાંખે."

મુસ્લિમ શાસનકાળમાં અહીંના બાદશાહો અને સુલ્તાનોએ ધાર્મિક સહિષ્ણુતાનું ઉમદા ઉદાહરણ પ્રસ્તુત કર્યું છે. પંડિત જવાહરલાલ નહેરૂ બાબર વિશે લખે છે કે, તેના સ્વભાવમાં ખૂબ આકર્ષણ હતું, તે પુનરૂત્થાન કાળનો એક નેતા હતો, ખૂબ શૂરવીર અને સાહસી હતો. કળા અને સાહિત્યપ્રેમી હતો. હુમાયૂએ પણ પોતાની સહિષ્ણુતાથી અહીંના લોકોના હૃદયો જીત્યા હતા. શેરશાહની સહિષ્ણુતાના ગુણગાન તો અંગ્રેજ અને ભારતીય ઈતિહાસકારો સૌએ ગાયાં છે.

વર્તમાનકાળના ઈતિહાસકારોમાં 'શેરશાહ' નામે પુસ્તકના રચયિતા કાલકા રંજન કાનૂનગોએ લખ્યું છે કે, "શેરશાહ પહેલો શાસક છે, જેણે વિભિન્ન ધર્મોના અનુયાયીઓને મેળવીને એક ભારતીય કૌમ બનાવવાનો પ્રયાસ કર્યો, જ્યારે તેનો શ્રેય અકબરને આપવામાં આવે છે અને શેરશાહ માટે આ દાવાને નકારવામાં આવે છે.... પરંતુ શેરશાહ સાચા અર્થમાં એક

ચિંતક અને દૂરંદેશ હતો. તેણે અલાઉદ્દીનના ચિરાગની જેમ એક જ રાતમાં હવાઈ કિલ્લો તૈયાર કરવાનો પ્રયાસ ન કર્યો, બલ્કે એક એવી ચેતનવંતી અને ન્યાય ઉપર આધારિત શાસન-વ્યવસ્થા સ્થાપિત કરી કે જેનાથી હિન્દુઓમાં રાજનૈતિક અને આર્થિક ખુશહાલી આપમેળે જ પેદા થઈ ગઈ. તેણે હિન્દુઓ અને મુસલમાનોને એક અને સંગઠિત બની રહેવા માટે તૈયાર કર્યા. આ રીતે તેણે રાષ્ટ્રીયતાની બુનિયાદ નાંખી અને તે માટે જેટલી ચીજોની જરૂરત હતી, તે તમામને વ્યવહારમાં ક્રિયાન્વિત કરવાનો પ્રયત્ન કર્યો.''

વિશ્વવિદ્યાલય અનુદાન આયોગ (UGC)ના ભૂતપૂર્વ ચેરમેન અને વિખ્યાત ઈતિહાસકાર પ્રૉ. સતીશચંદ્રએ એક વક્તવ્ય (લખનઉ, એપ્રિલ-૧૯૮૮)માં કહ્યું : ''કેટલાક લોકોનો ખ્યાલ છે કે, ઔરંગઝેબે રાજપૂતોથી સબંધ ખરાબ કરી નાંખ્યા હતા અને હિન્દુઓને ઉચ્ચ પદ આપવાનું બંધ કરી દીધું હતું. આધુનિક સંદર્ભો તેને ખોટું સાબિત કરે છે. ઔરંગઝેબના કાળમાં હિન્દુ પદાધિકારીઓની સંખ્યા અન્ય વર્ગોના પદાધિકારીઓથી વધુ હતી. અકબરના કાળમાં હિન્દુ પદાધિકારીઓની સંખ્યા ૧૬ ટકા હતી, જે વધીને શાહજહાંના કાળમાં ૨૪ ટકા થઈ અને ઔરંગઝેબના શાસનકાળમાં તે વધીને ૩૬ ટકા થઈ ગઈ. આ એવી હકીકત છે, જેને ખૂબ ઓછા લોકો જાણે છે.'' *(કૌમી આવાઝ, ૭ એપ્રિલ ૧૯૯૮)*



# દેશદાઝ અને બિનસાંપ્રદાયિક્તાના પ્રખર હિમાયતી ટીપુ સુલ્તાનને બદનામ કરવાની કોશિશ

અમદાવાદ હર્ષલ પબ્લિકેશન તરફથી પ્રગટ થતા મેગેઝિન 'સફારી'ના ઓગષ્ટ ૨૦૧૪ના અંક નં.૨૪૩ના પેજ નં.૨૨ ઉપર ભારતની આઝાદીના મહાન લડવૈયા ટીપુ સુલ્તાન (રહ.) વિશે એક ઐતિહાસિક બનાવનું વર્ણન કરતાં લખ્યું છે કે, ઈ.સ. ૧૭૮૯માં મૈસૂરના ટીપુ સુલ્તાને ઉત્તર મલબાર પર આક્રમણ કરી એ પ્રદેશમાં આતંક ફેલાવ્યો હતો. ટીપુના લશ્કરે અનેક ઘરોને આગ ચાંપી, મંદિરો તોડી પાડ્યા અને ધર્મ પરિવર્તન કરાવવા માટે લોકો પર જુલમો ગુજાર્યા. સફારીના અંકમાં લખાયેલ આ બાબત તરફ જનાબ અઝહરૂદ્દીન અજમેરી સાહેબે અમારૂં ધ્યાન દોરવ્યું અને તકાદો કર્યો કે, ટીપુ સુલ્તાન (રહ.) વિશે ઉપરોક્ત આક્ષેપોનો જવાબ 'પયગામે રહમત'માં આપવામાં આવે તો લોકોને ઐતિહાસિક જાણકારી સાથે ટીપુ સુલ્તાન જેવા મહાન ક્રાંતિકારી અને સ્વતંત્ર સેનાની વિશે સત્ય હકીકત પ્રકાશમાં આવે.

ભારતિય ઉપખંડમાં બે મુસ્લિમ બાદશાહોએ મંદિરોનો ખ્યાલ રાખી સૌથી વધુ મંદિરો માટે જમીન-જાગીર અને રોકડ રકમો આપી છે. પરંતુ ઈતિહાસનું દુર્ભાગ્ય છે કે, આ બન્નેવ (ઔરંગઝેબ-ટીપુ સુલ્તાન)ને સૌથી વધુ બદનામ કરવામાં આવી રહ્યા છે.

'સફારી' અંકમાં પ્રગટ થયેલ લખાણ જેવું જ કલકત્તા યુનિવર્સિટીના સંસ્કૃત વિભાગના પ્રમુખ ડો. હરીપ્રસાદ શાસ્ત્રીએ લખેલ મેટ્રીકની પરીક્ષા માટેના ઈતિહાસના પાઠ્ય પુસ્તકમાં (TEXT) પણ લખ્યું હતું કે, ''ત્રણ હજાર બ્રાહ્મણોએ માત્ર એટલા માટે આત્મહત્યા કરી લીધી કે, ટીપુ સુલ્તાન તેમને બળજબરીપૂર્વક મુસલમાન બનાવવા માંગતા હતા.''

આ પ્રકારના લખાણો અંગ્રેજ ઈતિહાસકારોના ''લડાવો અને હુકૂમત કરો'' આશય હેઠળ લખાયેલા છે. અને તેનો જવાબ શ્રી બી. એન. પાંડે (ગવર્નર એમ.પી. અને ઓરિસ્સા)એ ૨૯ જુલાઈ ૧૯૭૭ના રાજ્યસભામાં

કરેલ પ્રવચનમાં વિગતવાર ચર્ચા કરતાં આપ્યો હતો.

ત્યાર બાદ તેમણે એક પુસ્તક પણ લખ્યું છે, જેનું નામ “Aurangzeb and Tipu Sultan” (Evaluation of their Religious Policies) છે. તેમાં ઔરંગઝેબ બાદશાહ અને ટીપુ સુલ્તાન પર થયેલ આક્ષેપોનું ખંડન કર્યું છે.

શ્રી બી. એન. પાંડે લખે છે કે, જ્યારે એક પ્રસંગે મને જાણ થઈ કે કલકત્તા યુનિવર્સિટીના સંસ્કૃત વિભાગના પ્રમુખ ડો. હરીપ્રસાદ શાસ્ત્રીએ એક ટેકસ્ટ (TEXT) બુકમાં એમ લખ્યું છે કે ‘‘ત્રણ હજાર બ્રાહ્મણોએ માત્ર એટલા માટે આત્મહત્યા કરી લીધી કે ટીપુ સુલ્તાન તેમને બળજબરીપૂર્વક મુસલમાન બનાવવા માંગતા હતા.’’ તો મેં તરત ડો. શાસ્ત્રીથી તેનો હવાલો માંગ્યો. તેમને કેટલાય પત્રો લખ્યા. તો તેમણે જવાબ આપ્યો કે આ ઘટના ‘‘મૈસુર ગેઝેટર’’માંથી લીધી છે. તે ગેઝેટરની શોધ મેં ઈલ્હાબાદ તથા કલકત્તાની ઈમ્પીરીયલ લાયબ્રેરીમાં કરી તો મને આ લખાણનું સમર્થન ન મળ્યું. મૈસુર યુનિવર્સિટીના તત્કાલીન વાઈસ ચાન્સલર સર હરિચંદ્રનાથ સેલ હતા. મેં એક પત્ર વડે આ ઘટના વિશે જાણવાની તેમની સમક્ષ ઈચ્છા દર્શાવી. તેમણે મારો પત્ર શ્રી કાંત્યા પાસે મોકલી દીધો. જેઓ તે વખતે ‘ ‘મૈસુર ગેઝેટર’’ની નવી આવૃત્તિ તૈયાર કરી રહયા હતા. તેમણે મને લખી મોકલ્યું કે ‘‘મૈસુર ગેઝેટરમાં આવી કોઈ ઘટના નોંધવામાં આવી નથી.’’ તેમણે એમ પણ લખ્યું કે ‘‘તેઓ મૈસુરના ઈતિહાસથી સારી પેઠે વાકેફ છે. એટલે તેઓ વિશ્વાસપૂર્વક કહી શકે છે કે મૈસુરમાં આવી કોઈ ઘટના ઘટી નથી.’’ તેમણે એમ પણ લખ્યું કે ‘‘ટીપુ સુલ્તાનના સેનાપતિ ક્રિષ્નારાવ નામી એક બ્રાહ્મણ હતા.’’ પછી તેમણે મૈસુરના ૧૫૬ મંદિરોની સૂચી પણ મોકલી, જેને ટીપુ સુલ્તાન વાર્ષિક સહાય આપતા હતા. ટીપુ સુલ્તાનના મૈસુરના શ્રીગેંરી મઠના જગદ્‌ગુરૂ શંકરાચાર્ય સાથે ઘણા સૌહાર્દપૂર્ણ સબંધ હતા. તેમણે ટીપુ સુલ્તાને શંકરાચાર્યને ઉદ્દેશીને લખેલા ત્રીસ પત્રોની ફોટો સ્ટેટ કોપી પણ જવાબ સાથે મોકલાવી હતી. મૈસુરના શાસકોનો નિત્યક્રમ હતો કે તેઓ શ્રી રંગપટ્ટમની અંદર જે રંગનાથ મંદિર છે ત્યાં જતા હતા. ટીપુ સુલ્તાન પણ સવારે નાસ્તા પહેલાં દરરોજ ત્યાં જતા હતા.

પ્રો. શ્રી કાંત્યાએ એમ પણ લખ્યું કે, ‘‘ડો. શાસ્ત્રીએ આ ઘટના કદાચ કર્નલ માઈલ્સની ‘‘હિસ્ટ્રી ઓફ મૈસુર’’થી લીધી હશે, જેમણે ફારસીનો એક હસ્તપ્રત ‘‘તારીખે ટીપુ સુલ્તાન’’નું ભાષાંતર કર્યું હતું. આ હસ્તપ્રત રાણી વિકટોરીયાની ખાનગી લાયબ્રેરીમાં મોજુદ છે. મેં આગળ તપાસ કરી તો જાણવા મળ્યું કે આવી કોઈ હસ્તપ્રત રાણી વિકટોરીયાની લાયબ્રેરીમાં નથી. કર્નલ માઈલ્સના પુસ્તકમાં બધા કિસ્સાઓ મનઘડત તથા જુઠ્ઠા છે. ડો. શાસ્ત્રીનું પુસ્તક બંગાળ, આસામ, બિહાર, ઓરિસ્સા, યુ.પી; એમ. પી. અને રાજસ્થાનની સ્કૂલોના અભ્યાસક્રમમાં શામેલ હતું. મેં કલકત્તા યુનિવર્સિટીના તત્કાલીન વાઈસ ચાન્સલર સર આશુતોષ મુખરજી સાથે પત્રવ્યવહાર કર્યો. અને બધી ઘટનાઓ લખી મોકલી તો તેમણે પેલું પુસ્તક અભ્યાસક્રમમાંથી કઢાવી નાંખ્યું. પરંતુ મને એ જોઈ આશ્ચર્ય થયું કે યુ.પી.ના જુનિયર સ્કૂલોના અભ્યાસક્રમના પુસ્તક (૧૯૭૨)માં આ વાત ફરી દોહરાવવામાં આવી.

આ એક મુખ્ય અને વારંવાર બેવડાવાતો આરોપ છે કે, ટીપુ સુલ્તાન ધર્મચુસ્ત હતા, જેમણે બિનમુસ્લિમોનું દમન કર્યું હતું. આપણે એ નોંધવું જોઈએ કે, ભારતમાં મુસ્લિમ શાસકો વિરૂદ્ધ ધર્માંધતાનો આરોપ હિંદુ-મુસ્લિમ વચ્ચે વેરભાવ અને દુશ્મનાવટ વધારવા માટે સદાય દબાણપૂર્વક લેવાયેલ છે. ટીપુ સુલ્તાન એક ધર્મનિષ્ઠ મુસ્લિમ હતા, પરંતુ ધર્માંધતા અને કોઈની શ્રદ્ધાના ભક્તિભાવમાં ભારે તફાવત છે.

આપણે કહી શકીએ કે, મૂળ હકીકતોના તટસ્થ અભ્યાસ એ રહસ્ય છતુ કરે છે કે, ટીપુ સુલ્તાન સંસ્કારી શાસક હતા. પોતે બિનસાંપ્રદાયિક વિચાર ધરાવતા. જો તેમણે કુર્ગના હિંદુઓને, મેંગ્લોરના ખ્રિસ્તીઓ અને નાયરના મુસ્લિમોને કચડ્યા હતા તે એ કારણે કે તેઓ અંગ્રેજો સાથે જોડાઈને ટીપુ સુલ્તાનની સર્વોપરિતાને હાનિ પહોંચાડવાના ઈચ્છુક હતા. તે મલબારના મોપીલાઓ અને મહેદવી મુસલમાનોને આ જ લોકોના દાયરામાં જોયા, તો તેઓનો વિશાન કરતા ખચકાયા ન હતા. તેમણે સવાનુર, કુદાયાહુ અને કુર્નુલના નવાબો ઉપર આક્રમણ કર્યું હતું અને મરાઠા કરતાં નિઝામ પ્રત્યે

તેમનું વલણ વધુ દુશ્મનાવટભર્યું હતું. તેમની સખ્તાઈ તે સમયે રાજકીય કારણે હતી. અહેવાલ જણાવે છે કે, વધુ પડતો આનંદ કે આળસ, ધર્માંધતા યા રૂઢિચુસ્તતા જે એના કારભારમાં અવરોધ પેદા કરે છે એને ટીપુ સુલ્તાન કદાપિ ચલાવતા ન હતા. અંગ્રેજો સાથે એમને મતભેદ હોવા છતાં પશ્ચિમી દેશોનું વિજ્ઞાન અને તેઓના પ્રકારની રાજ્ય વ્યવસ્થાના તેઓ આગ્રહી હતા.

સામાજિક અને ધાર્મિક બાબતે ટીપુ સુલ્તાનની મૂળ સુધી પહોંચવાની લાક્ષણિકતા સમાનહકધર્મી મુલવી શકાય. મૈસુર નજીક કાલી મંદિરમાં તેમણે નરબલીનો રિવાજ બંધ કરાવ્યો હતો. દારૂબંધી તથા ભાંગની ખેતી બંધ કરાવી હતી. સ્થાયી અને મુસાફરી કરતા દારૂડિયા અને કેફી પદાર્થોનો વ્યવહાર કરતા ફકીરોને સજા કરી દેશનિકાલ કર્યા. વેશ્યાગીરી, સ્ત્રી શોષણ પ્રથા ગેરકાયદેસર જાહેર કરી. નાયર જાતિની બહેનોની માનમર્યાદા તથા વિનમ્રતાની જાળવણી માટે પગલાં ભર્યા અને આદેશ જારી કર્યો કે તેઓ સંપૂર્ણ કપડાં સહિત પોતાના ઘરોમાંથી બહાર નીકળે. અનેકપતિ પ્રથાનો વ્યવહાર બંધ કરાવ્યો.

કે. એમ. પાનીકર સાચે જ કહે છે કે, આ રીતે નાયર જાતિની અશ્લીલ પ્રથા પર મનાઈ હુકમ ફરમાવી ટીપુ સુલ્તાન સમજતા કે પોતે સાંસ્કૃતિક મિશન ચલાવી રહ્યા છે. આ એક સુધારકની બુધ્ધિ છે, જે સૈધ્ધાંતિક તથા ભૌતિક રીતે લોકોના કલ્યાણ માટે કેટલા આતુર છે તેનું દર્શન કરાવે છે.

ધાર્મિક દૃષ્ટિએ ટીપુ સુલ્તાન સંસ્કારી તથા સમાનહકધર્મી સુલ્તાન હતા, પરંતુ અંગ્રેજ લેખક ચાર્લ્સ સ્ટીવાડે જેવાએ તેઓને ધર્માંધ સુલ્તાન તરીકે ચિતર્યા હતા. જેમણે ધાર્મિક રીતે જાતિ ભેદ અને અસહિષ્ણુતા પેદા કરી શક્તિ દ્વારા ધર્મ પરિવર્તન કરાવ્યું. ઉપરાંત ચોક્કસ જાતિનો સફાયો કરી યુદ્ધો લડ્યા હતા, પરંતુ સાચે જ સઘળા પુરાવા આ તમામ આરોપોનું ખંડન કરે છે. બધી જ જાતિના લોકો ઉપર સરખો વેરો, જમીન, વ્યાપાર અને ધંધા સબંધે નાંખ્યો હતો. પ્રત્યેક સુબામાં તેમણે એક કાઝી તથા એક પંડિતને ન્યાય માટે તથા શ્રી રંગપટ્ટમની હાઈકોર્ટમાં અપીલ માટે એક હિંદુ

અને એક મુસ્લિમની જજ તરીકે નિમણૂંક કરી હતી. એમણે બનાવેલ કેલેન્ડર હિંદુ-મુસ્લિમ બન્નેવ કૌમોને માન્ય હતું. રાજાશાહીના પ્રતિક સમ હાથીની છાપ તેમના તાંબાના સિક્કા ઉપર જોવા મળતી.

વધુ પ્રમાણમાં રાજકારભારમાં મોટા હોદ્દા ઉપર હિંદુઓની નિમણૂંક જેવા કે પુર્નિઆ, આપાજીરામ, શ્રી નિવાસરાવ, મુલચંદ, સુજાનરાવ અને બીજા કેટલાય હતા. શ્રી રંગપટ્ટમમાં બ્રાહ્મણોના રહેઠાણ માટે કેટલાક મકાનો અનામત રાખ્યા હતા. હિંદુ-મુસ્લિમ, ખ્રિસ્તી લોકો શાંતિથી હળી-મળીને રહેતા હતા તે એ દર્શાવે છે કે, એમના રાજ્યમાં સામાજીક સમાનતા સંપૂર્ણપણે જળવાયેલી હતી. આ સઘળી હકીકતો દર્શાવે છે કે, એમણે કદાપિ જાતિભેદ દર્શાવ્યો ન હતો, કે ન તો તેઓ મુસ્લિમોનું પ્રભુત્વ ચાહતા હતા. ન તો તેઓ મૂર્તિભંજક કે મંદિરભંજક હતા, બલ્કે હકીકતમાં એ તમામ મંદિરો જે તેમના રાજ્યમાં આબાદ હતા તેને સક્રિય પ્રોત્સાહન પણ આપતા અને નાણાંકીય સહારો પણ પૂરો પાડતા. તેનો ઉદાહરણીય દાખલો શ્રીગેંરીના હિંદુ મઠના જગતગુરૂ સાથે તેમનું રક્ષણ કરી પૂરો પાડ્યો હતો અને સાથે નાણાં, અનાજ, કાપડ વગેરે ભેટમાં આપ્યા. હિંદુ હુમલાખોરોના આ મંદિર ઉપર લૂંટના પ્રસંગે તેમણે ત્વરીત પગલાં ભર્યા.

મેલૂકોટિના શ્રી નારાયણ સ્વામી મંદિરને તેમણે ૧૨ હાથી, ઘરેણાં, સોના અને ચાંદીના વાસણો ભેટમાં આપ્યા હતા. નનજાગુડના શ્રી કંઠેશ્વરના મંદિરને ચાંદીનો કપ તથા પ્રખ્યાત 'પાદશાહ લિન્ગા' જે એક ખાસ પ્રકારના લીલા મજબૂત સુશોભિત પથ્થરમાંથી બનેલ હતો, ત્યાં લગાવ્યો હતો. સાત ચાંદીના કપ તથા ચાંદીની ધુપદાની દીપક શ્રી રંગપટ્ટમના શ્રી રંગનાથન મંદિરને ભેટ આપ્યા હતા. શ્રી વેંકટરામન અને તિરૂમાલાનો માન-મર્તબો વધાર્યો હતો. કંજીવરામન મુકામે ભગવાનના રહેઠાણ બનાવવા માટે દાન આપ્યા હતા. રથ ઉત્સવમાં તેઓ ભાગ લેતા અને દારૂખાના, રોશની માટે દાન પણ આપતા. દક્ષિણ મલબાર અને બીજા સ્થળોએ વિના મૂલ્યે મંદિરો માટે જમીનની વ્યવસ્થા કરતા. પુષ્પાગીરી મઠ, ગોંડિકોઠનું અંજયનિયા સ્વામી મંદિર, ગુટુપેટનું નરસિમ્હા સ્વામી મંદિર, મંચુરનું ચિનાકેશવા

સ્વામી, માતુરનું પ્રસન્ના વેંકટેશ્વર મંદિર, પ્રિવેલીમાં આવેલ શ્રીરંગા મંદિર આ સર્વનો ખર્ચ ટીપુ સુલ્તાન ઉપાડતા હતા. પુલીવેન્ડામાં અંજાનેશ્વર મંદિરમાં બંધ પડેલ પૂજાવિધિ એમણે ચાલુ કરાવી. મહારાજા હરિપ્પા જેવા બ્રાહ્મણોને તેમણે જમીન ભેટમાં આપી. રાયાકોટ્ટાઈ મંદિરના પૂજારીઓને તેમણે રોકડ રકમની મદદ કરી હતી. મેલુકોટીમાં શ્રીવિશ્નવ સંપ્રદાયના બે વર્ગો વેડાગલાઈ અને ટીનકલાઈ વચ્ચે મંદિર બાબતમાં તેમનો ન્યાય નિષ્પક્ષપાતી હતો. આ સત્યો, હકીકતો, શાંતિ અને ભારે પુરાવાઓ દર્શાવે છે કે, હિંદુઓને તેમના તરફથી મદદ અને પ્રોત્સાહન સતત મળતા રહેતા અને તેઓ શાંતિથી પોતાના ધર્મનું સંપૂર્ણપણે સ્વતંત્રતાથી પાલન કરતા હતા. ખ્રિસ્તી ધર્મ સાથે પણ તેમનો વ્યવહાર સમાનહકધર્મી હતો. સિરીયન અને આર્મેનિઅન સંપ્રદાયના ખ્રિસ્તીઓના જનકલ્યાણ અર્થે ધ્યાન આપતા અને ગોવાના આર્કબિશપને તેઓના કેથોલિક પાદરીઓને મૈસુરના ખ્રિસ્તીઓની સેવામાં મોકલવા માટે વિનંતી પણ કરી હતી.

ટીપુ સુલ્તાન સુશિક્ષિત બાદશાહ હતા. તેઓ સમજતા હતા કે, પોતે મુસ્લિમ શાસક હોવા છતાં બિનમુસ્લિમ દેશમાં છે. જ્યાં મુસ્લિમ લોકો સમગ્ર વસ્તીના હિસાબે ઘણી ઓછી એવી લઘુમતિમાં છે. તેઓ પોતાની સત્તાની મર્યાદાઓથી વાકેફ હતા. બિનમુસ્લિમોને મંજૂર ન હોય એવો કોઈ પ્રકારનો કારભાર પોતાના રાજ્યમાં ચલાવતા ન હતા. મલબાર અને કુર્ગના સામંતોની અમીરશાહીની પ્રત્યાઘાતી વર્તણૂંકનું જે માપ તેમણે કાઢ્યું હતું તે દર્શાવતું જ નથી કે, ટીપુ સુલ્તાન ખાસ ધાર્મિક મિશન ધરાવતા હતા. આ કાર્યો તેમના રાજ્ય સંચાલન અંગેના રાજકીય વિચારને આધિન હુકમો હતા. જે પોતાના રાજ્યના ધર્મોમાં એક ધર્મની સલામતી માટે વ્યૂહરચનાને લગતા હતા. એ જ પ્રમાણે મહેદવી મુસ્લિમોનો દેશનિકાલ ન તો તે માટે હતો કે તેઓ મુસ્લિમની વ્યાખ્યામાં બેસતા ન હતા, બલ્કે તેમણે જાણકારી મેળવી હતી કે તેઓ તેમના વિરૂદ્ધ ષડયંત્ર ઘડી રહ્યા છે, અને વિદેશી દુશ્મન તાકતોના એજન્ટ તરીકે તેમની સામે પડતા હતા.

ટીપુ સુલ્તાન એક જ્ઞાની વ્યક્તિ હતા. તેઓ હંમેશા જ્ઞાનીઓને પસંદ

કરતા. એમનો દરબાર ઘણા જ્ઞાની હિંદુ પંડિતો અને મુસ્લિમ વિદ્વાનોથી હર્યોભર્યો રહેતો. તેમનું વિશાળ પુસ્તકાલય કિંમતી અને અસામાન્ય પુસ્તકોથી ભરપૂર રહેતું. તેઓ સાદુ, સ્વચ્છ અને વિનયશીલ જીવન જીવ્યા. તેમનો ખોરાક દૂધ અને ફળોનો રહેતો. તેમણે કદાપિ દારૂ યા અન્ય માદક પદાર્થોનું સેવન કર્યું ન હતું.

ટીપુ સુલ્તાનમાં કોઈ પણ પ્રકારનું છીછરાપણું ન હતું. જે રાજાના શપથમાં પવિત્ર સ્વીકારેલ છે કે, “જો હું તમારૂં દમન કરૂં તો મને સ્વર્ગથી, જીવનથી, અંનતિથી વંચિત કરવામાં આવે. મારી પ્રજાના સુખમાં જ મારૂં સુખ રહેલું છે. તેઓના કલ્યાણમાં જ મારું સુખ રહેલું છે. તે કોઈ ખુશીઓ જેનો હું પોતે વિચાર કરૂં તે કલ્યાણકારી નથી, પરંતુ જે કાંઈ ખુશીઓ મારી પ્રજા વિચારે તે સુખમય છે.” સ્થાનિક વતનના પાયામાંથી ઉદ્‌ભવેલ નવા વિચારો પેદા કરવામાં આ હકીકતે તેમને મદદ કરી.

‘યંગ ઈન્ડિયા’ તંત્રી, મહાત્મા ગાંધી, ૨૩ જાન્યુઆરી ૧૯૩૦, પેજ-૩૧માં નીચેની હકીકત દર્શાવવામાં આવી છે.

“મૈસુરના ફતેહઅલી ટીપુ સુલ્તાન જેમને વિદેશી ઈતિહાસકારોએ ધર્મઝનૂની તરીકે વર્ણવેલ કે જે પોતાની હિંદુ પ્રજાને દબાવી તેઓને તાકતના જોરે ધર્મ પરિવર્તન કરાવી ઈસ્લામમાં દાખલ કર્યો હોવાનો આરોપ લગાવે છે, પરંતુ સમગ્ર રીતે તે આ પ્રમાણે ન હતા. અન્યથા હિંદુ પ્રજા સાથે તો સબંધો સંપૂર્ણપણે અત્યંત સ્નેહાળ હતા. મૈસુર રાજ્યના આર્કિઓલોજી વિભાગના કબ્જામાં ૩૦ થી વધુ પત્રો ટીપુ સુલ્તાનના છે. જે તેણે શ્રીંગેરી મઠના શંકરાચાર્ય ઉપર લખ્યા હતા. આ પત્રો કન્નડ ભાષાની લાક્ષણિકતામાં લખેલ છે. ૧૭૯૩માં શંકરાચાર્ય ઉપર લખેલ એક પત્રમાં તેમના તરફથી મળેલ પત્રનો ઉલ્લેખ કરે છે અને તેઓને વિનંતી કરે છે કે, તેઓ તપ કરે અને સમગ્ર જગત માટે તથા પોતાના રાજ્ય માટે કલ્યાણ અને પ્રગતિ માટે પ્રાર્થના કરે. અંતમાં તે શંકરાચાર્યને વિનંતી કરે છે કે, તેઓ મૈસુર રાજ્યમાં પરત ફરે. કારણ પવિત્ર વ્યક્તિઓની હાજરીથી સારા વરસાદ અને સારા

પાક અને ભંડારની અનુભૂતિ થાય છે.'' આ પત્ર ભારતના ઈતિહાસમાં સોનેરી પત્ર તરીકે છાપકામનો આદર્શ નમૂનો છે.

ટીપુ સુલ્તાન અતિશય પ્રમાણમાં હિંદુ મંદિરોને દાન આપતા તે મંદિરો જેવા કે શ્રી વેંકટરામન, શ્રી નિવાસ અને શ્રી રંગનાથ, જે ટીપુ સુલ્તાનના મહેલોની પડોશમાં આવેલા હતા. આજે પણ તેમના ઉદાર મનની સહિષ્ણુતાનો પુરાવો આપે છે અને દર્શાવે છે કે, તેઓ ઉચ્ચ કક્ષાના શહીદ અને સાચા અર્થમાં સ્વતંત્રતા માટે જ શહીદ હતા.

**-મહાત્મા ગાંધીજી**

'યંગ ઈન્ડિયા'માં આગળ ઉલ્લેખ છે કે, ''ટીપુ સુલ્તાને હિન્દુ મંદિરો, વિશેષતઃ શ્રીવેંકટરમણ, શ્રીનિવાસ અને રંગનાથન મંદિરોને જમીનો અને અન્ય વસ્તુઓ રૂપે મૂલ્યવાન ઉપહારો આપ્યા. કેટલાક મંદિરો તેના મહેલની અંદર હતા, જે તેના ખુલ્લા મનન, ઉદારતા અને સહિષ્ણુતાનું જીવંત પ્રમાણ છે. આ હકીકતો સ્પષ્ટ કરે છે કે, ટીપુ એક મહાન શહીદ હતો, જે કોઈ પણ રીતે આઝાદીની રાહનો ખરેખર શહીદ માની શકાય. તેને પોતાની બંદગીમાં મંદિરોની ઘંટડીઓના અવાજથી કોઈ પરેશાની થતી ન હતી. ટીપુએ આઝાદી માટે લડતાં પોતાના પ્રાણ ન્યોછાવર કર્યા છે અને દુશ્મન સામે હથિયારો હેઠાં મૂકવાના પ્રસ્તાવને ઠુકરાવી દીધો. જ્યારે ટીપુની લાશ તે અજ્ઞાત સૈનિકોની લાશોમાં મળી તો જોવામાં આવ્યું કે, મરી ગયા પછી પણ તેના હાથમાં તલવાર હતી. તે તલવાર, જે આઝાદી પ્રાપ્ત કરવાનું સાધન હતી. તેના આ ઐતિહાસિક શબ્દો આજે પણ યાદ રાખવા યોગ્ય છે : **''શેરકી એક દિનકી ઝિંદગી, લોમડીકે સો સાલોંકી ઝિંદગીસે બહેતર હૈ.''** તેના સન્માનમાં લખવામાં આવેલ એક કવિતાની તે પંક્તિઓ પણ યાદ રાખવા જેવી છે. જેમાં કહેવામાં આવ્યું છે કે, ''હે ખુદા ! જંગકે ખૂન બરસાતે બાદલોંકે નીચે મર જાના, લજ્જા ઔર બદનામીકી ઝિંદગીસે બહેતર હૈ.''

ટીપુ સુલ્તાન અંગે 'યંગ ઈન્ડિયા'માં ગાંધીજી લખે છે કે, ''ટીપુ સુલ્તાન મૈસૂરમાં એક બાદશાહ થઈ ગયો. તેણે અઢારમી સદીના અંતમાં અંગ્રેજોથી

યુદ્ધ કર્યું હતું. તે વખતે જો નિઝામ (હૈદરાબાદ) અને મરાઠાઓએ અંગ્રેજોને સાથ ન આપ્યો હોત તો ટીપુ અંગ્રેજોને ભારત છોડવા માટે મજબૂર કરી દેતો. ટીપુ સુલ્તાન જે પ્રકારે બહાદુર હતો, તે રીતે બિનપક્ષપાતી હતો. તેની નજરમાં ભારતના હિન્દુ અને મુસલમાન સૌ સમાન હતા, કોઈ ધર્મનો તે વિરોધી ન હતો.''

## ટીપુ સુલ્તાનનો એક પ્રેરક પ્રસંગ :

એક વખતે કેટલીક સ્ત્રીઓને કેદ કરીને લાવવામાં આવી. તેમાં મહારાજા હોલ્કરની પત્ની પણ હતી. સુલ્તાન ટીપુને જ્યારે ખબર પડી તો તરત જ તે ત્યાં પહોંચ્યા અને પૂછ્યું કે, ''તમારામાંથી મહારાજા હોલ્કરની પત્ની કોણ છે ?'' એક જાજરમાન સ્ત્રીએ કહ્યું : ''હું મહારાજા હોલ્કરની પત્ની છું અને જો તમે ટીપુ સુલ્તાન છો તો અમને બતાવો કે, અમારી સાથે શું વ્યવહાર કરવામાં આવશે ?'' સુલ્તાને કહ્યું : ''એક ભાઈ પોતાની બહેનો સાથે જે વ્યવહાર કરી શકે છે. હું તમને વિશ્વાસ અપાવું છું કે, જલ્દીથી જ તમને તમારા લોકો સુધી પહોંચાડી દેવામાં આવશે.'' અને પછી સુલ્તાને પોતાની કમરથી લીલા રંગનો કમરપટ્ટો ખોલીને હોલ્કરની પત્નીના માથા ઉપર નાંખીને કહ્યું : ''હોલ્કરની પત્નીએ મારા સમક્ષ ખુલ્લા માથે ન રહેવું જોઈએ. હું આ દેશની કોઈ મહિલાને આ સ્થિતિમાં જોઈ શકતો નથી.'' સુલ્તાનના ગયા પછી હોલ્કરની પત્નીએ એક મરાઠા સ્ત્રીને કહ્યું : ''આ મનુષ્ય નહીં, બલ્કે દેવતા છે. તેનાથી યુદ્ધ કરવું પાપ છે.'' થોડીવારમાં લશ્કરનો એક અધિકારી દરેક સ્ત્રીને એક-એક શાલ આપી ગયો અને ત્યાર પછી અત્યંત માન-સન્માન સાથે તમામ સ્ત્રીઓને તેમના ઘેર પહોંચાડી દેવામાં આવી.

'બમ્બઈ ક્રોનિકલ'એ ઈ.સ. ૧૯૧૮માં ટીપુ વિશે એક લેખમાં લખ્યું હતું કે, ''ટીપુનું ચિત્ર આપણા સમક્ષ એ રીતે દોરવામાં આવ્યું છે કે, તે એક અત્યંત તાનાશાહ બાદશાહ હતો, જેને કોઈ ચીજ સંતોષ આપી શકતી ન હતી, જેટલી કે બિનમુસ્લિમ લોહી ! જેનું અગર જોર ચાલતું તો દક્ષિણ

ભારતમાંથી હિન્દુ ધર્મને ખતમ કરી નાંખતો. પરંતુ હવે અમને એવા પૂરાવાઓ મળ્યા છે, જેનો સબંધ શ્રૃંગેરી મઠથી છે. જે આ વાતોનું ખંડન કરે છે, જે પહેલાંના લેખકો આપણાં વિદ્યાર્થીઓને આ વિષયે બતાવતા રહ્યા છે. આ પત્રવ્યવહાર, જે શંકરાચાર્યના ઉત્તરાધિકારીઓના ધાર્મિક કાર્યાલય અને હૈદરઅલી અને ટીપુ સુલ્તાન વચ્ચે થયો છે, તે વાતનો અધિકારી છે કે તેને અલગથી છાપવામાં આવે અને તેનું સ્પષ્ટીકરણ કરવામાં આવે.... અમે તે હિન્દુ ધાર્મિક મહાત્માઓના આભારી છીએ, જેઓએ ટીપુના ૨૮ પત્રોની તપાસ કરવા અને અનુવાદ કરવાની સંમતિ આપી છે.... કેટલાક પત્રોમાં આ મુસલમાન બાદશાહ હિન્દુ પુરોહિતથી નિવેદન કરે છે કે, તે તેની અને તેની સલ્તનતની ભલાઈ માટે પ્રાર્થના કરે. આ લેખિત સ્મૃતિપત્ર એ અન્ય કારણથી પણ અતિ મહત્વપૂર્ણ છે. આ ન માત્ર એ વાતનો મજબૂત તર્ક આપે છે કે, ભારતમાં આ બંને ધર્મોના આગેવાનોના પરસ્પરના સબંધો અત્યંત મૈત્રીપૂર્ણ હતા, બલ્કે એ વાતનું પણ પ્રમાણ છે કે, આ બંનેના વચ્ચે સમજૂતિઓ બિનધાર્મિક કારણોથી થતી હતી, જે ધાર્મિક સમજૂતિઓ ઉપર શ્રેષ્ઠતા મેળવી લે છે. સાચું એ છે કે, જો એક હિન્દુ કોઈ મુસલમાનથી સહમત ન હતો, તો તે જ કારણે તે પોતે પોતાના સહધર્મીનો પણ વિરોધી હતો. જો મરાઠાઓએ મસ્જિદોને નુકસાન પહોંચાડ્યું તો એ કારણે નહીં કે તે મુસલમાનોના ધાર્મિક સ્થળો છે, બલ્કે એટલા માટે કે આ તે ઈમારતો છે, જે દુશ્મનને પ્રિય છે. મરાઠાઓએ હિન્દુઓના મંદિરોને પણ તે જ નિષ્ઠુરતાથી તોડ્યા છે, જે મુસલમાનોના પવિત્ર સ્થળોને તોડવામાં પ્રદર્શિત કરી. શ્રૃંગેરી મઠના સ્વામીએ ટીપુથી મરાઠાઓની તે પશુતા અને બર્બરતાની ફરિયાદ કરી, જે મઠને લૂંટવામાં તેમણે બતાવી અને બાદશાહથી દેવતાની મૂર્તિના પુનઃ મરમ્મત માટે નાણાં અને સામાન માંગ્યો. ટીપુ ન તો આ નિવેદનને ઠુકરાવે છે અને ન હિન્દુઓની આ પરસ્પરની માર-કાટ ઉપર ખુશ થાય છે. ટીપુ પોતાના શાહી જવાબમાં સંસ્કૃતની પંક્તિ ઉદ્ધત કરે છે, 'તેઓ મલકાટ અને હાસ્ય વાવે છે, પરંતુ આંસુ લણે છે'' પછી પોતાના મુસલમાન અધિકારીઓને આદેશ આપે છે

કે, મઠના પુનઃનિર્માણ, મરમ્મત અને પૂજા-પાઠ માટે સામાન તથા રોકડ રકમ આપી દેવામાં આવે.''

ટીપુ સુલ્તાને અંગ્રેજોના વર્ચસ્વથી માદરે વતન હિન્દુસ્તાનની ધરતીને મુક્ત કરવા માટે દેશની અને વિદેશની ફક્ત મોટી મોટી હુકૂમતો સાથે જ સંપર્કો અને પત્રવ્યવહાર કરીને સંતોષ માન્યો નહીં, પરંતુ નાની-નાની સ્વતંત્ર હુકૂમતોને પણ એણે અંગ્રેજોની ગંદી ચાલોથી સાવધાન થઈ જવા અને દેશને ગુલામ બનાવવાની એમની ગંદી રાજરમતોથી જાગૃત કર્યા અને અંગ્રેજોના આ દેશને ગુલામ બનાવવાના નાપાક ઈરાદાઓથી સૌને સજાગ કર્યા. એટલે એણે કાશ્મીર, જોધપૂર, જયપુર અને નેપાળ વગેરેના હિન્દુ રાજાઓ પાસે પણ પોતાના અંગત માણસોને મોકલીને દેશના દુશ્મનોની સામે એક થઈ જવાનો સંદેશો મોકલાવ્યો. આમ જુઓ તો એ નાના નાના રાજ્યોની મરાઠાઓ અને નિઝામની સામે કોઈ હેસિયત હતી નહીં, પરંતુ એમને પણ તુચ્છ ન માનીને ટીપુએ દેશની આઝાદીના રક્ષણ માટે ''હિન્દુસ્તાન હિન્દુસ્તાનીઓ માટે''નો નારો બુલંદ કરીને પોતાને સાથ આપવાની વિનંતીઓ કરી. પરંતુ અફસોસ કે, ટીપુથી ખૂબ જ દૂર હોવાને કારણે તેમજ પોતપોતાની અંગત મુશ્કેલીઓને કારણે તેઓ ચાહવા છતાં પણ અંગ્રેજોની વિરુદ્ધમાં લડી રહેલા ટીપુનો સાથ આપી શક્યા નહીં.

*(સીરતે સુલ્તાન ટીપુ શહીદ : ૯૩)*

## ટીપુની શહાદતની હિન્દુસ્તાનના રાજકીય વાતાવરણ ઉપર અસરો

ઈ.સ. ૧૭૯૯માં ટીપુની શહાદત અને 'સલ્તનતે ખુદાદાદ'ના પતન બાદ અંગ્રેજોનો મુકાબલો કરી શકે તેવી આખા હિન્દુસ્તાનમાં કોઈ સત્તા બાકી રહી નહીં. દેશભરમાં અંગ્રેજોની ફેલાતી જતી રાજકીય સત્તાના માર્ગમાં ટીપુ સુલ્તાન જ અડચણરૂપ હતો. ટીપુની શહાદત પછી જ અંગ્રેજોની જીભેથી સૌપ્રથમ વાર એવું અર્થસભર વાક્ય ઉચ્ચારવામાં આવ્યું કે, ''આજથી હિન્દુસ્તાન અમારૂં છે.'' ટીપુની હયાતીમાં આવું વાક્ય ઉચ્ચાર-વાની કોઈ અંગ્રેજ હિંમત કરી શકતો ન હતો. ઈ.સ. ૧૮૦૦માં નિઝામ હૈદરાબાદની ગરજ પૂરી થઈ જતાં તેની પણ થોડી ગણી હતી એ સ્વતંત્રતા

છીનવી લેવામાં આવી. તેને આપવામાં આવેલ તમામ પ્રદેશો એક જ વર્ષમાં પાછા લઈ લેવામાં આવ્યા અને એ અંગ્રેજોના ગુલામ જેવો બનીને રહી ગયો. પહેલી જ વારથી ધમકીથી એણે પોતાના કબજાના પ્રદેશો જાતે જ બેશરમીથી અંગ્રેજોને હવાલે કરી દીધા.

પુનામાં મરાઠા સરદાર નાનાએ જ્યારે ટીપુ સુલ્તાનની શહાદતની ખબર સાંભળી તો એકાએક તેની જીભેથી આ શબ્દો સરી પડ્યા કે, ‘‘ટીપુ શું ખતમ થઈ ગયો, હકીકતમાં તો બ્રિટીશ હુકૂમતની તાકાતમાં વધારો થઈ ગયો. હવે આખું હિન્દુસ્તાન એમનું છે.’’ બીજા એક મરાઠા સરદારે કહ્યું કે, ‘‘ટીપુનું માર્યા જવું એ મારા જમણા હાથનું કપાઈ જવા બરાબર છે.’’ નાગપુરના મધુજી ભોંસલે, પુનાના નાના ફડનવીસ, ઈન્દોરના ટકૂજી હોલકર અને સિંધીયા વગેરેના લશ્કરો એક થઈને પણ ટીપુની ફોજોથી અનેકગણા વધારે હોવા છતાં પણ કંપની સરકારનો મુકાબલો કરી શક્યા નહીં.

ઈ.સ.૧૮૦૩માં ફર્રુખાબાદમાં હોલકરની ફોજોને અંગ્રેજોએ નામોશી-ભરી હાર આપી અને ઈ.સ.૧૮૦૩માં જ દિલ્હીની આસપાસના મૌજૂદ તમામ મરાઠા સરદારો સિંધીયા અને ભોંસલે વગેરેની ફૌજોને પણ કંપની સરકારે ભારે હાર આપીને આગ્રા અને અલીગઢના એમના કબજા હેઠળના પ્રદેશો ઉપર કબજો કરી લીધો. વડોદરા અને ગુજરાત ઉપર કબજો જમાવ્યા બાદ અંગ્રેજોએ પુનામાં પોતાનું થાણું સ્થાપ્યું અને પછી ઈ.સ. ૧૮૧૮માં પુના ઉપર પણ કબજો કરી લીધો. તો બીજી તરફ મૈસૂરના નવયુવાન હિંદુ રાજાએ પણ થોડા દિવસોમાં જ પોતાના તમામ પ્રદેશો કંપની સરકારને હવાલે કરી દઈને માત્ર નામ પુરતું જ મૈસૂરની ગાદીએ બેસવાનું કબૂલ કરી લીધું. દિલ્હીનો બાદશાહ શાહઆલમ પણ અંગ્રેજોના તાબેદાર જેવો થઈ ગઈ. ઈ.સ.૧૮૩૫માં તો એનું નામ ચલણી સિક્કાઓ ઉપરથી પણ કાઢી લેવામાં આવ્યું.

ઈ.સ.૧૮૪૩માં અંગ્રેજોએ સિંધને પણ પોતાના કબજામાં કરી લીધું. ઈ.સ.૧૮૬૫માં અવધની નામની હુકૂમતને પણ ખતમ કરી દેવામાં આવી.

શીખોની સાથે બે લડાઈઓ થયા બાદ ઈ.સ.૧૮૪૯માં જ એમની હુકૂમત અંગ્રેજોના હાથમાં ચાલી ગઈ. શાહઆલમ બાદ અકબરશાહ બીજો અને બહાદુરશાહ પણ ઈ.સ.૧૮૫૭ સુધી માત્ર લાલ કિલ્લા ઉપર જ કરતા રહ્યા અને અંગ્રેજોની આર્થિક મદદ ઉપર જ એમનો જીવનનિર્વાહ ચાલતો રહ્યો. ૨૨મી સપ્ટેમ્બર ૧૮૫૭માં હિન્દુસ્તાનના છેલ્લા બાદશાહ બહાદુર શાહ ઝફરને પણ રંગૂનની જેલમાં મોકલી દીધા. જ્યાં તેનું ઈ.સ.૧૮૬૨માં કેદીની હાલતમાં જ અવસાન થયું. આમ, ટીપુ સુલ્તાનની શહાદતની માઠી અસરો હિન્દુસ્તાનના રાજકીય વાતાવરણમાં માત્ર અઠ્ઠાવન વર્ષના ગાળામાં જ દેખાવા માંડી અને આખા દેશ ઉપર અંગ્રેજોનો કબજો થઈ ગયો તેમજ એમની ઉત્તરીય સરહદો છેક ખૈબરઘાટ સુધી ફેલાઈ ગઈ.

ભૂતપૂર્વ રાષ્ટ્રપતિ શ્રી રાજેન્દ્રપ્રસાદે પોતાના પુસ્તક 'India Divided'ના પ્રથમ ભાગમાં લખ્યું છે : "વ્યવહારૂ રીતે એવા ઘણા ઉદાહરણો મળશે કે, મુસ્લિમ બાદશાહોએ મંદિરો અને મઠો માટે જાગીરો પ્રદાન કરી. તપ-ધ્યાન કરનારા પંડિતોને જાગીરો આપી. દક્ષિણ ભારતના ઈતિહાસમાં આવા અનેક દાખલાઓ છે કે, આદિલશાહી અને કુતુબશાહી બાદશાહોએ બ્રાહ્મણો માટે મિલ્કતો વકફ કરી. બૌદ્ધ ગયાના મહંતની જમીનદારીની આવક લાખો રૂપિયાની છે, જે મોગલ બાદશાહ મુહમ્મદ શાહે આપી હતી. મહારાજા દરભંગા વિસ્તારમાં મોટી જમીનદારી છે, જે અકબરે તેના ઉત્તરાધિકારીને પ્રદાન કરી હતી, જેઓ એક વિદ્વાન હતા. શેરશાહ શૂરીએ હિન્દુ પ્રજાની શિક્ષા-દિક્ષા માટે મિલ્કતો વકફ કરી. શાસક ઝૈનુલ આબેદીન અમરનાથ અને શારદાદેવીના મંદિરોમાં ગયો તો ત્યાં યાત્રીઓ માટે મકાન બનાવ્યા. નજીબાબાદના નવાબે હરિદ્વારના યાત્રીઓ માટે મકાન બનાવ્યા, જે આજ સુધી મૌજુદ છે."

તે જ રીતે પ્રૉ. શ્રીરામ શર્મા, જેઓએ ઈતિહાસ ઉપર અનેક પુસ્તકો લખ્યા છે. તેઓ 'ઈસ્લામિક કલ્ચર' (હૈદરાબાદ, ઑકટોબર૧૯૩૯)માં પ્રસિદ્ધ એક લેખમાં લખે છે કે, "એ યથાર્થને આપણે અવગણી શકીએ તેમ

નથી કે મોગલોએ પોતાની પ્રજાને આઝાદ છોડી દીધી હતી. આ એક માત્ર મોગલોનું જ ઉદાહરણ છે, જેઓએ પોતાની પ્રજાને ધર્મના મામલામાં તદન સ્વતંત્ર છોડી દીધી હતી.''

ઈતિહાસમાં આવી તો અનેક ઘટનાઓ અને પ્રસંગો મળશે, પરંતુ ઈતિહાસનું પ્રસ્તુતિકરણ ઈતિહાસકારની માનસિકતા ઉપર નિર્ભર કરે છે તથા તેના પ્રભાવનો આધાર મહદ્અંશે પ્રચાર-પ્રસારના ઉદ્દેશ્ય તેમજ શિક્ષણ પધ્ધતિના ધ્યેય ઉપર છે. માહિતી અખૂટ છે, સારો અને સાચો ઉદ્દેશ્ય રાખનાર ઈતિહાસકાર કે સમાજ રચનાકાર તેનાથી રચનાનું કામ લેશે, પણ જે માનવસમાજમાં વિખવાદ ઉભો કરવો હોય તો આ માહિતી વિનાશનો સામાન પણ બની શકે છે.



# ❁ દેશ પ્રત્યે મુસલમાનોની વફાદારી ❁

**જબ ગુલિસ્તાંકો ખૂનકી જરૂરત પળી, સબસે પેહલે હી ગરદન હમારી કટી**
**ફીર ભી કેહતે હૈં હમસે અહલે ચમન, યે ચમન હે હમારા, તુમ્હારા નહશ્ર**

પાઠયપુસ્તકનું કોઈ પણ પાનું ખોલો, સાહિત્યની અધ્યાય તપાસો, દેશની આઝાદીની ચળવળમાં જોડાનાર બહુધા હિંદુ, પારસી વગેરે મળશે. મુસલમાનોના નામો તો જવલ્લેજ જોવા મળે. જાણે મુસલમાનોનો દેશની આઝાદીમાં કોઈ હિસ્સો જ ન હોય !

આઝાદીના વાતાવરણમાં જન્મ લેનાર કોઈ અબૂધ બાળકને પુછો કે દેશની આઝાદીમાં કોણ ભાગીદાર હતા ? બિચારૂં બાળક, તે બધાના નામો લેશે, પરંતુ મુસલમાનનું નહિ.

શું ખરેખર દેશની આઝાદીમાં મુસલમાનો નિષ્ક્રિય હતા ?
શું ખરેખર દેશની આઝાદી માટે તેમણે કોઈ કામ કર્યુ જ નથી ?

આજે જે લોકો સેવાના મેવા ખાવામાં ગળાડૂબ છે તેમણે કદી વિચાર્યુ છે ખરૂં કે આઝાદીના આ ચમનને સિંચનારા અન્ય કોઈ નહિ, મુસલમાનો જ હતા. તો વાંચો મુસલમાનોની યશગાથા !

ઈ.સ. ૧૮૦૩ની વાત. ઈસ્ટ ઈન્ડીયા કંપનીએ એલાન કર્યું : ખલ્ક ખુદાકી, મુલ્ક બાદશાહકા ઔર હુકમ કંપનીકા.

ઈમામે હુર્રિયત શાહ અ.અઝીઝ દહેલ્વી (રહ.)એ તે વેળા કહયું કે, ‘‘અમારો દેશ ગુલામ થઈ ચૂકયો છે. આઝાદી હાંસલ કરવી એ આપણી ફરજ છે.’’

ઉળાએ કુછ વરક લાલાને, કુછ નરગીસને, કુછ ગુલને
ચમનમેં હર તરફ બિખરી હય દર્દભરી દાસ્તાં મેરી.....

શાહ અ.અઝીઝ (રહ.)નું દિલ પોકારી ઉઠયું : ‘‘દેશની આઝાદીનો એકમાત્ર માર્ગ એ જ છે કે દુશ્મનોના સર્વ નિઝામની ધજ્જી ઉડાડી દેવામાં આવે. એક ઈન્કિલાબ ફેલાવી દેવામાં આવે.’’

એમણે કહયું : ‘‘આની બુનિયાદ મહેનત જ છે. પોતાની જાન, માલ, ઈસ્મત અને ઈઝઝતની રક્ષા કરવી સૌની ફરજ છે.’’

આ ઈન્કિલાબ (ક્રાંતિ)માં જોડાનાર હતા : શાહ અ.અઝીઝ, સય્યિદ અહમદ શહીદ, શાહ મુહમ્મદ ઈસ્હાક, હાજી ઈમદાદુલ્લાહ, મવ. કાસિમ નાનોત્વી, મવલાના રશીદ અહમદ ગંગોહી, મવલાના મહમૂદુલ હસન, મુફતી કિફાયતુલ્લાહ, મવલાના હુસયન અહમદ મદની, મવ. અબુલ કલામ આઝાદ, મવ. હિફઝુર્રહમાન (રહ.).

ઉપરના બુઝુર્ગોએ આ માટે જમિય્યતે ઉલમાએ હિંદને પ્લેટફોર્મ બનાવ્યું. સૌપ્રથમ ૧૭૯૯માં ‘સરંગા પટ્ટમ’ના મેદાનમાં ટીપુ સુલતાન દેશની આઝાદી માટે શહીદ થયા. લોહીમાં લથપથ તેમની લાશને જોઈ લોર્ડ હારસને કહયું : ‘‘આજે હિંદુસ્તાન અમારું છે.’’

સય્યિદ અહમદ શહીદ (રહ.)એ જશવંત રાવના લશ્કરમાં જોડાઈ દેશની આઝાદીમાં સાથ આપ્યો. ૭મી મે ૧૮૩૧ના રોજ બાલાકોટની લડાઈમાં સય્યિદ અહમદ અને મવ. ઈસ્માઈલ શહીદ થયા.

૧૮૫૭માં દિલ્હીના ૩૪ આલિમોએ ભેગા મળી જેહાદનો ફત્વો આપ્યો. આ લડતમાં હારી જવા પાછળ અંગ્રેજો માનતા કે આ ઉલેમાઓ જવાબદાર છે. કંપનીએ હુકમ કર્યો કે, જ્યાં પણ દાઢીવાળા અને લાંબા કુર્તાવાળા મળે તેમને ફાંસી આપો. બે અઠવાડિયા સુધી કત્લેઆમ ચાલી ઓછામાં ઓછા બે લાખ મુસલમાનો શહીદ થયા. જેમાં ૫૧૫૦૦ આલિમો હતા. જે પકડાયા તેમાંથી અમુકને ફાંસી થઈ અને અમુકને કાળા પાણીની સજા કરી.

હઝરત મવલાના મહમૂદુલ હસન સાહેબે એક અંજુમન ‘ષમરતુત તરબિય્યત’ સ્થાપી. તેનો હેતુ આઝાદી માટે માણસો તૈયાર કરવાનો હતો.

ઈ.સ. ૧૮૮૫માં કોંગ્રેસની સ્થાપના થઈ તેમાં લગભગ ૩૦૦ ઉલમા ભળી ગયા. સને ૧૯૦૯માં એક અન્ય અંજુમન ‘જમીઅતુલ અન્સાર’ અસ્તિત્વમાં આવી. તેના સ્થાપક હતા હઝરત મવલાના શયખુલ હિંદ. આ

અંજુમનનો હેતુ અંગ્રેજોને દેશની ધરતી પરથી નષ્ટ કરવાનો હતો.

સને ૧૯૧૨માં 'અલ હિલાલ' પેપર શરૂ થયું. તેના સંપાદક હતા મવ. અબુલ કલામ આઝાદ. તેનું કામ લોકોનો જોશ ઉભારવાનો હતો.

૨૩મી નવેમ્બર ૧૯૧૯ના રોજ જમિય્યતે ઉલમાએ હિંદની સ્થાપના થઈ. ૮ જુલાઈ ૧૯૨૧ના રોજ મવલાના મદની (રહ.)એ એલાન કર્યુ કે, બ્રિટાનીયા રાજને મદદ કરવું, તેની નોકરી કરવી હરામ છે.

૧૪ માર્ચ ૧૯૨૬ના રોજ પૂર્ણ આઝાદીનો ઠરાવ જમિય્યતે ઉલમાએ હિંદે કર્યો. ૫મી ડિસેમ્બર ૧૯૨૭ના રોજ સાઈમન કમિશનનો વિરોધ કરવામાં આવ્યો. આ મિશનનો હેતુ માત્ર દેશવાસીઓને ખુશ કરી પોતાની પકડ મજબૂત કરવાનો હતો. ૧૯૨૯માં ગાંધીજીએ દાંડીકૂચ કરી. જેમાં મવલાના હિફઝુર્રહમાન અને મવલાના અતિકુર્રહમાને સાથ આપ્યો.

૧૧ માર્ચ ૧૯૩૨ના રોજ લગભગ ૩૦ હજાર મુસલમાનો પકડવામાં આવ્યા અને જેલમાં પુરવામાં આવ્યા.

આ છે દેશની આઝાદીનો સંક્ષિપ્ત ઈતિહાસ. એમાં મોખરે છે મુસલમાનો. આજે ઈતિહાસના પાનાંઓ પર અમિટ છાપ છોડનાર મુસલમાનો અને તેમની કુર્બાનીઓ વિશે કોઈ જાણતું નથી. ગણ્યાગાંઠયા નેતાઓના નામો જ ઈતિહાસમાં જોવા મળે છે.

ખૂનથી સિંચેલા ચમન પર પાનખરનો એવો સપાટો વાગ્યો કે બાગબાન (માળી)ની નિય્યત બગડી ગઈ. હકીકતમાં દેશની આઝાદીનો પ્રથમ અને છેલ્લો શહીદ મુસલમાન જ છે. અને ભવિષ્યમાં પણ દેશ કાજે જાનની બાજી લગાડવામાં મુસલમાન આગલી હરોળે હશે, ઈન્શાઅલ્લાહ.

**દેશની આઝાદી ખાતર સર્વપ્રથમ શહીદ થનાર અશ્ફાકુલ્લાહ ખાનનો પયગામ :**

સ્વાતંત્ર્ય સેનાની, શહીદ મુહમ્મદ અશ્ફાકુલ્લાહખાન હસરત વારિષીનો જન્મ ૧૯૦૦ ઈ.સ.માં શાહજહાંપુર (યુ.પી.)ના અયમનઝઈ મહોલ્લામાં

થયો. આપના પિતાનું નામ મુહમ્મદ શફીકુલ્લાહખાન અને માતાનું નામ મઝહઢન્નિસા હતુ. તેમણે સિલસિલએ વારિષીમાં બયઅત કરી હતી. વીસમી સદીની શરૂમાં દેશમાં અંગ્રેજો વિરૂધ્ધ ક્રાંતિકારી ઝુંબેશ શરૂ થઈ, તેમાં અશ્ફાકુલ્લાખાંએ આગળ પડતો ભાગ લીધો. રામપ્રસાદ બસ્મલ, રોશન સિંઘ, રાજેન્દ્ર લાહરી સહિત જે (૨૧) માણસોની કાકોરી કેસ સબંધિત ‘‘ટ્રેન રોબરી’’માં ધરપકડ કરવામાં આવી હતી, તેમાં અશ્ફાકુલ્લાખાન ટોચના આરોપી હતા. ૧૯ ડિસેમ્બર ૧૯૨૭ ના દિવસે આ કેસના લીધે અશ્ફાકુલ્લાખાનને ફૈઝાબાદની જેલમાં અને રામપ્રસાદ બસ્મલને ગોરખપુર જેલમાં અને રોશનસિંઘને નૈની(ઈલ્હાબાદ) જેલમાં ફાંસી આપવામાં આવી. આ બાબતમાં ચંદ્રશેખર આઝાદને પણ અંગ્રેજ સરકાર શોધતી હતી. પરંતુ પોલીસ તેમની ધરપકડ ન કરી શકી. બે આરોપીઓ બન્વારીલાલ અને ભૂપેન્દ્ર સાનિયાલે રાજના સાક્ષી બનીને પોતપોતાની જાન બચાવી લીધી હતી. અન્ય પંદર આરોપીઓને પાંચથી પંદર વર્ષ સુધી જેલવાસ ભોગવવો પડયો હતો.

ફાંસીથી ચાર દિવસ પહેલા અશ્ફાકુલ્લાખાને પોતાની દુખિયારી માંને જે પત્ર લખ્યો હતો, તેના એક એક શબ્દથી શહીદ અશ્ફાકુલ્લાખાનનો દેશ પ્રેમ તથા તેના માટે મરી મીટવાની ભાવના છલકાય છે. આખો પત્ર આ મુજબ છે :

ફાંસીના ત્રણ દિવસ તથા ચાર રાત પહેલાં અશ્ફાકુલ્લાહખાને દેશ-બાંધવોના નામે જે સંદેશ લખી મૂકયો હતો, તેનાથી પણ તેમના રાષ્ટ્રપ્રેમની પ્રતીતિ થાય છે. તે સંદેશ આ મુજબ હતો :

દેશબાંધવોની સેવામાં તેમના ભાઈના સલામ પહોંચે. આજે આ સંદેશ હું દેશબાંધવોને મોકલી રહ્યો છું. ત્યાર પછી મારે ત્રણ દિવસ અને ચાર રાત્રિઓ વિતાવવાની છે, અને ત્યાર પછી હું માતા સમાન દેશના ખોળામાં હોઈશ.

દેશબાંધવો ! હું આ પાક-પવિત્ર રાષ્ટ્રના સોગંદ લઈને કહીશ કે આપણે

આપણા માન સન્માન પર કુર્બાન થઈ ગયા છીએ. શું એ શરમની વાત નથી કે આપણે આપણી આંખોથી જોઈ રહ્યા છીએ કે (અંગ્રેજો દ્વારા) જાતજાતના જુલમો ગુજારવામાં આવે છે અને બાપડો હિન્દુસ્તાની દેશ દુનિયાના દરેક ખૂણામાં બેઈજ્જત થઈ રહ્યો છે, કયારેય કોઈ ઠેકાણું નથી, કયાંય કોઈ આધાર નથી.

હે (મારી) તે (ભારતીય) પ્રજા ! જેનો કોઈ ધ્વજ નથી, હે (ભારતીય) પ્રજાજનો ! તમારો દેશ, તમારો દેશ નથી. હે પ્રજાજનો ! તમે બીજાની સામે (કશુંક માંગવા માટે) હાથ ફેલાવો છો, બીજાથી રહેમની દરખાસ્ત કરો છો, તમે ગુલામ છો, આ બધું તમારી જ ભૂલોનું પરિણામ છે.

હે ખુદાવંદે કુદ્દૂસ ! શું કોઈ એવી સવાર નહીં થશે, જે સવારના તારો સૂર્ય સ્વતંત્ર ભારતમાં ઉદય પામે અને ભારતની ફિઝા (વાતાવરણ) આઝાદીના નારાઓથી ગૂંજી ઉઠે.

કોંગ્રેસવાળા હોય કે સ્વરાજવાળા હોય, તબ્લીગવાળા હોય કે શુધ્ધિ-વાળા હોય, કોમ્યુનિસ્ટ હોય કે રિવોલ્યુશનરી (ક્રાંતિકારીઓ) હોય, અકાલી હોય કે બંગાલી, હું પ્રત્યેક માણસને તે ઈજ્જત-આબરૂ તથા ધર્મનો વાસ્તો આપુ છું, અને અપીલ કરું છું કે, કાકોરી કેસમાં મરી જવાવાળા અમારા જેવા યુવાનો પર દયા કરો અને ભારતને ફરી ૧૯૨૦-૨૧વાળો "સંપ તથા એકતાવાળો" દેશ બનાવી દો, બલ્કે તેનાથી આગળ વધી સંપૂર્ણ સ્વતંત્રતાની ઘોષણા કરીને આ ગોરા આકાઓ (સાહેબો, માલિકો)ને બતાવી દો કે, આ કાળાઓ હવે કાંચલી ઉતારી ચૂકયા છે, અને હવે તેઓ કોઈ મંતરથી કાબૂમાં આવવાના નથી.

તબ્લીગ અને શુધ્ધિવાળાઓ ! ખુદાના વાસ્તે આંખો ખોલો ! આજે એવો કયો હિંદુ-મુસ્લિમ છે, જે એટલી ધાર્મિક સ્વતંત્રતા ધરાવતો હોય જેટલી સ્વતંત્રતા ધરાવવાનો તેને અધિકાર છે ? શું ગુલામ પ્રજાનો પણ કોઈ ધર્મ હોય છે ?

ખુદાના વાસ્તે, અરસપરસ હળીમળીને રહો અને સંગઠિત થઈ જાઓ.

નહીંતર સમગ્ર ભારતની કમનસીબીનો ભાર તમારી ગરદન પર હશે.

મિત્રો ! હું ભારતની એવી સ્વતંત્રતા ઈચ્છતો હતો, જેમાં એક ગરીબ નાગરિક પણ ખુશી તથા આરામથી રહેતો હોય, અને બધા નાગરિકો વચ્ચે સમાનતા હોય.

ખુદાપાક મારા મૃત્યુ પછી એ દિવસ જલ્દી લાવે, જ્યારે છત્ર મંઝિલ (લખનઉ) ખાતે અબ્દુલ્લાહ મિસ્ત્રી, ધનિયા ચમાર અને ગરીબ ખેડૂત પણ મિ.ખલીકુઝઝમા, જગત નારાયણ અને નવાબ મહમૂદની સાથે એક જ કુર્સી પર બિરાજમાન હોય.

હું બહુ ખુશ છું. શું મારા માટે તેનાથી વધારે કોઈ સન્માન હોય શકે છે કે, હું સૌથી પહેલો મુસલમાન છું, જે દેશની આઝાદીની ખાતર ફાંસી પર ચઢી રહ્યો છું ? મારા ભાઈઓ ! મારી (આખરી) સલામ લઈ લ્યો અને અમારાથી જે કાર્ય અધૂરૂ રહી ગયુ છે, તે તમારે પુરૂ કરવાનું છે.

ફાંસી આપતા પહેલાં જ્યારે અશ્ફાકુલ્લાહખાનથી તેમની અંતિમ ઈચ્છા પૂછવામાં આવી, તો તેમણે પોતાની જ ગઝલના શેર દ્વારા પોતાની આખરી આરઝુ દર્શાવી :

કુછ આરઝુ નહીં હૈ, હૈ આરઝુ તો યહ હૈ,
રખ દે કોઈ ઝરાસી, ખાકે વતન કફનમેં.

## આઝાદીની લડતમાં મુસલમાનો પ્રથમ હરોળમાં :

મુસલમાનોના બાપદાદાઓએ હિન્દુસ્તાનની આબરૂને ધૂળમાં રગદોળ -નાર અને દેશની આઝાદીને બરબાદ કરનાર ગોરી ચામડીવાળા અંગ્રેજોને પોતાની નસોમાં વહેતા લોહીના છેલ્લામાં છેલ્લા ટીપાં સુધી સહન નથી કર્યા. હિન્દુસ્તાનમાં રહેનાર હિન્દુસ્તાની કૌમ જે જુદા જુદા ધર્મો અને સંપ્રદાયો અને જુદી જુદી સંસ્કૃતિઓના મેળાપથી બનેલ હતી, એ બધામાં દેશની આઝાદી અને આબરૂને બચાવવા માટે સૌથી પહેલાં મુસલમાનોએ પોતાની જાતને કુરબાનીઓ માટે આગળ ધરી હતી. ઈ.સ.૧૮૫૭ના બળવા

બાદ લગભગ અડધી સદી સુધી અંગ્રેજોની સત્તાને ઉખેડી ફેંકવા માટે મુસલમાનો એકલે હાથે આઝાદીની લડતના મેદાનમાં ઝઝૂમતા રહ્યા અને એમણે એ લડત પાછળ પોતાનું એટલું લોહી વહાવ્યું છે કે, બીજાઓએ કદાચ પરસેવો પણ નથી વહાવ્યો. ઈ.સ.૧૮૫૮માં લાલ કિલ્લાના ઉંચા મિનારાઓ ઉપરથી મુસલમાનોનો હિલાલી ધ્વજ (ચંદ્રના આકારનો) ઉતારી લઈને 'યુનિયન ઝેક' લહેરાવવામાં આવ્યો. એક તરફ અંગ્રેજો હિન્દુસ્તાનની હુકૂમત અને એની આબરૂના કિલ્લા ઉપર એમની સત્તાનો ઝંડો લહેરાવી રહ્યા હતા, તો બીજી તરફ મુસલમાનો અંગ્રેજોનો મુકાબલો કરવા માટે સૌથી આગળ રહીને આઝાદીની લડતનો ધ્વજ ફરકાવી રહ્યા હતા. મુસલમાનોએ આઝાદીની આ પવિત્ર લડાઈમાં જોડાવા માટે બીજા વતનબંધુઓની રાહ જોઈ નહીં. આઝાદીની લડતમાં મુસલમાનોનું સ્થાન હંમેશા પહેલી હરોળમાં રહ્યું છે. આ સચ્ચાઈનો ઈન્કાર કરવાની કોઈનામાં હિંમત નથી.

## મુસલમાનોએ એકલે હાથે આઝાદીની જેહાદ લગાવી છે :

આઝાદીની લડતની એ પણ નક્કર હકીકત છે કે, ઈ.સ.૧૯૦૦ સુધી જેટલા પણ મુસલમાનો (આઝાદીના લડવૈયા)ને ફાંસીની ઉપર લટકાવી દેવામાં આવ્યા અથવા એમણે કાળાપાણીની ભારે ત્રાસદાયક જન્મટીપની સજાઓ ભોગવી અથવા એમને હારબંધ ઉભા રાખીને ગોળીએ દેવામાં આવ્યા અથવા તો બગાવતના આરોપસર 'શૂટ' કરી દેવામાં આવ્યા છે, એમાં આઝાદીની લડતના તમામ સમયગાળા દરમિયાન બીજી કૌમના લોકોએ આપેલ બલિદાનોની કુલ સંખ્યા પણ મુસલમાનોની કુરબાનીઓની કુલ સંખ્યા જેટલી થતી નથી.

વીસમી સદીની શરૂઆતમાં જ્યારે જાહેરમાં ભાષણો કરવાની કે લખાણો લખવાની એટલી આઝાદી ન હતી, જેટલી પાછળથી થઈ. એ સમયે બંગાળના ભાગલાની વિરુદ્ધમાં સૌથી પહેલા દેખાવો કલકત્તામાં થયા. એ દેખાવોમાં ભાગ લેનારા મુસલમાન આગેવાનોમાં એવો કોઈ મુસલમાન ભાગ્યે જ એવો બચ્યો હશે કે જેને પોલીસના દમન અને જેલની સજાનો અત્યાચાર સહન કરવો પડ્યો ન હોય.

ભારતની સ્વતંત્રતા ચળવળમાં મુસલમાનોનો ફાળો ખૂબ ભવ્ય છે. મુસલમાનોએ જંગે આઝાદીમાં નેતૃત્વ અને માર્ગદર્શન પૂરાં પાડ્યાં હતા. તેનું કારણ એ હતું કે, જ્યારે અંગ્રેજોએ ભારત પર કબ્જો જમાવીને ધીમે ધીમે એક પછી એક રાજ્યોને પોતાના તાબા હેઠળ લાવ્યા, ત્યારે ભારતનું શાસન મુસલમાનોના હાથમાં હતું. આ ખતરાને સૌપ્રથમ પારખી લેનાર મૈસુરનો બહાદુર અને દેશભક્ત શાસક ફતહઅલીખાન ટીપુ સુલ્તાન (મૃત્યુ ૧૭૯૯) હતો. તેણે દૂરંદેશી અને અસાધારણ બુધ્ધિથી એ વાત સમજી લીધી કે, અંગ્રેજો આવી જ રીતે એક પછી એક રાજ્ય પોતાના તાબે કરતા જશે અને જે કોઈ વ્યવસ્થિત શક્તિ તેમનો મુકાબલો નહીં કરે, તો અંતે સમગ્ર દેશ પર તેઓ કબજો જમાવી લેશે. આથી તેણે અંગ્રેજો વિરૂદ્ધ યુદ્ધ છેડવાનો નિર્ણય લીધો અને મોતની પરવા કર્યા વગર પોતાની તમામ સંપત્તિ, હથિયારો, સાધનો અને લશ્કરી તૈયારી સાથે તેમની વિરૂદ્ધ મેદાને પડ્યા.

## ટીપુ સુલ્તાનના શૌર્યતાપૂર્ણ પ્રયત્નો :

ટીપુ સુલ્તાને ભારતના રાજા-મહારાજા અને નવાબોને અંગ્રેજો વિરૂદ્ધ લડત આપવાની પ્રેરણા માટે અને તે હેતુથી સૌને એક કરવા માટે પ્રયત્નો કર્યા. તેણે અન્ય દેશોના રાજાઓને પણ અંગ્રેજો વિરૂદ્ધ મદદ કરવા હાકલ કરી. આ માટે તેણે તુર્કીના રાજા સલીમ ઉસ્માની તથા અન્ય રાજાઓ સાથે પત્રવ્યવહાર કર્યો. તેણે દેશભરના રાજા-મહારાજાઓ સાથે પત્ર-વ્યવહાર ચાલુ રાખ્યો અને જીવનભર અંગ્રેજો વિરૂદ્ધ સંઘર્ષમય રહ્યા. ટીપુ સુલ્તાનના જબરજસ્ત મુકાબલાના કારણે આ દેશમાંથી અંગ્રેજો હંમેશ માટે બહાર થઈ જાય એવી શક્યતા પૂરેપૂરી હતી, પરંતુ અંગ્રેજો દક્ષિણ ભારતના કેટલાક રાજ્યકર્તાઓનો સાથ મેળવવામાં સફળ થયા અને ભારતનો આ બહાદુર સપુત ૪, મે ૧૭૯૯ના દિવસે અંગ્રેજો વિરૂદ્ધ શ્રીરંગાપટ્ટમની જંગમાં શહીદ થયા. તેણે અંગ્રેજોની ગુલામીના બદલે મોતને વહાલું કર્યું. તેનું મશહૂર ઐતિહાસિક કથન છે કે, ‘‘વાઘની જેમ એક દિવસ જીવવું ગીદડના સો વર્ષના જીવન કરતાં વધારે સારૂં છે.’’ જ્યારે અંગ્રેજ સેનાપતિ જનરલ હેરીસે ટીપુ સુલ્તાનના મૃત્યુના સમાચાર સાંભળ્યા તો તે ટીપુ સુલ્તાનનું

શબ જોવા આવ્યો. તેની આંખોમાંથી હર્ષના આંસુ સરી પડ્યા અને તેણે કહ્યું કે, "આજથી ભારત દેશ અમારો છે."

ભારતના ઈતિહાસે ટીપુ સુલ્તાનથી વધારે હિંમતવાન, દૂરંદેશ, તમામ ધર્મોને આદર આપનાર, ધર્મ અને દેશ માટે પ્રાણ ન્યોછાવર કરનાર અને વિદેશી સત્તા પ્રત્યે કટ્ટર શત્રુતા ધરાવનાર જોયો નથી. અંગ્રેજોની દષ્ટિમાં ટીપુ સુલ્તાન ખૂબ ખતરનાક અને ધિક્કારપાત્ર વ્યક્તિ ગણાય છે. અહીં સુધી કે અંગ્રેજો પોતાની નફરત વ્યક્ત કરવા અને જંગે આઝાદીના આ હીરોનું અપમાન કરવા માટે ખૂબ લાંબા સમય સુધી પોતાના કૂતરાંઓને ટીપુ નામથી બોલાવતા હતા.

**૧૮૫૭ ની લડત :**

અંગ્રેજોના અક્કડ વલણ, દેશનું આર્થિક શોષણ, દેશવાસીઓની ધાર્મિક માન્યતાઓનું સતત અપમાન વેઠ્યા પછી ભારતીય સિપાઈઓએ મે-૧૮૫૭માં અંગ્રેજ શાસન વિરુદ્ધ જિહાદ કર્યો. આ એલાને તરત જ મોટું રૂપ ધારણ કર્યું અને જોતજોતામાં તે એક રાષ્ટ્રવ્યાપી આંદોલન બની ગયું. આ જંગમાં હિન્દુઓ અને મુસલમાનોએ ખભેખભા મેળવીને ભાગ લીધો. સિપાઈઓએ રાજધાની દિલ્હી તરફ કૂચ કરી અને તે સમયના મુઘલ શાસક બહાદુરશાહ ઝફરને આ જંગની આગેવાની સોંપી. દેશના આ કાનૂની શાસક અને દેશની એકતા દેશપ્રેમના પ્રતીક એવા બાદશાહનું નેતૃત્વ તમામે સ્વીકારી લીધું. દેશના દરેક ખૂણે તેમના નેતૃત્વ હેઠળ લડત આપવામાં આવી. તેમને સમગ્ર દેશના શાસક બનાવવા અને દિલ્હીને રાજધાની બનાવવા તમામ સંમત હતા.

**૧૮૫૭ની લડતમાં મુસલમાનોનું યોગદાન :**

૧૮૫૭નો જંગ ખરેખર એક રાષ્ટ્રવ્યાપી જંગ હતો. તેમાં હિન્દુઓ અને મુસલમાનો બધા સામેલ હતા. આ જંગમાં ભારતીયોએ જે દેશપ્રેમ, એકતા, શૌર્ય અને ઉમળકો દેખાડ્યો, તેવું દશ્ય ક્યારેય જોવામાં આવ્યું ન હતું. તેમ છતાં નેતૃત્વ અને આગેવાનીમાં મુસલમાનો આગળ હતા. આ

જંગના મોટાભાગના આગેવાનો મુસલમાન હતા.

### અંગ્રેજોની વેરવૃત્તિ અને અત્યાચાર :

જંગે આઝાદીનો આ પ્રયત્ન નિષ્ફળ ગયો. તેનાં કારણો અંગે ઘણાં પુસ્તકો લખવામાં આવ્યા છે. ત્યાર બાદ અંગ્રેજોએ ભારતીયોથી બદલો લેવાનું શરૂ કર્યું. તેમણે ભારતીયો સાથે એવા અત્યાચારી વિજેતા સમાન વર્તાવ કર્યો, જે દયા, ઈન્સાફ અને માનવતાના શબ્દોથી અપરિચિત હોય. પરિણામે એવા ભયાનક કૃત્યો આચરવામાં આવ્યા, જુલ્મો આચરવામાં આવ્યા, જેણે ચંગેઝખાન અને હલાકુખાનની યાદ જીવંત કરી. તેમણે બહાદુરશાહ ઝફરના ત્રણ યુવાન પુત્રોને જીવનરક્ષા (અમાન)નું વચન આપ્યું હતું છતાં તે ત્રણેયની હત્યા કરી દીધી. તેમની હત્યા એવી નિર્દયતાપૂર્વક કરી, જેનાથી સ્વયં કેટલાક અંગ્રેજોના હૃદય પણ દ્રવી ઉઠ્યા. તેમણે શાહી પરિવારના ૩૩ સભ્યોની હત્યા કરી, જેમાં અશક્ત વૃદ્ધો અને અપંગો પણ શામેલ હતા. તેમણે બાદશાહનું અપમાન કર્યું અને ખૂબ અપમાનપૂર્વક તેમની વિરૂદ્ધ કેસ ચલાવ્યો. પરંતુ એક ઉચ્ચ અંગ્રેજ લશ્કરી અધિકારીએ તેમને જીવતદાન આપવાનું વચન આપ્યું હતું, તેથી તેમનો આજીવન રંગુનમાં દેશનિકાલ કરવામાં આવ્યો. ત્યાં અનેક કષ્ટો, મુશ્કેલીઓ અને લાચારીઓમાં તેમનું મૃત્યુ થયું.

### લૂંટફાટ અને નિર્મમ હત્યાઓ :

જ્યારે અંગ્રેજ લશ્કર દિલ્હી શહેરમાં દાખલ થયું તો કુર્આનની આ આયતની તફસીર (ભાષ્ય) લોકો સમક્ષ તાજી થઈ ગઈ... "જ્યારે રાજાઓ કોઈ શહેરમાં પ્રવેશે છે તો તેમાં તારાજી સર્જે છે અને તેના પ્રતિષ્ઠિત રહેવાસીઓને બેઆબરૂ કરે છે." *(સૂરહ-૨૭, આયત-૩૪)*

સિપાઈઓને ત્રણ દિવસ સુધી દિલ્હીમાં લૂંટ ચલાવવાની ખુલ્લી છૂટ આપવામાં આવી. તેમણે આ છૂટનો ખૂબ ખતરનાક રીતે ઉપયોગ કર્યો. અહીં સુધી કે અંગ્રેજ ઓફીસર લૉર્ડ લોરેન્સે જનરલ પેની (General-in-Command)ને લખવું પડ્યું કે, "મને ખાતરી છે કે, આપણે કોઈ ભેદભાવ

વગર નિર્દયતાપૂર્વક તમામ વર્ગોમાં જે લૂંટ ચલાવી, તેના લીધે સદાય આપણી નિંદા થતી રહેશે, અને એ નિંદા યોગ્ય હશે.''

ત્રણ દિવસ સુધી દિલ્હીમાં હત્યા અને લૂંટનો સિલસિલો ચાલુ રહ્યો, લોકોને કાપવામાં આવ્યા, લોહી વહેતું રહ્યું અને ગોળીઓ દોષિત કે નિર્દોષને ઓળખ્યા વગર સનસનાટ ચાલતી રહી. ઘરોમાં લૂંટફાટ ચલાવવામાં આવી. જે લોકો ભાગી શકવામાં સફળ રહ્યા તેઓ પોતાના કુટુંબોને લઈને દિલ્હીથી ભાગી ગયા. તે ભવ્ય શહેર જે એક સમયે મુસ્લિમ વિશ્વમાં શોભા નગરી (ઉરુસુલ બિલાદ) તરીકે ઓળખાતું હતું, એ સંપૂર્ણ બરબાદ અને વેરાન થઈ ગયું. ત્યાં ઠેર ઠેર ખંડેર મકાનો, સડેલી લાશો અને શરીરના કપાયેલા અંગો સિવાય કંઈ દેખાતું ન હતું. કાનપુરથી ફોજ લઈને બળવો કચડવા માટે દિલ્હી ગયેલા અંગ્રેજ લશ્કરના કમાન્ડર લૉર્ડ રોબર્ટસે આ ભયાનક તબાહીનું વર્ણન કર્યું છે. તેમાં ૨૪ સપ્ટેમ્બર ૧૮૫૭ની તારીખ નોંધેલી છે. જ્યારે અંગ્રેજ લશ્કરે દિલ્હી પર કબ્જો મેળવીને લાલ કિલ્લા પર વિજય મેળવ્યો હતો. લૉર્ડ રોબર્ટસનું વર્ણન આ મુજબ છે :

''દિલ્હી શહેરમાં પરોઢિયે પ્રથમ કૂચ ખૂબ દર્દનાક લાગતી હતી. અમે (લાલ કિલ્લાના) લાહોરી દરવાજાથી નિકળીને ચાંદની ચોકમાંથી પસાર થયા. દિલ્હી શહેર ખરેખર મૃતકોનું શહેર લાગતું હતું. અમારા ઘોડાઓના પગલાંના અવાજ સિવાય કોઈ પ્રકારનો અવાજ કોઈ દિશાએથી સંભળાતો ન હતો. કોઈ પણ સજીવ અમારી સામેથી પસાર ન થયું. ચારે તરફ લાશો વિખરાયેલી હતી. દરેક લાશ અલગ-અલગ સ્થિતિઓથી પસાર થઈ રહી હતી. અમે ચૂપચાપ જતા હતા અથવા એમ સમજો કે અમે અનિચ્છાએ અમુક જ શબ્દો બોલતા, જેથી આ માનવ મૃતકોને રાહતમાં ખલેલ ન પહોંચે. અમે દૃશ્યો જોયા તે ખૂબ દુઃખદ હતા. ક્યાંક કોઈ કૂતરો કોઈ લાશના અંગોને ચંચેડીને ખાતો હતો, ક્યાંક અમે નજીક પહોંચીએ તો કોઈ ગીધ પોતાનો ખોરાક છોડીને અમારાથી જરા દૂર ઉડી જતું હતું. પરંતુ તેનું પેટ એટલું ભરાયેલું હતું કે, તે ઉડી ન શકતું. કેટલાક મૃતકો પણ જીવંત હોય એવું લાગતું હતું. કોઈના હાથ ઉપર ઉઠાવેલા હોતા અને એવું લાગતું

કે જાણે કોઈને ઈશારો કરી રહ્યો હોય. વાસ્તવમાં એ સમગ્ર દૃશ્ય એટલું ભયાનક અને બિહામણું હતું, જેને વર્ણવી ન શકાય. એવું લાગે છે કે, અમારા ઘોડાઓ પર પણ ડર છવાયેલો હતો, તેથી તે પણ ભડકતા હતા અને નાક ફુલાવતા હતા. સમગ્ર વાતાવરણ કલ્પનાથી બહાર સુધી ભયાનક હતું. તે ખૂબ જ દુર્ગંધ મારતું હતું અને બીમારીઓ ફેલાવે તેવું હતું.

## ઈસ્લામી બળવો :

અંગ્રેજોએ એક કત્લેઆમ ચલાવી હતી, પરંતુ તેમનું ખાસ લક્ષ્ય મુસલમાનો હતા. કેમકે ઘણા જવાબદાર અંગ્રેજો એવું સમજતા હતા કે, આ એક ઈસ્લામી જિહાદ હતો. મુસલમાનો જ આ જંગ છેડનારા હતા અને તેમણે જ જંગનું નેતૃત્વ સંભાળ્યું હતું.

અંગ્રેજ લેખક 'Hery Mead' લખે છે : ''આ બળવાને અત્યારે સિપાઈઓનો બળવો કહેવો યોગ્ય નથી. જો કે તેનો પ્રારંભ તો સિપાઈઓથી જ થયો હતો, પરંતુ ખૂબ જલ્દી એનું રહસ્ય ખૂલી ગયું કે આ એક ઈસ્લામી બળવો હતો.''

એક સમકાલીન ઈતિહાસકાર લખે છે કે, ''દરેક અંગ્રેજ અધિકારીનો એવો સિદ્ધાંત બની ગયો હતો કે, તે દરેક મુસલમાનને બળવાખોર સમજતો. તે દરેકને પૂછતો કે, તું હિન્દુ છે કે મુસલમાન ? જવાબમાં મુસલમાન સાંભળતાં જ ગોળી મારી દેવામાં આવતી.''

## મુસલમાનોની કત્લેઆમ :

ત્યાર બાદ ફાંસીનો સિલસિલો શરૂ થયો. જહેર માર્ગો પર ફાંસીના તખ્તા ગોઠવવામાં આવ્યા હતા. એ જગ્યાઓ અંગ્રેજો માટે સહેલગાહ અને આનંદ માટેનાં સ્થળો બની ગયા હતા. ત્યાં આવીને તેઓ ફાંસીએ લટકાવવામાં આવનારાઓને તલસતા-તરફડતા અને મરતા જેતા હતા અને પરસ્પર સિગારેટના કશો ખેંચીને આનંદ મેળવતા વાતો કરતા હતા. જ્યારે તે લાચાર વ્યક્તિ અંતિમ શ્વાસો લે ત્યારે તેઓ હસીને તેનું સ્વાગત કરતા. એ અભાગી લોકોમાં ઉચ્ચ કુળની વ્યક્તિઓ અને હોદ્દેદારો હતા.

અમુક મુસ્લિમ મહોલ્લાઓમાં એવી કત્લેઆમ ચલાવવામાં આવી કે, એક વ્યક્તિ પણ જીવિત ન બચી. એક સમકાલીન ઈતિહાસકાર લખે છે કે, "સત્તાવીસ હજાર મુસલમાનોને ફાંસી આપવામાં આવી. સાત દિવસ સુધી એટલી હત્યાઓ થઈ, જેનો કોઈ હિસાબ નથી. અંગ્રેજોના ખ્યાલ મુજબ જાણે કે તેમણે સમગ્ર મુસ્લિમ વંશને ખતમ કરી દીધો. નાના બાળકોને પણ મારી નાંખ્યા. સ્ત્રીઓ સાથે એવો વ્યવહાર કર્યો, જેની કલ્પના માત્રથી હૃદય કાંપી જાય છે."

માર્શલ લૉર્ડ રોબર્ટસે ૨૧ જૂન ૧૮૫૭ના દિવસે પોતાની માતાને લખતાં નોંધ્યું છે કે, "મૃત્યુદંડની સૌથી અસરકારક રીત એ છે કે, પાપીને તોપથી ઉડાવી દેવામાં આવે. એ એક ખૂબ બિહામણું દૃશ્ય હોય છે, પરંતુ વર્તમાન સ્થિતિમાં અમે સાવચેતીથી કામ લઈ શકતા નથી. આવી સજાઓથી અમારો હેતુ બદમાશ મુસલમાનોને એવું બતાવવાનો છે કે, ઈશ્વરની મદદથી હજુ પણ અંગ્રેજો જ ભારતના માલિક રહેશે."

**સ્વતંત્રતાના આંદોલનની કિંમત :**

આમ, આ સ્વાતંત્ર્ય આંદોલનની સૌથી ભારે કિંમત મુસલમાનોએ ચૂકવવી પડી અને અંગ્રેજ શાસનના સત્તાધીશો અને ચિંતકો-લેખકો એવું સમજતા રહ્યા કે, વાસ્તવમાં મુસલમાનો જ ૧૮૫૭ના જંગના જવાબદાર છે. આથી તેમની ભવિષ્યની પેઢીઓએ પણ તેની કિંમત ચૂકવવી જ જોઈએ. બંગાળ સિવિલ સર્વિસના હેનરી હેરીંગ્ટન થોમસ (Henry Harrington Thomas) ઈ.સ. ૧૮૫૮માં એટલે કે જંગના માત્ર એક વર્ષ પછી લખાયેલ પોતાના એક પુસ્તક "Late Rebellion in India and Our Future Policy"માં લખે છે કે....

"મેં આ પહેલાં લખ્યું હતું કે, ૧૮૫૭ના બળવાના વાસ્તવિક જવાબદાર હિન્દુઓ ન હતા. હવે હું એ વાત સ્પષ્ટ કરવા પ્રયત્ન કરીશ કે આ બળવો ખરેખર મુસલમાનોના ષડયંત્રનું પરિણામ હતું. હિન્દુઓ પોતાની મરજી મુજબ અને પોતાના સ્ત્રોતોના આધારે ન તો આવા કોઈ ષડયંત્રમાં જોડાઈ શકે છે કે ન તો જોડાવવાની ઈચ્છા ધરાવે તેમ છે.

## જાહેર સેવાઓ અને નોકરીઓમાંથી મુસલમાનો વંચિત :

ત્યાર બાદ લાંબા સમય સુધી અંગ્રેજોની મુસલમાનો પ્રત્યે એ જ નીતિ રહી અને એ જ સિદ્ધાંત પર સરકારી અમલદારો અને કચેરીઓ કાર્યરત્ રહ્યા કે, મુસલમાનોને મહત્વના સરકારી હોદ્દાઓથી દૂર રાખવામાં આવે અને તેમના માટે રોજગારના દરવાજા બંધ કરી દેવામાં આવે. તેમની એ વકફની મિલ્કતો જપ્ત કરી લેવામાં આવે, જેના દ્વારા તેમના મદ્રસાઓ અને સંસ્થાઓ ચાલે છે. એવી શિક્ષણ વ્યવસ્થા સ્થાપવામાં આવે, જે મુસલમાનોના ધર્મ અને સંસ્કૃતિથી વિરૂદ્ધ હોય, જેથી તેઓ એનો લાભ ન મેળવી શકે.

કેટલીક સરકારી જાહેરાતો અને પરિપત્રોમાં એવી સ્પષ્ટતા કરી દેવામાં આવતી હતી કે, ફલાણી વેકેન્સીઓ પર માત્ર હિન્દુઓની ભરતી કરવામાં આવશે. સર વિલીયમ હન્ટર કલકત્તાના ફારસી અખબાર 'દૂરબીન'ના ૧૪ જુલાઈ ૧૮૬૯ના અંકનો સંદર્ભ ટાંકીને લખે છે કે, ''હાલમાં સુંદરવન કમિશ્નરની ઓફિસમાં કેટલીક જગ્યાઓ ખાલી પડતાં ગવર્નમેન્ટ ગેઝેટમાં તેની જાહેરાત આપવામાં આવી, જેમાં અધિકારીઓએ સ્પષ્ટ ઉલ્લખે કર્યો કે, માત્ર હિન્દુઓને જ એપોઈન્ટમેન્ટ આપવામાં આવશે.''

ઉપરોક્ત જાહેરાતનો સંદર્ભ ટાંક્યા પછી લેખક લખે છે કે, ''મુસલમાનોને હવે એવી પડતીની હદ સુધી ધકેલવામાં આવ્યા છે કે, જો તેઓ સરકારી નોકરી માટેની લાયકાત પ્રાપ્ત કરી લે છે, તો પણ તેમને સરકારી નોટીફિકેશન દ્વારા ખૂબ ચાલાકીથી વંચિત કરી દેવામાં આવે છે. કોઈ તેમની લાચારી પ્રત્યે ધ્યાન આપતું નથી. ઉચ્ચ અધિકારીઓ તો તેમના અસ્તિત્વને પણ સ્વીકારવા તૈયાર નથી.''

## મુસલમાનો પ્રત્યે વેરભાવના :

મુસલમાનો પ્રત્યે અંગ્રેજો વેરભાવના અને આક્રોશ ધરાવતા. માત્ર શંકા કે અતિ મામુલી આરોપ પર તેમની ધરપકડ કરીને તેમને સખત સજાઓ આપવામાં આવતી. ઉત્તર-પશ્ચિમ ભારતના સરહદી વિસ્તારમાં અંગ્રેજો વિરૂદ્ધ જંગ માટે મુસ્લિમ મુજાહિદોનું જૂથ હતું. અંગ્રેજોએ તેમની

વિરૂદ્ધ જંગમાં અતિશય ખર્ચ કર્યો અને ભારે નુકસાન વેઠ્યું. જે વ્યક્તિ પ્રત્યે શંકા જતી કે તે સૈયદ અહમદ શહીદના આ જૂથ સાથે સબંધ ધરાવે છે, તેની વિરૂદ્ધ મુકદમો ચલાવવામાં આવતો. ઈ.સ. ૧૮૬૪માં પટના, થાનેસર અને લાહોરમાં અસંખ્ય ધાર્મિક નેતાઓ, ઉમરાવો અને વેપારીઓ વિરૂદ્ધ મુકદમા ચલાવીને તેમને ભારે સજાઓ આપવામાં આવી. તેનાથી અંદાજો લગાવી શકાય કે અંગ્રેજોના માનસમાં મુસલમાનો પ્રત્યે કેટલો દ્વેષભાવ હતો. તેમાંથી કેટલાકને 'વહાબી'ના નામે મશહૂર કરવામાં આવ્યા. મૌલાના યહ્યા અલી, મૌલાના મુહમ્મદ જફર થાનેસરી એ મુહમ્મદ શફી લાહોરી વિશે ફાંસીનો ફેંસલો સંભળાવતા કહેવાતા સુસંસ્કૃત જજે પોતાના ફેંસલામાં કહ્યું : ''તમને ફાંસીના માંચડે લટકાવવામાં આવશે અને તમારી તમામ સંપત્તિ જપ્ત કરી લેવામાં આવશે. તમારી લાશો પણ તમારા વારસદારોને સોંપવામાં નહીં આવે. તમારી લાશો ખૂબ અપમાન સાથે જેલના કંપાઉન્ડમાં દાટી દેવામાં આવશે. હું તમને ફાંસીના માંચડે લટકેલા જોઈને ખૂબ ખુશ થઈશ.''

તેમની વિરૂદ્ધ ફાંસીનો ફેંસલો થયા પછી અંગ્રેજ પુરૂષો અને સ્ત્રીઓ એ ફાંસીઘરની મુલાકાત લેતા હતા, જેથી એ નિર્દોષોને જોઈને આનંદ મેળવે અને તેમની લાચારીને જોઈને ખુશ થાય. પરંતુ જ્યારે તેમણે જોયું કે એ લોકો તો ખુશ છે અને તેઓ દેશની આઝાદી માટે શહાદત વહોરવાની ઉમંગ ધરાવે છે તથા શાંતચિત્તે શહાદતની રાહ જોઈ રહ્યા છે, તો અંગ્રેજોને પસંદ ન પડતું. આથી અંબાલાના ડેપ્યુટી કમિશ્નરે અદાલતનો હુકમ સંભાળવતાં જાહેર કર્યું કે, તેમના મૃત્યુદંડને બદલીને તેમને દરિયાપાર દેશનિકાલની સજા આપવામાં આવે છે અને કહ્યું કે, ''તમે ફાંસીના ફંદા પર લટકવાને પ્રિય સમજો છો અને તેને શહાદત ગણો છો, આથી સરકાર તમને તમારી પ્રિય સજા નહીં આપે. તમારી ફાંસી આજીવન દેશનિકાલની સજામાં તબદીલ કરવામાં આવી છે.''

ઉપરોક્ત ત્રણે કેદીઓ ઉપરાંત અન્ય બે કેદીઓ, મૌલાના અહમદુલ્લાહ અઝીમાબાદી અને મૌલાના અબ્દુર્રહીમ સાદીકપૂરીને ઈ.સ. ૧૮૬૫માં

પોર્ટ અંદામાનમાં કાળાપાણીની સજા માટે મોકલી દેવામાં આવ્યા. મૌલાના યહ્યાઅલી અને મૌલાના અહમદુલ્લાહનું અંદામાનમાં જ મૃત્યુ થયું, જ્યારે મૌલાના મુહમ્મદ જફર ૧૮ વર્ષની સખત કેદ અને દેશનિકાલ બાદ પોતાના વતનમાં પાછા આવ્યા. પટનામાં સાદિકપૂર કુટુંબની તમામ મિલ્કતો જપ્ત કરવામાં આવી, તેમના ઘરો તોડી પાડવામાં આવ્યા અને તે જમીન પર સરકારી ઈમારતો બાંધવામાં આવી. તેમના પૂર્વજ મૃતકોની કબરો તોડી પાડવામાં આવી. આ બધું વેરભાવ અને બદલાની ભાવનાથી કરવામાં આવ્યું.

એ જ રીતે મોટી સંખ્યામાં મહાન ઉલમાને દેશનિકાલ કરીને અંદામાન મોકલવામાં આવ્યા, જેમાં મૌલાના ફઝલેહક ખૈરાબાદી, મુફતી ઈનાયત અહમદ કાકોરવી, મુફતી મઝહર કરીમ દરિયાબાદી વગેરે નોંધપાત્ર છે. મૌલાના ફઝલેહક ખૈરાબાદી તો ત્યાંજ મૃત્યુ પામ્યા. અન્ય બન્ને વિદ્વાનો પોતાની સજાની મુદ્દત પૂરી કરીને વતનમાં પાછા ફર્યા.

### આઝાદીના પરવાના : આઝાદીની શોધમાં :

ઈ.સ.૧૮૫૮ થી લઈને ઓગણીસમી સદીની છેલ્લી ઘડીઓ સુધી મુસલમાનો આઝાદીની લડાઈ બ્રિટીશ હુકૂમત સામે એકલે હાથે લડતા રહ્યા. આ લડાઈ દરમિયાન આઝાદીના પરવાના કેટલા જાંબાઝોનું પવિત્ર લોહી વહ્યું ? કેટલાઓએ લડાઈના મેદાનમાં પોતાના લોહીની લાલ જાજમો પાથરી દીધી એની સંખ્યાનો કોઈ ચોક્કસ અંદાજો કરી શકાય તેમ નથી. આ એક એવો સમય હતો કે, આઝાદીની લડતના આ માર્ગમાં પગ મૂકવો એટલે પોતાના જાન-માલ, બાળ-બચ્ચાં, વતન અને ઘરબાર બધાથી હાથ ધોઈ નાંખવા.

ભયંકર કસોટીના આ માર્ગમાં ચુસ્ત રીતે અલ્લાહ તઆલાની બંદગી કરનારા સૂફીઓ, ધાર્મિક આગેવાનો પણ હતા. અને તેમનામાં ગરીબો પણ હતા અને મોભાદાર શ્રીમંતો પણ હતા. પરંતુ બ્રિટીશ હુકૂમતના જાલિમ પંજામાં જે જકડાઈ ગયો, એનું વજૂદ હવાની જેમ વાતાવરણમાં ઓગળી જતું હતું. અંગ્રેજોની સામાન્ય સજા ફાંસી હતી, જે એનાથી કોઈ બચી ગયો

તો એને કાળાપાણીની સજાએ મોકલી દેવામાં આવતો. જે અંગ્રેજોના અત્યાચારનો અડ્ડો હતો. એ અત્યાચારના અડ્ડામાં આલિમ સાહેબો, ધાર્મિક આગેવાનો, અલ્લાહપાકના નેક બંદાઓ, રહીશો, અમીર ઉમરાવો, નવાબો અને જાગીરદારોને કેવી કેવી શારીરિક અને માનસિક યાતનાઓ ભોગવવી પડી એની દાસ્તાનોથી દિલ આજે પણ ધ્રુજી ઉઠે છે અને દર્દથી છલકાઈ જાય છે.

અત્યાચારોના અડ્ડા જેવા આ ટાપુમાં આઝાદીના લડવૈયા કેટલા મુસલમાનોને ઈ.સ.૧૮૫૮ બાદ મોકલવામાં આવ્યા ? એની આજ સુધી કોઈ વિગતવાર યાદી પ્રગટ થઈ શકી નથી. પરંતુ અનુમાન લગાવનારા-ઓએ ૨૦ ફેબ્રુઆરી ઈ.સ.૧૮૫૮ના દિવસે કે જ્યારે મૌલાના યાહ્યા અલી અઝીમાબાદીનું આંદામાન ટાપુ ઉપર અવસાન થઈ ગયું અને એમના જનાઝાની નમાઝમાં શામેલ થનારા મુસલમાનોની સંખ્યાનો અંદાજો ચારથી પાંચ હજારનો લગાવવામાં આવ્યો. એટલે કે એ સમય સુધીમાં આઝાદીની લડતના મુસલમાન લડવૈયાઓ ઓછામાં ઓછા પાંચ હજાર જેટલા મોકલી દેવામાં આવ્યા હતા. આઝાદીના મુસલમાન લડવૈયાઓની આ સંખ્યા એ હજારો મુસલમાનો સિવાયની છે, જેમને ગિરફતાર કરીને અંગ્રેજોએ દુશ્મનાવટનો બદલો લેવાના જુસ્સામાં ફાંસીએ લટકાવી દીધા છે અથવા તો હારબંધ ઉભા રાખીને ગોળીએ મારી દીધા છે. આ વિગતોથી અનુમાન લગાવી શકાય છે કે, ઈ.સ. ૧૯૦૦ સુધી આઝાદીના લડવૈયા મુસલમાનોએ પોતાનું કેટલું લોહી આઝાદીને માટે વહાવ્યું છે. મને વિશ્વાસ છે કે, જે લોકો આઝાદી મેળવવાનો જશ પોતે લઈ રહ્યા છે, એ લોકોએ એટલો પરસેવો પણ વહાવ્યો નથી, જેટલું કે મુસલમાનોએ પોતાનું લોહી વહાવ્યું છે.

આનાથી વધારે દર્દનાક અત્યાચાર અંગ્રેજો તરફથી આઝાદીના લડવૈયા મુસલમાનો ઉપર ગુજારવામાં આવ્યો. એ એવો છે કે, લાખો રૂપિયાની એમની જમીન જાયદાદોને સાવ પાણીના ભાવે અંગ્રેજ હુકૂમતે લીલામ કરી દઈને મુસલમાનોના નિર્દોષ બાળકો અને પરદાનશીન આબરૂદાર મહિલાઓને રોટીના ટુકડાઓના પણ મોહતાજ કરી નાંખ્યા. આવા ભયંકર અત્યાચારની

કલ્પના માત્ર આઝાદીના એ મતવાલાઓના કાળજાં ચીરી નાખનારી હતી. દેશની આઝાદી માટે ફાંસીનો હુકમ સાંભળીને તો એ મુસ્કાનો વેરતા હતા, પરંતુ એમના સંતાનોને અને માં-બહેનોને ઘરે-ઘરની ભીખ માંગતા કરી દેવાના સમાચારોથી તેઓ લોહીના આંસુ વહાવતા હતા. જેમકેજ અઝીમાબાદના માલેતુજાર શ્રીમંત મૌલાના અહમદુલ્લાહ સાહેબની સાથે થયું કે, એમની તમામ જાયદાદ ઉપર અંગ્રેજ હુકૂમતે કબજો કરી લઈને એમના આખા કુટુંબના એક-એક જણને ઈદ જેવા પવિત્ર દિવસે એમના ઘરોમાંથી એવી હાલતમાં કાઢી મૂકવામાં આવ્યા કે સોય જેવી વસ્તુ પણ લેવાની છૂટ આપવામાં આવી નહીં. આ દર્દનાક વિગતો એમના સાહેબજાદા હકીમ અબ્દુલહમીદે પોતાના પુસ્તકમાં લખી છે.

## શિક્ષણ અને રાજકારણ ક્ષેત્રે અવનતિ :

અંગ્રેજોએ મુસલમાનો સાથે જે અત્યાચારપૂર્ણ વ્યવહાર કર્યો, તે મુસલમાનોમાં શિક્ષણની કમી અને સરકારી નોકરીઓ ન મળવામાં નિમિત્ત બન્યો. મુસલમાનોનો મોટાભાગનો સમય પોતાની પ્રતિરક્ષામાં અને તેમના પર જે આરોપો મૂકવામાં આવતા હતા, તેના પ્રતિકારમાં વેડફાતો હતો. તેમને દેશની રાજકીય પ્રવૃત્તિઓમાં ઝંપલાવવાનો મોકો મળતો ન હતો. દેશની અન્ય કૌમો જાગૃત થઈને પ્રગતિ કરી રહી હતી. તેમને સરકારનો વિશ્વાસ પ્રાપ્ત હતો, મુસલમાનોને તે પ્રાપ્ત ન હતો.

## ભારતીય રાષ્ટ્રીય કોંગ્રેસની સ્થાપનામાં મુસલમાનોનો ફાળો :

ઈ.સ. ૧૮૮૫માં ભારતીય રાષ્ટ્રીય કોંગ્રેસનું પ્રથમ અધિવેશન મળ્યું. તેમાં કેટલાક પ્રખ્યાત મુસલમાન પ્રતિનિધિઓએ હાજરી આપી. ઈ.સ. ૧૮૮૭ના કોંગ્રેસના મદ્રાસ (ચેન્નઈ) ખાતેના ત્રીજા અધિવેશનનું પ્રમુખપદ બદરૂદ્દીન તૈયબજીએ સંભાળ્યું. આ અધિવેશનમાં મુસ્લિમ આગેવાનો, વકીલો અને વ્યાપારીઓએ મોટી સંખ્યામાં હાજરી આપી. મીર હુમાયુ જાહ તેમાં હાજર રહ્યા અને તેમણે કોંગ્રેસ માટે રૂા.૫૦૦૦નો ફાળો આપ્યો.

## સર સૈયદ અહમદખાનની અલગ વિચારધારા :

મુસલમાનોમાં શૈક્ષણિક જાગૃતિ અંગેના આંદોલનના નેતા અને અલીગઢ કૉલેજના સ્થાપક સર સૈયદ અહમદખાન પ્રારંભમાં સમાન રાજકીય વિચારધારાના હિમાયતી હતા, પરંતુ બાદમાં મુસલમાનોની શૈક્ષણિક, રાજકીય અને આર્થિક દુર્દશા જોઈને તેમણે અલગતા યોગ્ય સમજી. તેમણે મુસલમાનોને સાવચેત કરવા પ્રયત્ન કર્યો કે, તેઓ જોશીલા હિંદુઓ અને બંગાળીઓની વાતોમાં આવીને અંગ્રેજ સત્તાની ટીકા કરવાથી અને પોતાના અધિકારો માંગવાથી દૂર રહે. તેમણે મુસલમાનોના ભલા માટે એક અલગ બિનરાજકીય સંસ્થા સ્થાપવાની સલાહ આપી. તેમણે રાજકારણથી દૂર રહેવાની સલાહ આપી અને કહ્યું કે, તે મુસલમાનો માટે નવી મુશ્કેલી સર્જાશે, જેના કારણે મુસલમાનોના એ જૂના જખ્મો તાજા થઈ જશે, જે હજુ સુધી રુઝાયા નથી.

## ઉલમાનું કોંગ્રેસને સમર્થન :

આમ છતાં સર સૈયદની વિચારધારાથી દૂર રહીને સ્વતંત્ર મુસ્લિમ બુદ્ધિજીવીઓની ખૂબ મોટી સંખ્યાએ ઉલમાની રાહબરી હેઠળ કોંગ્રેસનું સમર્થન કર્યું તથા તમામ રાજકીય અને રાષ્ટ્રીય પ્રવૃત્તિઓમાં આગળ પડતો ભાગ લીધો. ઈ.સ.૧૮૮૮માં મૌલાના મુહમ્મદ સાહેબ લુધિયાનવીએ "નુસ્રતુલ અબરાર" નામે એક ધાર્મિક ફતવો બહાર પાડ્યો, જેમાં તેમણે મુસલમાનોને કોંગ્રેસની હિમાયત કરવા હાકલ કરી. આ ફતવા પર માત્ર ભારત જ નહીં, વિદેશોમાંથી પવિત્ર મદીના શહેર અને બગદાદના ઉલમાએ પણ હસ્તાક્ષર કર્યા હતા. હસ્તાક્ષર કરનારાઓમાં મૌ.રશીદ અહમદ ગંગોહી અને મૌલાના લુત્ફુલ્લાહ અલીગઢી જેવા મહાન ઉલમા પણ શામેલ હતા.

ઈ.સ. ૧૮૮૮માં અલ્હાબાદ કોંગ્રેસના ચોથા અધિવેશનમાં કેટલાક મહાન ઉલમાએ હાજરી આપી. ઉપરોક્ત ફતવા પછી વધુ મોટી સંખ્યામાં મુસલમાનો કોંગ્રેસની પ્રવૃત્તિઓમાં ભાગ લેવા આવ્યા અને આ રાષ્ટ્ર-વ્યાપી ચળવળને ખૂબ વેગવંતી બનાવવા દેશવાસીઓ સાથે ખભેખભા

મિલાવીને કાર્યરત રહ્યા.

**બાલ્કન યુદ્ધ અને ભારતમાં બ્રિટીશ વિરોધી ચળવળ :**

ઈ.સ. ૧૯૧૨માં વિશ્વના મુસ્લિમોમાં યુરોપિયન શક્તિઓ વિરૂદ્ધ અને વિશેષ રૂપે બ્રિટન વિરૂદ્ધ સખત નફરત અને ગુસ્સાની લહેર દોડી ગઈ અને બાલ્કન યુદ્ધ ફાટી નીકળ્યું. પૂર્વના મુસ્લિમ દેશોમાં વ્યાપી રહેલ રાજકીય જાગૃતિનો લાવા એકદમ ફાટી નીકળ્યો. એ જ અરસામાં મૌલાના અબુલ કલામ આઝાદે યુરોપિયન શક્તિઓ વિરૂદ્ધ આગ ઓકતું અખબાર 'અલ-હિલાલ' કાઢવાની શરૂઆત કરી. તેમાં યુરોપિય સામ્રાજ્યવાદની સખત ટીકા કરવામાં આવતી. તે એટલું બધું લોકપ્રિય બન્યું કે થોડી જ મુદતમાં તેના વાચકોની સંખ્યા લાખો સુધી પહોંચી ગઈ. આ ઉપરાંત મૌલાના મુહમ્મદ અલીએ કલકત્તાથી Comrade નામનું અંગ્રેજી સાપ્તાહિક કાઢવાની શરૂઆત કરી. બાદમાં તેની ઓફિસ દિલ્હી ખસેડવામાં આવી. આ અખબારે ભારતીય શિક્ષિત વર્ગમાં બ્રિટન વિરૂદ્ધ માનસ બનાવવામાં મહત્વપૂર્ણ ભાગ ભજવ્યો. એવી જ રીતે મૌલાના ઝફરઅલી ખાન દ્વારા લાહોરથી પ્રકાશિત થતું અખબાર 'જમીનદાર' પણ એક મહત્વપૂર્ણ બ્રિટન વિરોધી અખબાર હતું. આ અખબારો તથા અન્ય અનેક સામયિકોએ વૈચારિક સ્તરે બ્રિટન વિરોધી લોકમાનસ ઘડવામાં મહત્વપૂર્ણ ભાગ ભજવ્યો. તેનાથી સમગ્ર દેશમાં ક્રાંતિ અને બ્રિટન વિરોધી વિચારધારાની જ્વાળાઓ ફેલાઈ ગઈ. પરિણામે સરકારે આ ચળવળને ડામવા માટે મૌલાના મુહમ્મદઅલી, મૌલાના શૌકતઅલી, મૌલાના અબુલ કલામ આઝાદ અને મૌલાના હસરત મોહાનીની ધરપકડ કરીને તેમને જેલના સળીયા પાછળ ધકેલી દીધા.

મુસલમાનોમાં રાજકીય જાગૃતિ અને બ્રિટન વિરોધી માનસ ઘડવામાં મૌલાના શિબ્લી નોમાનીનું યોગદાન પણ નોંધપાત્ર છે. તેમને 'અલ-હિલાલ'માં કાવ્યો લખીને તથા મુસ્લિમ ગેઝેટમાં લેખો લખીને અંગ્રેજોના સમર્થનની નીતિની સખત ઝાટકણી કાઢી તથા શિક્ષિત વર્ગની વિચારધારાને પ્રભાવિત કરીને મુસ્લિમોમાં બ્રિટન વિરોધી વાતાવરણ ઉભું કર્યું.

### મૌલાના મહમૂદુલ્હસન :

ભારતની તે સમયની મુસલમાનોની સૌથી મોટી સંસ્થા દારૂલ ઉલૂમ દેવબંદના શૈખ મૌલાના મહમૂદુલ્હસન (જે બાદમાં શૈખુલ હિન્દના નામે પ્રખ્યાત થયા) અંગ્રેજ સરકારના ખૂબ સખત વિરોધી હતા. ટીપુ સુલ્તાન પછી અંગ્રેજોના આવા કટ્ટર શત્રુ કોઈ જોવા મળ્યા નથી. તેઓ ઉસ્માની સામ્રાજ્ય તુર્કી (જે તે સમયે કેન્દ્રિય ઈસ્લામી દેશ અને ખિલાફતનું કેન્દ્ર હતું)ના હિમાયતી હતા. તેઓ સ્વતંત્ર ભારતના અને હિન્દુ-મુસ્લિમ એકતાના પ્રખર હિમાયતી હતા. તેમણે પોતાનું સમગ્ર જીવન દેશ માટે સમર્પિત કર્યું હતું. તેમણે ભારતની સ્વતંત્રતા માટે અફઘાન સરકાર અને તુર્કી સલ્તનતના કેટલાક નેતાઓ જેમકે અનવર પાશા વગેરે સાથે ગુપ્ત સંપર્ક સ્થાપ્યા હતા. ઈ.સ. ૧૯૧૬માં શરીફ હુસૈનની સરકારે મદીનામાં તેમની ધરપકડ કરી અને તેમને બ્રિટીશ સરકારના હવાલે કર્યા. સરકારે તેમને અને તેમના સહાયકો મૌલાના હુસૈન અહમદ મદની, મૌલાના ઉઝૈર ગુલ, મૌલાના હકીમ નુસ્રત હુસૈન તથા મૌલવી વહીદને ઈ.સ. ૧૯૧૭માં ભૂમધ્ય સમુદ્રના એકલા અટૂલા માલટા ટાપુમાં દેશનિકાલ કર્યા. ત્યાં જેઓ ઈ.સ. ૧૯૨૦ સુધી રહ્યા.

### તાકાત દ્વારા આઝાદી :

ઈ.સ.૧૯૧૫માં રેશમી રૂમાલની ચળવળ એ મુસલમાનોનું એક વધુ હિંમતભર્યું પગલું હતું. જે સરકાર સામે બગાવત પોકારવા જેવું ગણાતું હતું. પરંતુ એ ચળવળ ચલાવનારા લોકો નસીબદાર હતા કે એમાંના સેંકડોએ પોલીસના અત્યાચારો સહન કર્યા અને ચળવળના આગેવાનો શૈખુલ હિન્દ મૌલાના મહમૂદુલ્હસન સા. (રહ.), મૌલાના હુસૈન અહમદ મદની (રહ.) વગેરે જેલની ત્રાસદાયક સજાઓ ભોગવીને પણ ચાર-પાંચ વર્ષ બાદ જીવતા હિન્દુસ્તાન પાછા ફર્યા.

### મૌલાના અબ્દુલબારી ફિરંગી મહલ્લી :

એવી જ રીતે ફિરંગી મહલના મૌલાના અબ્દુલબારી સ્વતંત્રતા

આંદોલનના પ્રથમ હરોળના નેતાઓમાંથી હતા. તેમણે મુસલમાન ધાર્મિક નેતાઓને સ્વતંત્રતા આંદોલનમાં જોડવા, દેશમાં હિન્દુ-મુસ્લિમ એકતા સ્થાપવા તથા એક પ્લેટફોર્મ પર રહીને સ્વતંત્રતા આંદોલન ચલાવવા માટે ઈ.સ. ૧૯૨૬માં 'જમીઅતે ઉલમાએ હિન્દ' નામની સંસ્થાની સ્થાપના કરી. તેમના જીવન પર્યંત લખનૌના ફિરંગી મહલ સ્થિત તેમનું મકાન મુસ્લિમ રાજકારણનું મુખ્ય કેન્દ્ર રહ્યું.

## રૉલેટ રિપોર્ટ :

ઈ.સ. ૧૯૧૮માં રૉલેટ રિપોર્ટ પ્રકાશિત થયો. તેમાં મુસલમાનોને વિશેષ લક્ષ્ય બનાવવામાં આવ્યા. તેમને બ્રિટીશ શાસન વિરૂદ્ધ પ્રવૃત્તિઓ અને બળવાના જવાબદાર ઠેરવવામાં આવ્યા. દેશભરમાં તેની સખત પ્રતિક્રિયા જોવા મળી.

## જલિયાંવાલા બાગ :

ઈ.સ.૧૯૧૯નું વર્ષ આઝાદીના ઈતિહાસમાં હંમેશ માટે અમર બની ગયું. કારણ કે જલિયાંવાલા બાગની દર્દનાક અને લોહિયાળ ઘટના એ જ વર્ષમાં ઘટી. આ ઐતિહાસિક ઘટનાથી હિન્દુસ્તાનીઓની જાગૃતિનો સાચો ખ્યાલ આવે છે. જો જલિયાંવાલા બાગમાં શહીદ થનારાઓની યાદી ઉપર નજર નાખવામાં આવે તો એમાં શહીદ થયેલ મુસલમાનોના દરેક વર્ગના લોકોનાં નામો મોટી સંખ્યામાં જોવા મળશે.

## ખિલાફત આંદોલન અને હિન્દુ-મુસ્લિમ એકતા :

એક વર્ષ પછી ૧૯૧૯માં અલી ભાઈઓ, મૌલાના મુહમ્મદઅલી અને મૌલાના શૌકતઅલીને કેદમાંથી મુક્ત કરવામાં આવ્યા. તે સમયે સમગ્ર દેશમાં હિન્દુ-મુસ્લિમ એકતાના ખૂબ શાનદાર દૃશ્યો જોવા મળ્યા. બન્ને કૌમો દરેક પ્રકારના ભેદભાવ ભૂલી જઈને એક થઈ ગઈ અને અંગ્રેજો વિરૂદ્ધ ચળવળ, ઉસ્માની સામ્રાજ્ય અંગે મિત્ર દેશો (ઈંગ્લેન્ડ, ફ્રાન્સ)ની નીતિનો વિરોધ અને દેશની સ્વતંત્રતા વગેરે મુદ્દાઓ પર સર્વસંમતિ સધાઈ ગઈ. સમગ્ર દેશમાં ક્રાંતિકારી વિચારોની એક લહેર દોડી ગઈ.

ખિલાફત આંદોલનના લીધે રાષ્ટ્રવ્યાપી રાજકીય જાગૃતિ આવી. તેના લીધે સમગ્ર દેશમાં દેશપ્રેમની ભાવના અને અંગ્રેજો પ્રત્યે ધિક્કારનું મોજું ફરી વળ્યું. ગાંધીજી આ આંદોલનમાં ખૂબ ઉત્સાહ અને ઈચ્છાથી જોડાયા. તેમણે અલી ભાઈઓ સાથે સમગ્ર દેશનો પ્રવાસ કર્યો. ત્રણેયે મળીને એટલી વિશાળ સભાઓને સંબોધી કે એવી વિશાળ સભાઓ આ દેશના ઈતિહાસે કદાચ ક્યારેય નહીં જોઈ હોય. દેશની પ્રજાએ ઠેર ઠેર આ નેતાઓનું અકલ્પ્ય ઉત્સાહ અને ઉમંગથી સ્વાગત કર્યું.

### અસહકારનું આંદોલન :

ઈ.સ.૧૯૨૦માં ગાંધીજી અને મૌલાના આઝાદે મળીને અસહકારના આંદોલન અને વિદેશી માલના બહિષ્કારની દરખાસ્ત મૂકી. તમામ ક્ષેત્રોમાં બ્રિટીશ સરકાર સાથે અસહકાર તથા વિદેશી વસ્તુઓના બહિષ્કારનો નિર્ણય લેવાયો. પ્રજાએ તેમના આ એલાનને વધાવી લીધું અને તેને ખિલાફત આંદોલનનો એક ભાગ બનાવી દેવામાં આવ્યો. સમગ્ર દેશમાં વ્યાપક બહિષ્કારના પરિણામે સમગ્ર વ્યવસ્થા અને વહીવટ ઠપ્પ થઈ ગયા. દેશમાં આમ બળવો વ્યાપી જવાનો ખતરો ઉભો થયો. અંગ્રેજ હુકૂમત તમામ પ્રકારના સાધનોથી સજ્જ હોવા છતાં હચમચી ઉઠી.

### મોપલા મુસ્લિમો પર અંગ્રેજોના અત્યાચારો :

ભારતના સ્વતંત્રતા આંદોલન દરમિયાન સૌથી વધારે જાની (માનવીય) અને સંપત્તિનું નુકસાન મલબારના મોપલા મુસલમાનોએ ઉઠાવવું પડ્યું. મોપલા જાતિ લાખોની સંખ્યામાં મલબાર (હાલના કેરળ)માં રહે છે. અંગ્રેજોના સતત અમાનવીય અત્યાચાર અને અપમાનથી ત્રાસીને ૨૧ ઑગષ્ટ ૧૯૨૧ના દિવસે મોપલાઓએ સશસ્ત્ર બળવો કર્યો. આ જંગ ફેબ્રુઆરી ૧૯૨૨ના મધ્ય સુધી ચાલ્યો. આ બળવાને કચડવા માટે અંગ્રેજ સરકારે નૌકાદળની પણ મદદ લીધી. આ જંગમાં હજારો મોપલા મુસલમાનો શહીદ થયા. અંગ્રેજ સરકાર દ્વારા ભયાનક અત્યાચારો કરવામાં આવ્યા. સરકારના અમાનવીય અત્યાચારોનો અંદાજો એ ઘટના ઉપરથી

લગાવી શકાય છે કે, મોપલા કેદીઓએ જાનવરોની જેમ માલગાડીના ડબ્બાઓમાં ઠાંસીને ભરવામાં આવ્યા, જેથી તેમને મદ્રાસના રસ્તે અંદામાન કેદમાં મોકલવામાં આવે. તેઓ કેટલાય દિવસો સુધી ગાડીના ડબ્બાઓમાં રહેતા. અહીં સુધી કે ત્રણ સરકારી ડૉક્ટરોએ સર્વસંમતિથી એવો અહેવાલ આપ્યો કે, જે ટ્રેનમાં મોપલા કેદીઓને ભરવામાં આવ્યા છે, તે માનવીઓ માટે બિલ્કુલ લાયક નથી. એ બદનસીબોની એક મોટી સંખ્યા રસ્તામાં ગાડીના ડબ્બાઓમાં શ્વાસ રુંધાવાથી મરી ગઈ. દયા અને માનવતાની અનેક વિનંતીઓ અને ચીસો સાંભળવા છતાં બ્રિટીશ સરકારે દયા ન કરી.

જંગ શમી ગયા પછી પણ મોપલા કેદીઓ સાથે અમાનવીય વ્યવહાર લાંબી મુદત સુધી ચાલુ રાખવામાં આવ્યો. મોપલા લોકોને પણ ઘણા લાંબા સમય સુધી તમામ માનવીય હક્કોથી વંચિત રાખવામાં આવ્યા. મલબારના સ્પેશિયલ કમિશ્નર દ્વારા ૧૯૨૨માં નીમવામાં આવેલ તપાસ સમિતિએ પોતાના અહેવાલમાં નોંધ્યું કે, "ઓછામાં ઓછા ૩૫૦૦૦ મોપલા સ્ત્રીઓ અને બાળકો એવા છે, જેમની સ્થિતિ ખૂબ દયનીય છે. જે તરત તેમની રાહત માટે કોઈ પગલાં લેવામાં નહીં આવે તો તેઓ રોગચાળા અને ભૂખમરાના કારણે મૃત્યુ પામશે."

## અંગ્રેજ શાસનનાં ભાથાનું અંતિમ તીર :

ત્યાર બાદ અંગ્રેજોએ 'Divide and Rule'ની નીતિ અપનાવી, જે સામ્રાજ્યવાદ માટે પૂર્વના દેશો માટે એક મહત્વની રણનીતિ છે. અર્થાત્ સાંપ્રદાયિક્તા અને દંગાઓની નીતિ. તે સમયના વાઈસરૉય એક હિન્દુ નેતાને એવું સમજવવામાં સફળ રહ્યા કે, સમગ્ર દેશમાં હિન્દુ ધર્મનો પ્રચાર કરવામાં આવે અને આ દેશના જે નાગરિકો મુસલમાન થઈ ગયા છે, તેમને ફરીથી હિન્દુ બનાવવામાં આવે. વાઈસરૉય એ વાત પણ સમજાવવામાં સફળ રહ્યા કે, ખિલાફત આંદોલન અને સ્વતંત્રતાની લડતમાં આગળ પડતો ભાગ લઈને મુસલમાનોએ પોતાનું સંગઠન મજબૂત કર્યું છે અને પોતાનું વર્ચસ્વ વધાર્યું છે. ખિલાફતનો પ્રશ્ન મુસલમાનોનો પ્રશ્ન હોવા છતાં હિન્દુઓ તેમાં જોડાયા છે, તે એક મૂર્ખામીભર્યું પગલું છે.

## શુધ્ધિ સંગઠન અને તબ્લીગ ચળવળ :

આ એક પ્રારંભ બિંદુ હતું, જેના કારણે સમગ્ર દેશમાં હિન્દુ ધર્મ પ્રચારકો ફેલાઈ ગયા અને 'શુધ્ધિ' તથા 'સંગઠન'ના નામ હેઠળ કામ કરવા લાગ્યા. તેના પ્રત્યાઘાતરૂપે મુસલમાનોમાં તબ્લીગ ચળવળની શરૂઆત થઈ. સમગ્ર દેશમાં ધાર્મિક સભાઓનો એક અવિરત સિલસિલો ચાલુ થઈ ગયો. તેના પરિણામે સમગ્ર ભારતીય ઉપખંડમાં કોમી હુલ્લડો ફાટી નીકળ્યા.

આવા વિકટ સંજોગોમાં પણ કોંગ્રેસે પોતાની પ્રવૃત્તિઓ અડગતાથી ચાલુ રાખી અને તેની સભાઓ પણ થતી રહી. ઈ.સ. ૧૯૨૩ના વિશેષ અધિવેશનના પ્રમુખ મૌલાના આઝાદ હતા જ્યારે આ જ વર્ષના સામાન્ય વાર્ષિક અધિવેશન કોકનાડામાં યોજવામાં આવ્યું, જેના પ્રમુખ મૌલાના મુહમ્મદઅલીને બનાવવામાં આવ્યા.

## દેશવ્યાપી સાંપ્રદાયિક હુલ્લડો :

સાંપ્રદાયિક દંગાઓની આગ ફેલાતી ગઈ. અહીં સુધી કે જ્યારે આ આગ શિખરે પહોંચી ત્યારે ઈ.સ. ૧૯૨૭માં માત્ર અમુક મહિનાઓના ગાળામાં ૨૫ હુલ્લડો થયા. લોકચર્ચાનો વિષય હુલ્લડો હતા. દરેક માણસ કાયમ તેની જ ચર્ચા કરતો. કોંગ્રેસ તથા ખિલાફત આંદોલનના નેતાઓ આ હુલ્લડોને રોકવામાં તથા હિન્દુઓ અને મુસલમાનો વચ્ચે સુલેહ-શાંતિ પ્રસ્થાપિત કરવામાં અસમર્થ હતા. આમ, બંને સમુદાયો વચ્ચે ભેદભાવો વધતા ગયા અને બન્ને સમુદાયોના નેતાઓમાં પણ અલગતાની ભાવના પેદા થવા લાગી. આ જ અલગતાની ભાવના અંતે ઈ.સ. ૧૯૪૭માં દેશના ભાગલાઓમાં પરિણમી.

## અલગતાની પ્રબળ ભાવનાનો વિકાસ :

લોકો એવું વિચારવા લાગ્યા કે, દેશના રાષ્ટ્રવાદી નેતાઓમાં દેશપ્રેમની ભાવના ઠંડી પડતી જય છે અને તેઓ સાંપ્રદાયિક જૂથોની પ્રવૃત્તિઓમાં પણ ભાગ લે છે. તેઓ ધાર્મિક સૂત્રો અને સાંપ્રદાયિક વિચારોથી પ્રભાવિત થઈને વિચારવા લાગ્યા છે. મુસલમાનોના કેટલાક નેતાઓ એવું વિચારવા

લાગ્યા કે હિન્દુ નેતાઓ હુલ્લડોને રોકવા માટે જરૂરી પગલાં ઉઠાવવામાં અસમર્થ રહ્યા અને તેમણે હુલ્લડો રોકવામાં જરૂરી ઈચ્છાશક્તિ ન દર્શાવી કે તનતોડ પ્રયત્નો ન કર્યા. તેઓ બહુમતીમાં હોવાથી તેમના માટે શક્ય હતું કે, તેઓ સંપૂર્ણ બિનપક્ષપાતી વલણ અપનાવીને તથા હુલ્લડો પ્રત્યે સખત ધૃણા ફેલાવીને આ આગને રોકી શકતા હતા, જે દેશમાં એકતા અને શાંતિના વાતાવરણને ડહોળી રહ્યા હતા.

## મુસલમાનોનું કોમી સંગઠન અને ભાગલાની માંગ :

આના પરિણામે મુસલમાનોના કેટલાક નેતાઓ દુઃખી થઈને કોંગ્રેસથી અલગ થઈ ગયા અને મુસલમાનોના અલગ ગઠબંધનમાં જોડાયા. મુહમ્મદ અલી ઝીણા અલગતાવાદી જૂથના આગેવાન હતા. તેમના નેતૃત્વ હેઠળ અલગતાની માંગણી જોર પકડવા લાગી. મુસલમાનોનો એક વર્ગ તેમની હિમાયત કરવા લાગ્યો. તેમણે રોજીંદા જીવન, સરકારી કચેરીઓમાં લઘુમતિ હોવા અંગે કડવા અનુભવો થયા. પરિણામે છેલ્લે આ જૂથે અલગ રાષ્ટ્રની માંગણી કરી. અંતે ઈ.સ. ૧૯૪૭માં દેશના ભાગલા પડ્યા.

## જમીઅતે ઉલમા અને મૌલાના હુસૈન અહમદ મદની (રહ.) :

જમીઅતે ઉલમાની સાથે જોડાયેલ સેંકડો ધાર્મિક વડાઓ અંત સુધી કોંગ્રેસની સાથે જ રહ્યા. જમીઅતે ઉલમા ભારતમાં મુસલમાનોનું સૌથી મોટું અને સામાન્ય લોકોમાં ખૂબ પ્રભાવ ધરાવતું સંગઠન હતું. આમ, મુસલમાનોની વિશાળ બહુમતી કોંગ્રેસની સાથે જ રહી અને દેશના ભાગલાની વિરોધી રહી. જમીઅતના ઉલમા સંપૂર્ણ અડગતાથી પોતાની જુની વિચારસરણીને વળગી રહ્યા અને દેશના ભાગલાનો વિરોધ કરતા રહ્યા. તેમાં મૌલાના હુસૈન અહમદ મદની સૌથી આગળ હતા. તેઓ અંગ્રેજ દુશ્મની, દેશની આઝાદીની પ્રબળ ઝંખના અને દેશ પ્રેમમાં પોતાના ગુરૂ મૌલાના મહમૂદુલ્હસનથી સમાન વિચારધારા ધરાવતા હતા. તેમણે તથા જમીઅતના અન્ય ઉલમાએ આ વર્ષો ખૂબ પરિશ્રમ અને તકલીફોમાં વિતાવ્યાં. મુસ્લિમ લીગના સમર્થકો તરફથી તેમને સખત મુશ્કેલીઓ વેઠવી

પડી. તેમણે સમગ્ર દેશમાં દરેક ગામો અને શહેરોમાં ફરીને અખંડ ભારત, એકતા અને સ્વતંત્રતા માટે લોકમાનસ કેળવવા પ્રયત્નો કર્યા. તેમણે પોતાનું આ કાર્ય નિષ્ઠાપૂર્વક અને બદલાની ભાવના વગર બજાવ્યું. તેમનું ધાર્મિક અને નૈતિક જીવન ખૂબ ઉજળુ હતું. જ્યારે દેશ સ્વતંત્ર થઈ ગયો અને દેશની સ્વતંત્રતા તથા સરકારમાં ભાગીદારીની તક સાંપડી ત્યારે તેઓએ પોતાના માટે કોઈ પણ ફળની આશા રાખી નહીં. અહીં સુધી કે જ્યારે ૧૯૫૪માં રાષ્ટ્રપતિએ 'પદ્મભૂષણ'નો મોભાદાર ખિતાબ આપ્યો, તો તેમણે એવું કહીને આ ખિતાબ લેવાથી ઈન્કાર કરી દીધો કે આ મારા વડવાઓની પરંપરાની વિરૂદ્ધ છે. જો કે તેમણે દેશની આઝાદી પછી જે ઉચ્ચ આશાઓ રાખી હતી, તેમાંથી ઘણી આશાઓ પૂર્ણ ન થઈ. તેમની આઝાદી પછી કેટલાક કડવા અનુભવો પણ થયા, જેથી તેમનું હૃદય પડી ભાંગ્યું. પરંતુ આઝાદી પહેલાં પણ તેમના કદમ ક્યારેય ડગમગ્યા નહીં અને સ્વતંત્રતા પછીના યુગમાં પણ તેમના સિધ્ધાંતો અને દૃષ્ટિકોણમાં કોઈ પરિવર્તન આવ્યું નહીં.

જમીઅતે ઉલમાના અન્ય નેતાઓમાં મૌલાના હિફઝુર્રહમાન નોંધપાત્ર છે. દેશ માટેની તેમની સેવાઓને અવગણી શકાય નહીં. તેમણે દેશના સ્વાતંત્ર્ય આંદોલનમાં ખૂબ ઉત્સાહપૂર્વક અને ખંતથી ભાગ લીધો. સ્વતંત્રતા પછી પણ તેઓ દેશની અને મુસ્લિમ કૌમની સેવાઓમાં વ્યસ્ત રહ્યા. ખાસ કરીને સ્વતંત્રતા પછીના કોમી હુલ્લડોમાં તેમણે જે ઉચ્ચ સેવાઓ બજાવી, તેને હંમેશા પ્રશંસાપૂર્વક યાદ કરવામાં આવશે. તેમણે આ હુલ્લડો અને તેનું સત્ય નીડરતાપૂર્વક સંસદમાં રજૂ કરવામાં જરાય ખચકાટ અનુભવ્યો નહીં. જ્યાં પણ સ્થાનિક વહીવટકર્તાઓ દ્વારા કોમી દંગા દરમિયાન મુસલમાનોને અન્યાય કરવામાં આવતો, તેને તેઓ સંસદ સમક્ષ લાવતા. ઈ.સ. ૧૯૬૨માં મૌલાના મૃત્યુ પામ્યા.

**મૌલાના આઝાદ :**

મૌલાના અબુલકલામ આઝાદે સૌથી લાંબા સમય સુધી કોંગ્રેસનું

પ્રમુખપદ સંભાળ્યું. અન્ય કોઈ પણ નેતાને તેમના જેટલા સમય સુધી પ્રમુખપદનું ભાગ્ય પ્રાપ્ત થયું નથી. સાથે એ વાત પણ નોંધપાત્ર છે કે, તેઓ પ્રમુખ રહ્યા તે દરમિયાન સમગ્ર દેશ ખૂબ નાજુક પ્રશ્નો અને મુશ્કેલીઓમાં ઘેરાયેલો હતો. તેમના પ્રમુખ કાળ દરમિયાન બ્રિટિશ સરકારે ભારતના પ્રશ્નોને હલ કરવા તથા સ્વતંત્રતા માટેની શરતો નક્કી કરવા માટે બે મિશનો (ક્રિપ્સ મિશન અને કેબિનેટ મિશન) ભારત મોકલ્યા. મૌલાના આઝાદે કોંગ્રેસના પ્રમુખ હોવાના નાતે વાટાઘાટોમાં ખૂબ સક્રિય ભાગ લીધો. ડેલીગેશનના પ્રમુખ સર સ્ટેફર્ડ ક્રિપ્સ તથા અન્ય સભ્યોએ મૌલાના આઝાદની પ્રતિભા, કાબેલિયત, પાત્રતા, રાજકીય સમજદારી અને બંધારણીય મુદ્દાઓ અંગેની છણાવટની પ્રશંસા કરી છે.

મૌલાના આઝાદના કોંગ્રેસના પ્રમુખપદ હેઠળ જ ભારતે સ્વતંત્રતા પ્રાપ્ત કરી. તેમના મૃત્યુ પછી પ્રકાશિત થયેલા તેમના પુસ્તક ‘India wins Freedom’થી એ વાત સિદ્ધ થાય છે કે, કોંગ્રેસના સમગ્ર તંત્ર પાછળ તેમનું દિમાગ કાર્યરત્ હતું. તેઓ પોતાની બુધ્ધિ, દૂરંદેશી અને પ્રભાવશાળી વ્યક્તિત્વના લીધે કોંગ્રેસ પર છવાયેલા હતા. હકીકતમાં દેશના સ્વાતંત્ર્ય આંદોલન અને આઝાદીમાં તેમનો ફાળો એટલો મોટો છે, જે એક મહાન નેતાનો હોવો જોઈએ.



વિદ્વાન હિંદુ ઈતિહાસકારોના સંશોધનને આધારે

# ઔરંગઝેબ બાદશાહનો હિંદુઓ તથા મંદિરો સાથેનો વ્યવહાર

* સંપાદક *

(મવ.) ઈકબાલ મુહમ્મદ ટંકારવી સા.

દારૂલ ઉલૂમ ઈસ્લામિય્યહ અરબિય્યહ માટલીવાલા
ઈદગાહ રોડ, ભરૂચ – ૩૯૨૦૦૧.

# અભિપ્રાય

## ઉસ્તાદુલ્અસાતિઝા મુફક્કિરે મિલ્લત હઝરત મૌલાના અબ્દુલ્લાહ સા. કાપોદ્રવી (દા.બ.)

**ખુદાના નામથી જે ઘણો કૃપાળુ અને રહમકર્તા છે.**

અંગ્રેજોએ ભારત જેવા વિશાળ અને મહાન દેશ ઉપર રાજ કરવા માટે ‘‘ભાગલા પાડો અને રાજ કરો’’ની નીતી અપનાવી હતી. અને એને અમલમાં મૂકવા ઈતિહાસને વિકૃત રૂપે રજૂ કર્યો. જેથી અહીંની બિનસાંપ્રદાયિક સંસ્કૃતિ અપનાવતી પ્રજામાં દુશ્મની અને પરસ્પર નફરત પેદા થાય. અને એનો પ્રત્યક્ષ લાભ અંગ્રેજોને મળે. એટલે એમણે ઈતિહાસને એવી રીતે રજૂ કર્યો કે, મુસ્લિમ રાજવીઓએ આ દેશમાં પ્રજાકલ્યાણ અને વિકાસલક્ષી કામો કર્યા હતા. એને ભૂલાવીને એમને અત્યાચારીઓ, ધર્માંધ અને હિન્દુઓના દુશ્મન તરીકે રજૂ કર્યા.

ખાસ કરીને ઔરંગઝેબ આલમગીર જેવા ઈમાનદાર અને નેક બાદશાહને બદનામ કરવા માટે જુઠ્ઠાણાં ફેલાવવામાં કંઈ કસર રાખી નહીં. અંગ્રેજોના આ જુઠ્ઠાણાંને સાચા માની દેશવાસીઓનો એક વર્ગ પણ મુસ્લિમ બાદશાહોને બદનામ કરવા સમયાંતરે એમના હાથા બનતા રહયા. પરંતુ આ દેશમાં ઘણાં ઈતિહાસકારો અને વિદ્વાનો કે જેઓ ખરેખર તટસ્થ અભ્યાસીઓ છે, તેમણે ઔરંગઝેબ વિશે લખાયેલી જૂઠી વાતોને રદિયો આપ્યો.

દેશની આઝાદી (સ્વતંત્રતા) પછી આશા હતી કે, ઈતિહાસને ફરીથી સત્યના રંગમાં રજૂ કરવામાં આવશે. જેથી કૌમ-કૌમ વચ્ચે પરસ્પર ઉભી કરવામાં આવેલી દીવાલો તૂટી જાય અને દેશમાં એકતા તથા એકબીજા પ્રત્યે સમભાવનું વાતાવરણ ઉપસ્થિત થાય.

પરંતુ અફસોસ છે કે, એક વર્ગ આજે પણ નફરત ફેલાવવામાં રચ્યો-પચ્યો રહે છે. અને સાપ્તાહિક પૂર્તિઓ કે સાહિત્ય દ્વારા ભાવિ નાગરિકોનું માનસ કોમવાદી બનાવવા કાજે ઔરંગઝેબ વિશે કાર્ટુન બનાવી મુસ્લિમ વિરલ હસ્તીઓ પ્રત્યે નફરત ફેલાવવાની હિન ચેષ્ટા કરી રહયો છે.

આજે દેશને પ્રગતિના સોપાનો સર કરવા માટે સમસ્ત માનવજાતમાં સુમેળ અને સહકારભર્યું વાતાવરણ પેદા કરવાની તાતી જરૂરત છે. ત્યારે આવા લેખો છાપવા એ દેશને બદનામ કરવાનું તથા તેની રાષ્ટ્રીય એકતા અને અખંડિતતામાં પલીતો ચાંપવાનું કામ છે. જે ખરેખર અશોભ્ય અને નિંદાને પાત્ર છે.

અમને ઘણી ખુશી થાય છે કે, મવલાના ઈકબાલ ટંકારવી સાહેબે, જેઓ સારા અભ્યાસી અને સાહિત્યપ્રેમી આલિમ છે. આ પુસ્તિકા દ્વારા ઔરંગઝેબ વિશે સાચી હકીકત દેશના પ્રસિદ્ધ અને પ્રખર ઈતિહાસકારોના પુસ્તકોના હવાલા સાથે રજૂ કરી છે. એ રીતે દેશવાસીઓની સેવા કરી છે. દુઆ છે કે, આ પુસ્તક દ્વારા લોકોની ગેરસમજ દૂર થાય અને ખભે ખભા મિલાવીને ભારતમાં વસતા દરેક ધર્મના લોકો એકબીજાનો આદર કરતાં શીખે. અને દેશની પ્રગતિ અને ઉન્નતિમાં સહભાગી બને. ખુદાપાક સૌને સદ્બુધ્ધિ આપે, આમીન.

**લિ. અબ્દુલ્લાહ કાપોદ્રવી**

તા. ૨૫–૩–૦૮





# સંપાદકીય

الحمد لله رب العالمين، والصلاة والسلام على سيد الانبياء والمرسلين، وعلى آله وصحبه اجمعين.

આ નાની પુસ્તિકા મોઘલ બાદશાહ ઔરંગઝેબ આલમગીર (રહ.) વિશે અમુક ગલતફેહમીઓ અને ખોટા આક્ષેપોના જવાબમાં પ્રખર હિંદુ ઈતિહાસકારો, તટસ્થ કટાર લેખકો અને ઐતિહાસિક સંશોધનકર્તાઓના પુસ્તકોમાંથી પસંદ કરી વાંચકો સમક્ષ રજૂ કરવાનો પ્રયાસ કરી રહયો છું.

બ્રિટીશ સરકાર દસ્તાવેજોનો અભ્યાસ કરવામાં આવે તો જણાય આવશે કે અંગ્રેજોએ “ભાગલા પાડો અને રાજ કરો” પર કેવી કેવી રીતે અમલ કર્યો. લોર્ડ અલ્ગનના કાળમાં સેક્રેટરી ઓફ સ્ટેટ મિ. વુડે તેને એક પત્ર (દિનાંક ૩ માર્ચ ૧૮૬૨) લખ્યો કે “અમે લોકોએ ભારતમાં આજ સુધી આપણી સત્તા એકબીજાને લડાવીને બાકી રાખી છે. આ પ્રક્રિયા ચાલુ રહેવી જોઈએ. એટલે પ્રયત્ન કરતા રહો કે ભારતવાસીઓમાં એકતાની લાગણી જન્મે નહીં.”

એટલે એક ખાસ નીતિ મુજબ ઈતિહાસ સબંધી અભ્યાસક્રમના પુસ્તકો તૈયાર કરવામાં આવ્યા. અને હકીકતોને મારી મચડીને એમ પુરવાર કરવાની કોશિશ કરવામાં આવી કે ભારતના મધ્યયુગમાં મુસ્લિમ શાસકોએ હિંદુઓ

ઉપર બહુ જુલમ ગુજાર્યા. તેઓને અપમાનિત કર્યા. અને બન્ને કૌમોના સામાજિક, રાજકીય તથા આર્થિક જીવનમાં કોઈ સમાન મૂલ્યો ન હતા.

ઔરંગઝેબ સાથે સૌથી વધારે પક્ષપાતપૂર્ણ વ્યવહાર અંગ્રેજીકાળના ઈતિહાસકારોએ કર્યો. ઈલિયટ અને ડાઉસન નામી બે અંગ્રેજ ઈતિહાસ-કારોએ પોતાના પુસ્તકોમાં મુસ્લિમ વિશ્વ પ્રવાસીઓના પ્રવાસ વર્ણનો અને મુસ્લિમ ઈતિહાસકારોના લખેલા પુસ્તકોના અંગ્રેજી અનુવાદ કર્યા. તેમણે ખાસ કરીને એવા અંશોનું ભાષાંતર કર્યુ, જેનાથી હિંદુઓ તથા મુસ્લિમો વચ્ચે ધાર્મિક દ્રષ્ટિબિંદુથી વાદવિવાદ ઉભો થાય. અંગ્રેજોની નીતિ ‘‘ભાગલા પાડો અને રાજ કરો’’ની બહુ ઉંડી અસર આ બન્ને લેખકો પર પડી છે. ઔરંગઝેબને મુઘલકાળનો સૌથી ખરાબ રાજા ચીતરવા માટે તેમણે તેના સારા કાર્યોની કોઈ નોંધ ન લીધી. બલ્કે તેના વ્યક્તિત્વ પર ડાઘ લગાવવા માટે ખોટી તથા અસત્ય વાતોને આધાર બનાવી ઈતિહાસ સાથે જબરો અન્યાય કર્યો.

બીજું પુસ્તક વિખ્યાત ઈતિહાસકાર સર જાદવનાથ સરકારે હિંદી-અંગ્રેજીમાં લખ્યું છે. એમ તો ‘‘સર’’નો ખિતાબ અંગ્રેજોએ ઘણુંખરૂ એવા લોકોને જ આપ્યો, જેમણે અંગ્રેજોના વિચારોનુ સ્વાગત દિલ ખોલીને કર્યુ. સર જાદવનાથ સરકાર પોતાના પુસ્તકમાં ઔરંગઝેબ મુઘલકાળનો અત્યંત ખરાબ બાદશાહ હતો, તે સાબિત કરવાની કોઈ તક જતી નથી કરતા. જો કે સચ્ચાઈ તો તેમના પુસ્તકમાં પણ છૂપી રહી શકી નથી. જો આપણે સરકાર સાહેબના પુસ્તકમાં ઔરંગઝેબના જે ‘ફરમાનો’ નોંધવામાં આવ્યા છે તેનો જ અભ્યાસ કરી લઈશું તો ખબર પડી જશે કે તે આટલો કટ્ટર, જાલિમ તથા ભેદભાવ રાખનારો ન હતો, જેટલો દર્શાવવામાં આવે છે. સરકાર સાહેબના પુસ્તકોના નામો છે : “History of Aurangzeb” (હિસ્ટ્રી ઓફ ઔરંગઝેબ) અને “Encdoats of Aurangzeb” (એનેકડોટ્સ ઓફ ઔરંગઝેબ) *(કલકત્તા : ૧૯૪૨)*

પાંચ ભાગમાં ઔરંગઝેબ પર લખેલા પુસ્તકથી જદુનાથ સરકાર એવા

તારણ ઉપર પહોંચ્યા કે ઔરંગઝેબ અકલ્પનીય હદે ખરાબ શાસક હતો. *(સ્ટડીઝ ઈન મુગલ ઈન્ડીયા, પૃ.૬૦-૬૨)* તેણે કુર્આન મુજબ રાજ ચલાવી હિંદુઓનું જીવન અસહ્ય બનાવી નાંખ્યું હતું. *(હિસ્ટ્રી ઓફ ઔરંગઝેબ, ૫/૪૮૫)* વિગેરે.

આ પુસ્તક હિંદુઓમાં ઔરંગઝેબ પ્રત્યે નફરત પેદા કરવામાં બહુ સહાયક નીવડયું.

આ પુસ્તકના કારણે જદુનાથ સરકારને દાદ મળતી રહી, પરંતુ તેના હાનિકારક પરિણામો પણ દેખાયા. બ્રિટીશકાળમાં હિંદુ-મુસ્લિમો વચ્ચે નફરતની જે આગ પ્રગટી તેમાં આ પુસ્તકે ઘી હોમવાનું કામ કર્યું. હાલમાં રાષ્ટ્રીય એકતા આડે જે અવરોધો ઉભા છે, તે આ પ્રકારના સાહિત્યના કારણે છે.

આશિર્વાદીલાલ (મીડિવિયલ ઈન્ડીયન કલ્ચર, આગ્રા, ૧૯૬૪) ઈશ્વરી પ્રસાદ (હિસ્ટ્રી ઓફ મીડિયિવલ ઈન્ડીયા, ઈલ્હાબાદ, ૧૯૪૮) શ્રી રામશર્મા (મુઘલ બાદશાહોંકી મઝહબી પોલિસી, ન્યુ દિલ્હી, ૧૯૬૭) આર. સી. મજુમદાર (ધી હિસ્ટ્રી એન્ડ કલ્ચર ઓફ ધી ઈન્ડીયન પ્યુપિલ, બોમ્બે, ૧૯૪૭) અને વી. એસ. સ્મિથ (અકબર ધી ગ્રેટ મોઘલ, ઓકસફોર્ડ, ૧૯૧૯) જેવા ઈતિહાસકારોએ પણ મધ્યકાલીન ભારતના ઈતિહાસ પર ઉપરોક્ત પુસ્તકો લખ્યા છે, પરંતુ ઔરંગઝેબ વિશે ટિપ્પણી કરતી વખતે ઉપરોક્ત ઈતિહાસકારોએ પણ પોતાનું ‘‘પક્ષપાતપૂર્ણ’’ વલણ જાણ્યે અજાણ્યે કંઈક એવી રીતે દર્શાવ્યું છે કે, વાંચકો તેને એક કટ્ટર મુસ્લિમ તથા અત્યાચારી બાદશાહ જ સમજશે.

પરંતુ ૧૯૬૦ની આસપાસ ન્યાયપ્રિય ઈતિહાસકારો પણ આગળ આવ્યા છે. તેમાં ઈરફાન હબીબ (એગ્રેરિયન સિસ્ટમ ઓફ મુગલ ઈન્ડીયા, બોમ્બે, ૬૩) એસ. નૂરુલ્હસન (ઝમીનદાર્સ અંડર ધી મુગલ્સ) હરિવંશ મુખ્યા (સાંપ્રદાયિકતા ઔર ઈતિહાસલેખન) અત્હર અલી (મુગલ નોબીલિટી અંડર ઔરંગઝેબ) તથા સતીષચંદ્ર (જિઝયા એન્ડ ધી સ્ટેટ ઈન ઈન્ડીયા ડયુરિંગ ધી સેવન્ટીન્થ સેન્ચુરી-જર્નલ ઓફ ધી ઈકોનોમિક

સોશ્યલ હિસ્ટ્રી ઓફ ધી ઓરિએન્ટ XII લંડન, ૬૯)ના નામો મોખરે છે. ઈરફાન હબીબે સર જાદવનાથ સરકારના લેખનની ક્ષતિઓને સારી પેઠે ઉપસાવી છે.

હરિવંશ મુખ્યા પોતાના તટસ્થ લેખનમાં દર્શાવે છે કે, આર. સી. મજૂમદાર ઔરંગઝેબ વડે તોડવામાં આવેલ મંદિરોનો ઉલ્લેખ તો બહુ જોશપૂર્વક કરે છે, પરંતુ એ હકીકતો પ્રત્યે ચુપકીદી સેવી લે છે કે તે જ બાદશાહે બ્રાહ્મણો તથા મંદિરોને દાન આપ્યા. જેની ટૂંકી વિગત ડૉ. કે. કે. દત્ત દ્વારા લખવામાં આવેલ છે. મુખ્યા સાહેબની માન્યતા એ છે કે, શાસકો દ્વારા તોડવામાં આવેલ મંદિરોના ઉલ્લેખને ઈતિહાસમાં જરૂર સ્થાન આપવામાં આવે, પરંતુ માત્ર મુસ્લિમ શાસકો માટે જ લખવામાં નહીં આવે, બલ્કે તે હિંદુ શાસકો વિશે પણ લખવામાં આવે, જેઓએ હિંદુ મંદિરોને બરબાદ કર્યા. તેમના મતે પ્રસંશાપાત્ર ઈતિહાસકાર તે જ છે જે પ્રાચીન-કાળની માહિતી બાબતે એક ન્યાયપ્રિય જજની માફક તટસ્થ રહે.

ઈરફાન હબીબે ઔરંગઝેબીકાળની સર્વાંગી સમીક્ષા કરી પાછલા કાળના મુઘલ શાસકો સાથે તુલના કરીને ઔરંગઝેબની ખૂબીઓને પુરાવાઓ સહિત સાબિત કરી છે.

અત્હર અલીએ સાબિત કર્યું છે કે, ઔરંગઝેબે અકબરથી પણ વધારે હિંદુઓને સરકારી હોદ્દાઓ પર નિયુક્ત કર્યા હતા. આના માટે જેટલા પુરાવા મળી શક્યા એટલા તેમણે આપ્યા છે.

સતીષચંદ્રે જિઝયાવેરા વિશે કોઈપણ પક્ષપાત વગર સીધી તથા સરળ શૈલીમાં લખ્યું છે. તેમણે ઘણી જ વ્યવસ્થિત રીતે વિનયપૂર્વક ઔરંગઝેબનો અભ્યાસ કર્યો છે. તથા તેની ખૂબીઓ અને ખામીઓ સંતુલિત શૈલીમાં રજૂ કરવામાં સફળ રહ્યા છે.

બિપિનચંદ્રે પોતાની કિતાબ ''મધ્યકાલીન ભારત''માં લખ્યું છે કે, મોઘલ સલ્તનતના પતનનું પૃથક્કરણ કરતી વખતે દોષનો ટોપલો કોઈ એક માણસના માથે નાંખવો ઉચિત નથી. ઈતિહાસને તમે રાજા-રાણીની

કહાની જ સમજતા હોય તો આવું કરી શકો છો.

બી. એન. પાંડેએ પણ ખુદાબખ્શ પ્રવચનશ્રેણીમાં આ વાત પર ઘણો ભાર મૂકયો કે હવે ઔરંગઝેબ વિશે એ હકીકતો પણ પ્રકાશમાં લાવવી જોઈએ, જેને હમણાં સુધી અવગણવામાં આવતી રહી છે.

આ પુસ્તકમાં મેં ઈતિહાસકારો, સંશોધનકર્તાઓ અને તટસ્થ અભિગમ ધરાવતા હિંદુ વિદ્વાનોના જ હવાલાઓ દર્શાવ્યા છે. જેમાં તેમણે ઔરંગઝેબ વિરૂધ્ધ અભ્યાસક્રમોમાં તથા ઈતિહાસના પાઠો અને અમૂક લેખકો દ્વારા લખેલ પુસ્તકોમાં ઔરંગઝેબને જે ભેદભાવવાળી નિતિવાળો બાદશાહ તરીકે ચિતર્યો છે તથા મંદિરો બાબતે પક્ષપાત ધરાવતો, મંદિરો તોડનારો દર્શાવ્યો છે. એ બધા જ આક્ષેપોના જવાબો આપ્યા છે તથા ઘણા બધા મંદિરોના પૂંજારીઓ પાસેથી તેમને ઔરંગઝેબની દાન સ્વરૂપે આપેલી જાગીરો, પૈસા વગેરેના દસ્તાવેજો આજ સુધી મૌજુદ હોવાના પૂરાવાઓ પણ રજૂ કર્યા છે. આ સિવાય બીજા પણ ઘણા આક્ષેપોના જવાબો પુસ્તકમાં રજૂ કર્યા છે.

આ હિંદુ વિદ્વાનો અને લેખકોમાં ખાસ કરીને શ્રી બી. એન. પાંડે (ભૂતપૂર્વ ગવર્નર, ઓરિસ્સા)નું તા. ૨૯ જાન્યુઆરી ૧૯૭૭ના પાર્લામેન્ટમાં આપેલુ પ્રવચન જેમાં આપે ઔરંગઝેબ તરફથી હિંદુ મંદિરો અને શિખોના ગુરૂદ્વારા માટે આપેલી જાગીરો અને દાનોનો ઉલ્લેખ કર્યો હતો અને પાર્લામેન્ટમાં સન્નાટો છવાય ગયો હતો. આ પુસ્તકમાં તેમનો પુરો લેખ જે ‘‘હિંદુ મંદિરો અને ઔરંગઝેબ’’ના શિર્ષક હેઠળ છપાયો છે. (જેમાં તેમણે ઘણા બધા મંદિરો તથા પૂજારીઓને આપેલ જાગીરોના દસ્તાવેજો નકલ કર્યા છે,) તેને રજૂ કર્યો છે. તથા ડો. ઓમપ્રકાશ પ્રસાદ (ઈતિહાસ વિભાગ, પટના-બિહાર)નું એક સંશોધનપૂર્ણ લેકચર પુસ્તિકા સ્વરૂપે છપાયું છે. જેનું નામ ‘‘ઔરંગઝેબ બાદશાહ વિશે નવો દ્રષ્ટિકોણ’’ તેમાંથી પણ મહત્વના મુદ્દાઓ દર્શાવ્યા છે. એ જ પ્રમાણે એક ઈતિહાસકાર શ્રી જનનચંદ્ર સાહેબે (મુંબઈ) ઘણી જહેમત ઉઠાવી ઔરંગઝેબના મંદિરો માટે આપેલા ૧૩ (પરશીયન ભાષામાં) ફરમાનો અને પરવાનાઓ એકત્ર કર્યા હતા. તેમના

આ લેખો પૂર્વગ્રહને લઈ ભારતના કોઈ સામયિકે ન છાપ્યા, તો તેમણે પોતાના તે અંગ્રેજી લેખો કરાંચી સ્થિત 'પાકિસ્તાન હિસ્ટોરિકલ સોસાયટી'માં છપાવ્યા. જેમાં બે ડઝનથી વધારે ઔરંગઝેબના ફરમાનો તથા દસ્તાવેજો રજૂ કર્યા છે, જે તેમણે મંદિરો તથા પૂજારીઓને જાગીર તરીકે આપ્યા હતા. મેં આ પુસ્તકમાં ફકત તેનો ટૂંકમાં ઉલ્લેખ કર્યો છે. આ દસ્તાવેજોનો સવિસ્તાર અહેવાલ મુહતરમ જનાબ સય્યદ સબાહુદ્દીન સાહેબે પોતાના પુસ્તક ''મુસ્લિમ બાદશાહોની ધાર્મિક સહિષ્ણુતા''ના ભાગ ત્રીજામાં કરેલો છે. તથા સર જાદુનાથ સરકારના ઔરંગઝેબ ઉપર લગાડેલા સઘળા આક્ષેપોનો પણ જનાબ સય્યિદ સબાહુદ્દીન સાહેબે વિગતવાર હવાલાઓ સાથે જવાબ આપ્યા છે. આ વિષયે પણ ટૂંકમાં ચર્ચા કરી છે.

તે સાથે અલ્લામા શિબ્લી નોઅમાની (રહ.), મિર્ઝા સમીઉલ્લાહ બેગ સાહબ (ચિફ જસ્ટીસ હૈદરાબાદ) તથા જનાબ ઐયુબખાન નજીબાબાદી સાહેબના પુસ્તકોમાંથી પણ હિંદુ ઈતિહાસકારો અને તટસ્થ વિદ્વાનોના લેખો સંક્ષિપ્ત રીતે રજૂ કર્યા છે.

સારાંશ એ કે આપણે ઈતિહાસને બનેલા બનાવોના અનુસંધાનમાં જોઈએ. હિંદુ-મુસ્લિમ ભેદભાવવાળા ચોકઠામાં રહીને તથા અંગ્રેજો તરફથી ''ભાગલા પાડો''ની નિતિથી લખેલા પુસ્તકો પ્રમાણે ન જોઈએ. આજના વ્યવહારિક જીવનમાં આપણો દેશ તથા દેશવાસીઓ કેવી રીતે પ્રગતિ કરી સુખ શાંતિથી જીવન ગુઝારી શકીએ છીએ, તેના ઉપર ધ્યાન કેન્દ્રિત કરવુ જોઈએ. ફક્ત ઈતિહાસ વાગોળવાથી કોઈ કૌમ કે દેશવાસીઓ સિધ્ધિની શિખરે પહોંચતા નથી.



# ❃ ઔરંગઝેબ વિશે હિંદુ વિદ્વાનોના અભિપ્રાયો ❃

## (૧) શ્રી ઈશ્વરીય પ્રસાદ :

વિખ્યાત હિંદુ ઈતિહાસકાર શ્રી ઈશ્વરીય પ્રસાદ પોતાના વિખ્યાત પુસ્તક ''ભારતનો ઈતિહાસ''માં લખે છે : ''પરમાત્માની શાન છે કે ઔરંગઝેબ પોતાની પ્રજાનો જેટલો શુભેચ્છક હતો તેટલો જ કુદરતે તેને બદનામ પણ કર્યો છે. કોઈ તેને ખૂની કહે છે (ને કોઈ તેને પૂર્વગ્રહયુક્ત કહે છે), પરંતુ વાસ્તવમાં તે આલમગીર (વિશ્વવ્યાપી, વિશ્વવિજયી)ના ઈલ્કાબનો યોગ્ય રીતે હકદાર હતો.''

ઈતિહાસ અમને દર્શાવે છે કે ઔરંગઝેબ અત્યંત ન્યાયી રાજા હતો. તે બધા સાથે સમાન રીતે વર્તતો હતો. હિંદુ હોય કે મુસલમાન. તે ધર્મના આધારે ભેદભાવ રાખતો ન હતો. એટલે જ ઈશ્વરી પ્રસાદ આગળ જઈ લખે છે કે :

''ઔરંગઝેબ એક કડક સ્વભાવના શાસક હતા, પરંતુ તેમનો ગુસ્સો માત્ર હિંદુઓ માટે જ ન હતો. તેમણે રાજકીય હિતો સાધવા જો હિંદુઓ પર સખ્તાઈ કરી છે, તો મુસ્લિમો ઉપર તેનાથી વધારે સખ્તાઈ કરી છે. તેમના કાળમાં ઘણા બધા હિંદુઓ નોકરીઓમાં મોટા મોટા હોદ્દા પર હતા. તેમણે હિંદુ– ઓને ફારસી ભાષા શીખવા માટે પ્રોત્સાહન આપ્યું. અને નાણાં ખાતુ તો પુરેપુરું હિંદુઓના જ હાથોમાં હતું. તેઓ હિંદુ તિર્થધામોનો ઘણો આદર કરતા હતા. કાશી, પ્રયાગ અને બીજા હિંદુ મંદિરો માટે તેમણે જે જાગીરો આપી છે. અને હિંદુ ધર્મગુરૂઓ માટે જે સુવિધાઓ તથા વ્યવસ્થાઓ કરી છે તેનાથી તેમની ન્યાયપ્રિયતા તથા વિશાળ હૃદયતા સાબિત થાય છે.

*(ભારતનો ઈતિહાસ : પૃ. ૬૫૮)*

## (૨) પ્રો. ખોસલા :

પ્રો. ખોસલાના મતે ઔરંગઝેબ પોતાના પૂર્વજોથી પણ બે ડગલાં આગળ હતા.

(૩) **ઈટસેન્લી લેનપોલ :**

વિખ્યાત અંગ્રેજ ઈતિહાસકાર ઈટસેન્લી લેનપોલ, જેને ઔરંગઝેબનો વિરોધી સમજવામાં આવે છે, તે પણ ઔરંગઝેબની ન્યાયશીલતાને સ્વીકારે છે. તેના કહયા મુજબ તેમના પચાસ વર્ષના શાસનમાં કોઈ એક ઘટના એવી રજૂ કરી શકાય એમ નથી જેનાથી તેમનો કોઈક પર અત્યાચાર પુરવાર થાય. એટલે લેનપોલ આલમગીરના 'ન્યાય'ની સમીક્ષા કરતાં કહે છે કે ''મુગલે આ'ઝમનો ન્યાય એક દરિયા (સમાન) છે. તેનો ન્યાય હંમેશ સમતોલ છે. તેના દરબારમાં અમીરો અને હોદ્દેદારોની કાંઈ નથી ચાલતી. તે સામાન્યમાં સામાન્ય માણસને સાંભળે છે. અને કોઈના અંદર એટલી તાકાત નથી કે તે તેને ન્યાયના માર્ગથી હટાવી શકે. તે પ્રજાનો સાચો હમદર્દ છે.''

(૪) **એલેકઝાંડર વારુદ :**

એલેકઝાંડર વારુદ પોતાની કૃતિ 'ભારતનો ઈતિહાસ'માં લખે છે કે, ''ઔરંગઝેબે જો કે નવમુસ્લિમો સાથે ઉદાર રીતે વર્તતા હતા. (પરંતુ તેનો અર્થ એ નથી કે તેઓ બિનમુસ્લિમો પ્રત્યે અનુદાર હતા) તેની સાથે જ તેઓ બિનમુસ્લિમો સાથે ધર્મની બાબતમાં બળજબરી કરવાને પાપ સમજતા હતા.''

(૫) **પ્રો. આર્નોલ્ડ :**

એવી જ રીતે પ્રો. આર્નોલ્ડે ''પ્રિચિંગ ઓફ ઈસ્લામ''માં ઔરંગઝેબ વિશે લખ્યું છે કે, ''ઔરંગઝેબકાળના પુસ્તકોના અભ્યાસથી એ વાત સ્પષ્ટ થઈ જાય છે કે તેમણે કયારેય કોઈ બિનમુસ્લિમને જબરદસ્તી મુસલમાન નથી બનાવ્યો, બલ્કે તેમણે બિનમુસ્લિમોને ખુશ કરવાના અંતિમ કક્ષાના પ્રયત્નો કરી જોયા. જેથી તેમના વિશે કોઈ પ્રકારની ગેરસમજ પેદા ન થાય.''

(૬) **ડો. રાજેન્દ્રપ્રસાદ :**

ઉપરોક્ત ઈતિહાસવિદો સિવાય ભારતના પહેલા રાષ્ટ્રપતિ ડો.રાજેન્દ્ર પ્રસાદ પોતાની કૃતિ 'ભારતનું ભવિષ્ય'માં ઔરંગઝેબ વિશે લખે છે કે,

"સામાન્યતઃ એમ સમજવામાં આવે છે કે ઔરંગઝેબે બળજબરીપૂર્વક હિંદુઓને મુસલમાન બનાવ્યા છે, પરંતુ આ વાત તદ્દન ખોટી છે. અહીં એક દિલચશ્પ ઘટના રજૂ કરવામાં આવે છે. તેનાથી ઔરંગઝેબના સ્વભાવની ઝલક મળી જાય છે. એક વખત શાહજહાંએ આંધ્રના રાજા ઈન્દ્રમાનને એક પછી એક નાફરમાનીઓ (અવજ્ઞા)ના આક્ષેપમાં જેલ ભેગો કરી દીધો. પરંતુ જ્યારે ઔરંગઝેબ દક્ષિણના સૂબેદાર બની ત્યાં ગયા તો તેમણે ઈન્દ્રમાનને છોડી મૂકવા પર શાહજહાંથી બહુ ભારપૂર્વક ભલામણ કરી. પરંતુ શાહજહાં પેલા રાજાથી કંઈક એવો નારાજ હતો કે તેણે ઔરંગઝેબની ભલામણ પાછી મોકલતાં લખ્યું કે, "ઈન્દ્રમાને અમને બહુ નારાજ કર્યા છે, તે છતાં પણ જો તે મુસલમાન બની જાય તો તે છૂટી શકે છે." ઔરંગઝેબને આ સૂચન બહુ જ નાપસંદ પડયું. તેમણે લખ્યું કે, "ઈસ્લામ આપણને આમ બળજબરી કરવાની પરવાનગી નથી આપતો. આલા હઝરત (શાહજહાં)નું સૂચન ન ધર્મ મુજબ છે, ન નીતિ મુજબ છે. જો તેને છોડી મૂકવો હોય તો તેની જ શરતો પર છોડવો જોઈએ."

માત્ર આ એક ઘટનાથી અંદાજો લગાવી શકાય એમ છે કે ઔરંગઝેબ ધાર્મિક બાબતોમાં કેટલા વિશાળ મનના હતા. આ એક ઐતિહાસિક વાસ્તવિકતા છે કે તેઓ પોતે એક ધાર્મિક માણસ હતા. પરંતુ તેમનું શાસન સાચા અર્થમાં બિનસાંપ્રદાયિક હતું, બલ્કે તેનો સર્વશ્રેષ્ઠ નમૂનો હતો. આ કારણે જ તેમણે સરકારી કામોમાં કયારેય હિંદુ-મુસલમાન વચ્ચે ભેદભાવ રાખ્યો નહીં.

આ બાબત ઘણી જ ખેદજનક છે કે, યુરોપિયન તથા ભારતના કોમવાદી ઈતિહાસકારોએ જેટલા આ નેક હૃદયી બાદશાહને બદનામ કર્યા છે તેનો જોટો જડવો ભારતના ઈતિહાસમાં અશક્ય છે. તેમને હિંદુઓનો શત્રુ નંબર એક દર્શાવવામાં આવે છે. તેમના પર આક્ષેપ છે કે તેમણે લાખો હિંદુઓને મુસલમાન બનાવ્યા અને લાખો લોકોને માત્ર ઈસ્લામ ન લાવવાના ગુનામાં રહેંસી નાખ્યા. તેમના માટે એમ કહેવામાં આવે છે કે, તેમણે હિંદુઓના હજ્જારો મંદિરો તોડયા, પરંતુ આ બધી મનઘડત કહાનીઓ છે. ઈતિહાસ

સાથે આ વાતોનો કોઈ સંબંધ નથી. બલ્કે ખુદ હિંદુ ઈતિહાસકારોએ આ ગેરસમજોનો સાફ શબ્દોમાં રદિયો આપ્યો છે. અને તેમની ધાર્મિક સહિષ્ણુતાની બહુ જ પ્રશંસા કરી છે.

ઔરંગઝેબ કેટલા મોટા "હિંદુ શત્રુ" હતા તેનો ખ્યાલ એ વાતથી આવી શકે છે કે, તેમના સૌથી મોટા બે સેનાપતિઓ હિંદુ જ હતા. યાને જયસિંઘ અને જસવંતસિંઘ. તેમના મુકાબલે તે બીજા મુસ્લિમ સેનાપતિને તો જવા દો, પોતાના બેટાઓ (પુત્રો) ઉપર પણ ભરોસો કરતા ન હતા. ઔરંગઝેબ પર એક આરોપ એ પણ લગાડવામાં આવે છે કે, તેઓ હિંદુ રાજાઓના બહુ મોટા વિરોધી હતા. જો કે આ બાબતમાં પણ તેમને ત્યાં કોઈ ભેદભાવ ન હતો. જે રાજા તેમની સામે શીષ નમાવી દેતો તેને તેઓ ગળે વળગાડી લેતા. ચાહે તે હિંદુ હોય કે મુસલમાન. અને જે રાજા માથું ઉંચકતો હતો તેનું ગળુ કાપી નાંખતા હતા, ભલે પછી તે હિંદુ હોય કે મુસલમાન.

મહારાણા ઉદેપુરે તેમની સામે વિદ્રોહ કર્યો, પરંતુ વિદ્રોહ પછી તે હારી ગયો. અને ઔરંગઝેબ સમક્ષ આવી માફી માંગી તો તેને ગળે વળગાડી લીધા. ઉદેપુર, જોધપુર, કોચ બિહાર અને બીજા અનેક હિંદુ રાજ્યો, જેમણે આજ્ઞાકારી દર્શાવી, ઔરંગઝેબે તેમની આંતરિક સ્વાયત્તા પૂર્વવત્ રાખી. પરંતુ બીજાપુર અને ગોવલકુંડાની મુસ્લિમ હુકૂમતોને નામશેષ કરીને તેને મોગલ હુકૂમતનો એક હિસ્સો બનાવી દીધી. વાસ્તવિકતા એ છે કે તેઓ ન કોઈ મુસ્લિમ શાસકના દુશ્મન હતા, ન કોઈ હિંદુ રાજાના. તેઓ માત્ર એ લોકોને શત્રુતાપૂર્વક કચડી નાંખતા હતા, જે બગાવત પર ઉતરી આવતા હતા.

ઔરંગઝેબ પોતાના પૂર્વજોની જેમ લગ્ન-વિવાહના મામલે પણ થોડાક ઉદાર મત ધરાવતા હતા. આ કારણે જ તેઓ પોતાના પુત્ર શાહજાદા મુઅઝ્ઝમની શાદી બહુ ધામધૂમથી એક હિંદુ રાજા રૂપસિંઘની પુત્રી સાથે કરાવે છે. અને તે હિંદુ પુત્રવધુ પર ક્યારેય મુસ્લિમ બનવા માટે દબાણ નથી કરતા. તે સિવાય ખુદ ઔરંગઝેબના મહેલમાં એક રાજપૂત રાણી

બાઈ ઉદેપુરી મોજૂદ હતી. ઔરંગઝેબે કયારેય તેને ધર્મપરિવર્તન માટે નથી કહયું. બલ્કે તે રાજપૂત રાણીથી તેમને બહુ જ પ્રેમ હતો. તદુપરાંત શાહજાદા કામબખ્શ પર, જે પેલી હિંદુ રાણીની કુખથી જન્મ્યા હતા. પોતાની મુસ્લિમ બેગમોના સંતાનોથી વધારે હેત વરસાવતા હતા. આ હકીકતો જોતાં કોણ તેમને પૂર્વગ્રહ ધરાવનાર કહી શકે ?

ઔરંગઝેબના જીવનનું કોઈપણ પાસું આપણે જોઈએ છીએ તો તેઓ સામાન્ય બાદશાહો કરતાં અત્યંત ઉંચાઈએ બિરાજમાન જોવા મળે છે. તેઓ પોતાના કુટુંબ તથા સ્વજનો પ્રત્યે કડક વલણ ધરાવતા હતા તેમાં કોઈ શંકા નથી, પરંતુ તેઓ અન્યો સાથે સૌહાર્દપૂર્ણ વ્યવહાર કરતા હતા. હંમેશા ખુદાપાકથી ડરતા રહેતા.

ઔરંગઝેબ બાદશાહ હોવા છતાં ફકીરી જીવન જીવતા હતા. આપ બળે રોઝી રળવાની કોશિશ કરતા હતા. ટોપીઓ સીવતા, કુર્આન શરીફ લખતા હતા. તેમણે પોતાના હાથે લખેલા કુર્આન શરીફ મક્કા-મદીના શરીફ સુધી મોકલ્યા હતા. આપ અત્યંત સાદગીપૂર્વક જીવતા હતા.

(૭) **એલેકઝાંડર હેમિલ્ટન :**

એલેકઝાંડર હેમિલ્ટન એક વિખ્યાત અંગ્રેજ પર્યટક તથા સોદાગર હતો. શૈક્ષણિક દ્રષ્ટિકોણથી જુઓ તો પણ તે સામાન્ય માણસ ન હતો. તેણે યુનિવર્સિટીમાં ઉચ્ચ શિક્ષણ મેળવ્યું હતું. તે લગભગ ૧૬૮૮માં, જે ઔરંગઝેબનો કાળ હતો ભારત આવ્યો હતો. કપ્તાન હેમિલ્ટન ઘણો બધો વ્યાપારનો સામાન, થોડીક તોપો અને થોડાક સૈનિકોને પોતાની સાથે લઈ ભારત આવવા નીકળ્યો હતો. અને આફ્રિકા, અરબ અને ઈરાનમાં ધંધો કરતાં કરતાં ભારતના દરિયાકાંઠે ઉતર્યો હતો. તે વર્ષ બે વર્ષ નહીં, બલ્કે ભારતમાં લગભગ ૨૫ વર્ષ રહયો હતો. તેણે ભારતના જુદા જુદા પ્રદેશોમાં પોતાનું ૨૫ વર્ષીય જીવન વિતાવ્યું હતું. અને લાંબી મુદત સુધી ઔરંગઝેબ કાળને સગી આંખોથી જોયો હતો. એટલે જ કપ્તાન હેમિલ્ટનના પ્રવાસ વર્ણનનું ઐતિહાસિક મહત્વ ઘણું છે. તેની પહેલી આવૃત્તિ અઢારમી સદીના

પ્રારંભે અને બીજી આવૃત્તિ ૧૭૩૯માં પ્રગટ થઈ હતી. અને કદાચ ત્યાર પછી પણ તેની કેટલીય આવૃત્તિઓ છપાઈ ચૂકી છે. આ પ્રવાસ વર્ણનના બે ભાગ છે. અને આજથી ચાલીસ વર્ષ પહેલાં આસિફિય્યહ લાયબ્રેરી, હૈદરાબાદ ખાતે તેની હસ્તપ્રત મોજૂદ હતી. આ પ્રવાસ વર્ણનની અંગ્રેજી જો કે જૂની શૈલીની છે, પરંતુ અત્યંત રસભરી છે. તેમાંથી અમારી વાતને પુષ્ઠિ આપતાં કેટલાક અવતરણો આ રહયા.

કપ્તાન હેમિલ્ટન એક અંગ્રેજ હતો. દેખીતી વાત છે કે તેને મુઘલ બાદશાહ ઔરંગઝેબથી કોઈ લાગણી ન હતી. એટલે તેણે ઔરંગઝેબ કાળ માટે જે કાંઈ લખ્યું છે તે નખશિખ સત્ય છે.

આલમગીર ઔરંગઝેબ પર સૌથી મોટો આક્ષેપ એ લગાડવામાં આવે છે કે, તેઓ બિનમુસ્લિમો સાથે કડકાઈપૂર્વક વર્તતા હતા. તેમણે અસંખ્ય હિંદુઓને બળજબરીથી મુસલમાન બનાવી લીધા હતા. પરંતુ કપ્તાન હેમિલ્ટન જેમના જીવનનો ખાસ્સો એવો સમય ભારત ખાતે ઔરંગઝેબના રાજમાં પસાર થયો હતો, તેમનો મત એ છે કે ઔરંગઝેબ બહુ જ સહિષ્ણુ હતા. તેઓ ધર્મની બાબતે કોઈની ઉપર બળજબરી કરવાને મહાપાપ સમજતા હતા.

શહેનશાહ ઔરંગઝેબની ધાર્મિક સહિષ્ણુતાના વિશે કપ્તાન હેમિલ્ટનના મતનો પુરેપુરો અંદાજો મેળવવા માટે આપણે પહેલાં યુરોપની સોળમી-સત્તરમી સદીની પરિસ્થિતિ પર એક ઉપરછલ્લી નજર નાંખવી જોઈએ. આ તે જ કાળ હતો, જે કાળમાં ઔરંગઝેબ ભારતમાં રાજ કરતા હતા.

કપ્તાન હેમિલ્ટન તે દેશના વાસી હતા, જ્યાં કેથોલિકો અને પ્રોટેસ્ટંટો વચ્ચેના ગૃહયુધ્ધમાં હજ્જારો માનવી હોમાય ચૂકયા હતા. જો પ્રજા રાજધર્મનો વિરોધ કરતી તો તેના બહુ જીવલેણ પરિણામો ભોગવવા પડતા. ફ્રાંસના રાજાએ ૨૩ ઓગષ્ટ ૧૫૭૪ના દિને પ્રોટેસ્ટંટોની કત્લેઆમનો આદેશ આપ્યો. તો પેરિસના તમામ પ્રોટેસ્ટંટો, અબાલ, વૃધ્ધો, સ્ત્રીઓ સમેત બધાને રહેંસી નંખાયા. રાજાએ મહેલ પર ચઢી તમાશો જોયો.

શાહજાદી મેરી (Mary) (જે રોમન કેથોલિક હતી) તેની ગરદન પથ્થર પર મૂકી ફકત એટલા માટે કાપી નાંખવામાં આવી કે તે પ્રોટેસ્ટંટ હોવાનો દાવો ખુલ્લમ ખુલ્લા કરતી હતી તથા રોજર્સ (Rodgers)ને તેના દસ બાળકો સહિત જીવતો ભૂંજી નાંખવામાં આવ્યો. માત્ર એટલા માટે કે તેઓ પ્રોટેસ્ટંટ હતા.

સમગ્ર યુરોપમાં ધાર્મિક અસહિષ્ણુતાનો આવો જ માહોલ હતો. એટલે કપ્તાન હેમિલ્ટનને ઔરંગઝેબ કાળની ઉદારતા જોઈ ઘણું આશ્ચર્ય થયું. તેમના માટે સૌથી આશ્ચર્યજનક ઘટના એ હતી કે ભારતમાં અનેક ધર્મના અનુયાયીઓ વસે છે, પરંતુ ભાઈઓની જેમ એકબીજાથી હળીમળીને જીવન જીવે છે. તે લોકો ભેદભાવથી એટલા દૂર છે કે પોશાક સિવાય બે માણસોના ધર્મ વચ્ચે ભેદ પારખવાનું કોઈ ચિહ્ન નથી હોતું. કેપ્ટન હેમિલ્ટન સર્વપ્રથમ સિંધ ખાતે ઉતર્યો. સિંધમાં એક શહેર ઠટ્ટા હતું. તેની સ્થિતિ જણાવતાં તે લખે છે : ‘‘રાજ્ય દ્વારા માન્યતા પ્રાપ્ત ધર્મ ઈસ્લામ છે. પરંતુ સંખ્યામાં જુઓ તો દસ હિંદુ છે, તો એક મુસલમાન છે. હિંદુઓ સાથે ધાર્મિક રીતે સંપૂર્ણ-પણે ઉદારતાપૂર્વક વર્તવામાં આવે છે. તેઓ પોતાના વ્રતો રાખે છે. અને તહેવારોને એવી જ રીતે ઉજવે છે, જેવી રીતે પહેલા હિંદુ રાજાઓના જમાનામાં ઉજવતા હતા. તેઓ પોતાના મૃતકોને અગ્નિદાહ આપે છે, પરંતુ સતી પ્રથા પર પાબંદી છે.’’ *(૧/૧૨૭–૧૨૮)*

એક અન્ય સ્થાને લખે છે કે, ‘‘માત્ર વાણીયાઓમાં ૮૫ સંપ્રદાયો છે. અને ભલે એક બીજા સાથે બેસીને જમતા નથી, તો પણ અંદર અંદર હળી-મળીને રહે છે. બ્રાહ્મણો લોકોને હંમેશ એ વાતે ઉભારે છે કે, દેવતાઓ માટે મોટી મોટી જાયદાદો દાન કરવામાં આવે. પારસીઓ પણ છે અને તેઓ જરથોસ્તી ધર્મ મુજબ પોતાના ક્રિયાકાંડો કરે છે (આમ કરવાની તેઓને છૂટ છે). ખ્રિસ્તીઓને ચર્ચ બાંધવાની કે પોતાના ધર્મના પ્રચારની પૂરેપૂરી છૂટ મળેલી છે. તેઓ તેનો ઉપયોગ પણ કરે છે, પરંતુ જે લોકો ખ્રિસ્તી બની જાય છે, તેઓ અન્ય શહેરવાસીઓના મુકાબલે વંઠી જાય છે.’’

*(ભાગ પહેલો, પૃ. ૧૫૯–૧૬૩)*

આજ પર્યટક તથા વેપારી જ્યારે સુરત પહોંચે છે તો ત્યાંની સ્થિતિ નીચેના શબ્દોમાં વર્ણન કરે છે : "આ શહેરમાં લગભગ એકસો ધર્મના લોકો રહે છે. પરંતુ ધર્મ કે પૂજાવિધિને લઈને તેઓની વચ્ચે કોઈ પ્રકારના વાદવિવાદ નથી થતા. દરેકને મનપસંદ પૂજા પધ્ધતિ મુજબ પોતાના દેવી-દેવતાની પૂજા કરવાની પુરી સ્વતંત્રતા છે. માત્ર ધર્મભેદના કારણે કોઈને તકલીફ પહોંચાડવાનું અહીં કોઈ નામોનિશાન નથી."

*(ભાગ પહેલો, પૃ. ૧૬૨)*

યાદ રહે કે આ બધું ઔરંગઝેબના કાળ વિશે કપ્તાન હેમિલ્ટનના વર્ણનો છે.

(૮) **મહેતા જીમનીજી (બી.એ.) :**

પ્રખર હિંદુ સાહિત્યકાર મહેતા જીમનીજી સાહેબ (બી.એ.) વંદે માતરમ્ પેપરમાં વૈદિક પ્રચારકના શિર્ષક હેઠળ લેખો લખતા હતા. તેમણે ઔરંગઝેબ વિશે એક નાનું પુસ્તક લખ્યું છે. જેમાં લખે છે કે, ઔરંગઝેબ પોતાના કાળના નમુનારૂપી રાજા હતા. તે રાજકીય બાબતોમાં ધાર્મિક ભેદભાવથી બિલ્કુલ પાક સાફ હતા. જો તેમના પુત્રો તેમનું અનુકરણ કરીને રાજપાટ ચલાવત, તો ભારતમાં મોગલવંશની સલ્તનત બાકી રહેત.

(૯) **ડો. સર પી. સી. રાય :**

ડો. સર પી. સી. રાય સા. લખે છે કે, હિંદુઓ પ્રત્યે ઔરંગઝેબની ભેદભાવપૂર્ણ નિતિ વિશે ઘણું ભળતુ લખવામાં આવ્યું છે, પરંતુ પ્રખર ઈતિહાસકાર એલીફટનના લખવા પ્રમાણે ઔરંગઝેબના યુગમાં આ પ્રમાણે ભેદભાવની વાતોને કોઈપણ સમર્થન મળતું નથી. બલ્કે તેમના યુગમાં કોઈ એકપણ હિંદુઓએ ધર્મ ખાતર જાન-માલનું નુકસાન અથવા જેલની સજા ભોગવી હોય, અથવા કોઈ વ્યક્તિને હિંદુ ધર્મ પાળવાથી કે તેની કોઈ વિધિ કરવાથી રોકવામાં આવ્યો હોય, એવો એક પણ પુરાવો કે સાબિતી મળતી નથી.

(૧૦) **શ્રી આનંદ કિશોરજી :**

શ્રી આનંદ કિશોર પોતાના પુસ્તક "ગુરૂ ગોવિંદસિંઘજી"ના પેજ

૯-૧૦માં લખે છે કે, દક્ષિણ ભારતમાં ફક્ત ગોલકુંડા અને બીજાપૂર બે મુસ્લિમ રાજ્યો દિલ્હીની મોગલ સલ્તનતમાં શામેલ ન હતા. ઔરંગઝેબ લગભગ વીસ વર્ષ સુધી તેને જીતવાની કોશિશ કરતા રહયા. તેમણે દિલ્હીની ગાદી ઉપર બેસવાની સાથે જ રાજ્યોને કેન્દ્રમાં ભેળવવાની મહેનત શરૂ કરી દીધી હતી. આનાથી જ સ્પષ્ટ થાય છે કે, તે યુગમાં ધાર્મિક ભેદભાવ અને વૈમનસ્ય ન હતું. જો ધાર્મિક ભેદભાવની નિતિ હોત તો શું ઔરંગઝેબ ગાદી ઉપર બેસતા સૌથી પહેલુ પગલું મુસ્લિમ રાજ્યોને તબાહ કરવાનું લઈ શકતા હતા ?

(૧૧) **મુન્શી હુકમચંદ :**

મુન્શી હુકમચંદે (એકસ્ટ્રા સ્ટન્ટ કમીશનર) ૧૮૮૪ ઈ.માં મુલ્તાન જીલ્લાનો ઈતિહાસ લખીને છપાવ્યો છે. તેમણે લખ્યું છે કે, ઔરંગઝેબે મિશ્રા કલ્યાણીદાસના નામે મુલ્તાન શહેરના મંદિર ''તોતલામાઈ'' માટે સો રૂપિયાનો પગાર નક્કી કર્યો હતો.

(૧૨) **હિસાર જીલ્લાના ગેઝેટીયર :**

હિસાર જીલ્લાના ગેઝેટીયરમાં લખ્યું છે કે, હાંસી જીલ્લા હિસારના એક પ્રખ્યાત ગોંશાઈ બાવા જગન્નાથપૂરીની સમાધી એક નદીના કિનારે હતી. આ સમાધીના નામે ઔરંગઝેબ તરફથી માફીની જમીનનું ફરમાન તે ગોંશાઈના ચેલાઓને આપવામાં આવ્યું હતું. અને ૧૮૫૨ ઈ.સ. સુધી તે હિંદુઓની જાગીર રહી. ૧૮૫૨ ઈ.સ.માં અંગ્રેજોએ તેને જપ્ત કરી તેના ઉપર ટેક્ષ લગાવ્યો.

(૧૩) **કતરા માનકપૂર (યુ.પી.)નો ઈતિહાસ :**

''કતરા માનકપૂર (યુ.પી.)નો ઈતિહાસ'' નામી પુસ્તકના ૧૩૭ પેજ ઉપર લખ્યું છે કે, કતરા ગામના ભગત ફળિયામાં બાબા મુલુકદાસનું કુટુંબ રહે છે. જે હિંદુઓના મહંત સંપ્રદાયથી સબંધ ધરાવે છે. ઔરંગઝેબ તેમની મુલાકાત માટે જતા હતા. તેમની હિંદી શાયરીથી પ્રભાવિત થઈ ''સરાથો'' નામી જગ્યા બાબાને જાગીરરૂપે ભેટમાં આપી. ઔરંગઝેબનું આ ફરમાન

બાબાના કુટુંબીજનો પાસે આજ સુધી મૌજુદ છે.

(૧૪) **કોરા જહાંઆબાદ :**

કોરા જહાંઆબાદમાં લાલાજી મથરામલે ઔરંગઝેબની શાનદાર મહેમાનનવાઝી કરી. ઔરંગઝેબે તેમના આમંત્રણને કબૂલ કર્યું તેની ખુશી અને યાદગારીરૂપે લાલાજીએ એક બાગ બનાવ્યો, જે આજ સુધી હિંદુ-મુસ્લિમ એકતાની નિશાનીરૂપે મૌજુદ છે.

વિશાળ ભારતિય ઉપખંડમાં પૂર્વ-પશ્ચિમ અને ઉત્તર-દક્ષિણમાં હજારો મંદિર ઔરંગઝેબના યુગથી પહેલાના બનેલા છે. અને હાલ પણ તે તે જ પ્રમાણે યથાવત્ છે. આ બધા જ મંદિરો પોતાની મૂંગી ભાષામાં ઔરંગઝેબના બેકસૂર હોવાનો જીવંત પુરાવો છે.

(૧૫) **લાલ કિલ્લાના લાહોરી દરવા**ની નજીક જૈન લોકોનું એક મંદિર જે "ઉર્દૂકા મંદિર" નામે પ્રખ્યાત છે. શાહજહાંના યુગમાં તેની સ્થાપના થઈ. તે ઔરંગઝેબના યુગમાં બાદશાહના કિલ્લાથી અત્યંત નજીક હોવા છતાં પણ બાકી રહયું. અને આજ સુધી તે યથાવત્ છે.

(૧૬) **રોહતાસના કિલ્લા** પાસે તથા સેહસરામના એરીયામાં જ્યાં બાદશાહ શેરશાહ સુરીની કબર પાસે ચંદી દેવીનું મંદિર છે. સિતાજીની રસોઈ સિતાકંદ પહાડમાં છે. અશોકના શિલાલેખ અને ઘણા મંદિરો વગેરે ત્યાં મૌજુદ છે.

રોહતાસના કિલ્લામાં ઔરંગઝેબે એક મસ્જિદ પણ બનાવી હતી. છતાં ત્યાંના બધા જ મંદિરો આજ સુધી કેવી રીતે બાકી રહયા.

(૧૭) **મુન્શી દુબે પ્રસાદ :**

મુન્શી દુબે પ્રસાદ જોધપુરથી થોડે દુર બ્રહ્માની માતા તથા તેની પાસે આવેલા જૈન મંદિરોની બનાવટ અને પથ્થરી કોતરકામની પ્રશંસા કરતાં લખે છે કે, આ મંદિરો ગુલામવંશના બાદશાહોના સમયે બનાવવામાં આવ્યા છે. ઔરંગઝેબ પોતાના લશ્કર સાથે ઘણા વખતે ત્યાંથી પસાર થયા, પરંતુ

તેની કોઈપણ જાતની છેડછાડ નહીં કરી. જે લોકો ઔરંગઝેબ ઉપર મંદિરો તોડવાનો આરોપ લગાડે છે તેમની પાસે આનો કોઈ જ જવાબ નથી.

*(ઈબ્રત' માસિક, ઈ.સ. ૧૯૧૬)*

(૧૮) આ જ પ્રમાણેનો લેખ **શ્રી રાય તુલસીરામે** પોતાના પુસ્તક "ભગતમલ"ના પેજ નં. ૫૭ ઉપર કર્યો છે.

(૧૯) **બાબુરામ નારાયણ :**

બાબુરામ નારાયણ (ભૂતપૂર્વ સેક્રેટરી રામનગર રાજ્ય બારાબંકી) 'ઔરંગઝેબ વિશે ઐતિહાસિક હકીકત' શિર્ષક હેઠળ લખે છે કે આ બાદશાહને હિંદુઓ વિરૂધ્ધ ચિતરવામાં આવે છે, પરંતુ મારી તેહકીક આનાથી વિપરીત હકીકત દર્શાવે છે. જેની દલીલ એ છે કે, (૧) સીતાપુરમાં એક પ્રખ્યાત મંદિર છે. તેના મહંત પાસે બાદશાહ ઔરંગઝેબની અર્પણ કરેલી શાહી સનદ મૌજુદ છે. જેમાં ઘણી બધી જગ્યાઓ મહંતને દાન પેટે આપેલી હોવાનું વર્ણન છે. (૨) મથુરાથી થોડે દૂર એક જગ્યા બલદેવ દાવર છે. જ્યાં બલદેવજીનું મંદિર છે. તેના ખર્ચ માટે ઔરંગઝેબે ઘણી જમીનો દાન પેટે આપી છે. જે હાલમાં પણ ઉપરોક્ત મંદિરના મહંતના કબ્ઝામાં છે. (૩) જમનાબાદનો કિલ્લો અકબર બાદશાહના યુગમાં બનાવ્યો તે કિલ્લામાં હિંદુઓનું એક મોટુ મંદિર તથા ભોંયતળિયુ આજ સુધી છે. તેમાં એક વડનું ઝાડ પણ છે. અને હજારોની સંખ્યામાં મૂર્તિઓ સ્થાપિત છે. હિંદુ પંડિત અને પૂજારીઓ પોતાની ધાર્મિક વિધિઓ અદા કરે છે. આ કિલ્લો ઔરંગઝેબના કબ્ઝામાં પચાસ વર્ષ રહયો છતાં આજ સુધી મંદિરને કોઈ નુકસાન પહોંચ્યુ નથી. અને ન કોઈ મૂર્તિ ખંડિત થયેલી છે. (૪) જ્યાં કોઈ મૂર્તિ ખંડિત મળે છે, તો લોકો તેને ઔરંગઝેબની તોડેલી મૂર્તિ બતાવી દે છે, પરંતુ આ સત્યથી તદ્દન વેગળી વાત છે. સ્વામી શંકરાચાર્યના યુગમાં જૈન અને બૌદ્ધ ધર્મવાળા લોકો સાથે સંઘર્ષ થયો. જેમાં જૈન અને બૌદ્ધ ધર્મની ઘણી મૂર્તિઓ ખંડિત કરવામાં આવી હતી. અને હિંદુ મંદિરોમાં સ્થાપિત કરવામાં આવી છે. જેને મેં પોતે જોઈ છે.

(૨૦) આ પ્રમાણેના ઘણા દાખલાઓ **લાલા લજપતરાય સાહેબે** પોતાના પુસ્તક ''ભારતનો ઈતિહાસ'' ભાગ પહેલા, પેજ ૩૯૦માં લખ્યા છે. કે, જૈનોએ હિંદુઓના મંદિરો ઉપર અને હિંદુઓએ જૈનોના મંદિરો ઉપર હુમ્લા કરી તે મૂર્તિઓ ખંડિત કરી છે. દક્ષિણ ભારત તથા ઓરિસ્સામાં આવા ઘણા મંદિરો ખંડિત અવસ્થામાં મૌજુદ છે.

(૨૧) **ફ્રાન્સીસી પ્રવાસી મોસયોથિયો :**

જેણે ઔરંગઝેબના સમયમાં ૧૬૫૫ ઈ.થી ૧૬૬૮ ઈ.સુધી ભારતનો પ્રવાસ કર્યો છે. તેના પ્રવાસ વર્ણનમાં લખે છે કે, વધુ પડતા ગામડાઓમાં મંદિરો બનેલા છે. હિંદુ લોકો ગાડીઓ (બળદ-ઉંટ)માં બેસી મંદિરોની જાત્રાએ જતા ઘણી જગ્યાએ મળે છે.

**પ્રોફેસર આર્નલ્ડ :**

પ્રોફેસર આર્નલ્ડ પોતાના પુસ્તક પ્રિચિંગ ઓફ ઈસ્લામમાં લખે છે કે, ઔરંગઝેબના સમયના ઈતિહાસની જ્યાં સુધી મારી જાણકારી છે તો મને ખબર પડી છે કે તેણે જબરદસ્તી કોઈને મુસલમાન બનાવ્યા નથી.

(૨૨) **પંડિત વત્સતપ્રસાદ :**

પંડિત વત્સતપ્રસાદ (બી.એ.) સાહેબ સ્કૂલોના અભ્યાસક્રમમાં ઔરંગઝેબની વિરૂધ્ધ લખવાવાળાઓ વિશે ચર્ચા કરતાં લખે છે કે, જે બાદશાહ (ઔરંગઝેબ) એકેશ્વરવાદ, સાફ હૃદય અને પાક વિચારો સાથે જીવન વિતાવતા હોય, રાતનો ઘણો સમય અલ્લાહપાકની ઈબાદત (ઉપાસના) અને ધ્યાનમાં મગ્ન રહેતા હોય, જાત મહેનત અને પરિશ્રમથી ટોપીઓ વણીને તથા લેખનકાર્ય દ્વારા હલાલ રોઝી ખાતા હોય, કોઈપણ જાતના શાહી ખર્ચાઓ કર્યા વગર ફકીર દુર્વેશની પેઠે જીવન વિતાવનાર અને સરકારી બધી જ આવકને ફક્ત દેશની ઉન્નતિ અને પ્રગતિ માટે વાપરતા હોય, તથા જેમણે કોઈ પણ જાતના નાત-જાતના ભેદભાવ વગર જનકલ્યાણના કામને પ્રાથમિકતા આપી હોય, બલ્કે એક વખતે એક ઓફિસરે કહયું કે, આપ રાજકામનો ભાર થોડો હળવો કરો, પોતાના સ્વાસ્થ્યની

ફિકર કરો. તો આ નેક દિલ બાદશાહે જવાબ આપ્યો કે, અલ્લાહપાકે મને આ જગતમાં ફકત મોજમઝા કરવા નથી મોકલ્યો, બલ્કે મારી રૈયતને સુખચૈન અને આરામ પહોંચાડવા મોકલ્યો છે. પોતાના બાપ શાહજહાંને એક પત્રમાં લખે છે કે, અલ્લાહપાક સલ્તનતની અમાનત તે વ્યક્તિને સોંપે છે, જે તેની મખ્લૂકની રક્ષા કરે. અને તેમની જરૂરીયાતનો ખ્યાલ કરે.

(૨૩) **લાલા શ્યામદાસ :**

લાલા શ્યામદાસે લાહોરથી પ્રગટ થતા જમીનદાર પેપરમાં ઔરંગઝેબ વિશેના લેખમાં લખ્યું હતું કે, તે સમયના હિંદુ ન તો ધર્મ વિરોધી અને ન રાષ્ટ્રવિરોધી હતા. તેમની ધાર્મિક અને નૈતિક હાલત આપણા કરતાં સારી હતી. તેમને હિંદુ ધર્મ પ્રત્યે સંપૂર્ણ આસ્થા હતી. જો તે વખતે હિંદુ-મુસ્લિમનો ભેદભાવ હોતે તો હિંદુઓ ઔરંગઝેબનો સખ્ત વિરોધ કરતે. પરંતુ સાચો ઈતિહાસ દર્શાવે છે કે, હિંદુઓ ઔરંગઝેબના યુગમાં સૌથી વધુ ખુશ હતા. અને તેમણે ઔરંગઝેબને આટલા મોટા વિશાળ દેશમાં રાજ્ય વ્યવસ્થા ચલાવવામાં સંપૂર્ણ રીતે તન-મન-ધનની બાજી લગાવી સાથ-સહકાર આપ્યો હતો. તો શું ઔરંગઝેબ પણ બેવકૂફ હતા કે પોતાના દુશ્મનો ઉપર સંપૂર્ણ વિશ્વાસ કરી તેમને મુલ્કી વહીવટ અને સંરક્ષણની જવાબદારીઓ સોંપી દીધી ? નહીં અને હરગીઝ નહીં.

ઔરંગઝેબના સમયમાં રાજગીરધરરાય બાદશાહ તરફથી માલ્વાના સુબેદાર હતા. તે દસ વર્ષ સુધી મરાઠાઓ વિરૂધ્ધ લડતા રહયા. તેમને લઈ માલ્વામાં મરાઠા ન ફાવી શકયા. નિઝામુલ્મુલ્ક બાદશાહ તરફથી માલ્વા અને ગુજરાતના સુબેદાર હતા. ઔરંગઝેબે તેમની પાસેથી માલ્વા અને ગુજરાતની સુબેદારી લઈને ગીરધરરાયને સોંપી દીધી. શું એક મુસલમાન સુબેદારને હટાવી તેની જગ્યાએ એક હિંદુ સુબેદારને નિયુક્ત કરવો ધાર્મિક ભેદભાવની નિતિ દર્શાવે છે ? કે પછી ગીરધરરાય મુસલમાન હતો ? !

(૨૪) **પ્રોફેસર લાલા રામપ્રસાદ :**

પ્રોફેસર લાલા રામપ્રસાદ (એમ.એ. ઈતિહાસ વિભાગ ગર્વમેન્ટ કોલેજ

લાહોર) પોતાના ઈતિહાસના પુસ્તકમાં લખે છે કે, ઔરંગઝેબે મેહસુલ, ઓકટ્રોય અને ઘણા પ્રકારના વેરાઓ તથા ઘણા પ્રકારના મેહસૂલ માફ કરી દીધા. દુકાળના સમયમાં પ્રજાના ઘણા લાભકારી કામો કર્યા. મોગલવંશની પરંપરા મુજબ પોતાના મોટા પુત્ર સુલ્તાન મુઅઝઝમના લગ્ન એક હિંદુ રાજાની રાજકુંવરી સાથે કરાવ્યા. પોતાના શાસનકાળમાં મોતની સજા ઉપર રોક લગાવી. ખેતીવાડીની પ્રગતિ માટે ઘણા પ્રયત્નો કર્યા. સંખ્યાબંધ કોલેજો અને સ્કૂલો કાયમ કરી. સડકો અને પુલો બંધાવ્યા. પોતાના લોક દરબારમાં સ્વજાતે લોકોની શિકાયતો, પ્રશ્નો સાંભળી તાત્કાલિક તેનો ફેંસલો કરતા હતા. કોઈ મોટા સુબેદાર તરફથી પણ લોકો વિરૂધ્ધ કોઈ રંજાડ કે સતામણી સાંભળતા તો તેનો પણ તાત્કાલિક નિકાલ કરતા હતા. જો તટસ્થ રીતે જોવામાં આવે તો ઔરંગઝેબનો યુગ ભારતિય ઈતિહાસનો સુવર્ણયુગ લેખવામાં આવવો જોઈએ. તેમના યુગમાં આવનાર એક અંગ્રેજ કવિ (ડરાન્ડન)એ પોતાના એક સુંદર નાટકમાં ઔરંગઝેબને હિરો બનાવ્યા હતા. જેનાથી માલુમ પડે છે કે, આ બાદશાહ જીવતાજીવંત કહાનીઓના હિરો તરીકે પ્રખ્યાત થઈ ગયા હતા.

## (૨૫) **આચાર્ય ડોક્ટર સર પી. સી. રાય :**

આચાર્ય ડોકટર સર પી.સી.રાયે (પ્રખ્યાત ઈતિહાસકાર અને વૈજ્ઞાનિક) ૧૯૩૭ ઈ.માં પોતાના એક પ્રવચનમાં જે બંગાલ મુસ્લિમ સ્ટુડન્ટ ફેડરેશનના સંમેલનમાં તેમણે આપ્યું હતું કે, હું સર જાદુનાથ સરકાર અને ડો. મોજમુદાર વગેરે ભારતના ઈતિહાસકારોથી પુછવા માંગું છું કે, તે કોઈ એકપણ એવો દાખલો આપી શકે છે કે ઔરંગઝેબે બંગાલના હિંદુઓથી જઝિયો વસૂલ કર્યો હોય !

ઔરંગઝેબ બંગાલની હુકૂમત મુર્શીદ કુલીખાન નામના એક બ્રાહ્મણ નવમુસ્લિમને સુપુર્દ કરી, કે તે બંગાલની આર્થિક સ્થિતિ ઉપર ધ્યાન આપે. ઔરંગઝેબના સમયમાં બંગાલમાં હિંદુ-મુસ્લિમ ઓફીસરોની કાર્યએકતા અને કાર્યકુશળતા તથા સંપનું પરિણામ હતું કે, ઔરંગઝેબે બંગાલના

હિંદુઓને મોટા મોટા હોદ્દાઓ અને મોટી મોટી જાગીરો અર્પણ કરી. તેમણે હિંદુઓને ગવર્નર, ગવર્નર જનરલ, વાયસરાય અને કમાન્ડર ઈન ચીફ પણ બનાવ્યા. ત્યાં સુધી કે સંપૂર્ણ મુસ્લિમ બહુમતીવાળા રાજ્ય અફઘાનિસ્તાનના નાયબ એક હિંદુ રાજપૂતને બનાવ્યા.

શિવાજીનું આજકાલ ઈતિહાસમાં હિંદુ ધર્મના એક હીરો તરીકે વર્ણન કરવામાં આવે છે, પરંતુ આ પ્રમાણે કહેવું ફક્ત રાજકારણ છે, ઈતિહાસ નથી. કોઈ વૈજ્ઞાનિક આ મનઘડત કાલ્પનિક વાતને કબૂલ કરી શકતો નથી.

શિવાજીના વિરૂધ્ધ મુકાબલો કરનાર રાજા જયસિંઘ હતા. જેમને એક હિંદુ સરદાર શિવાજીનો બળવો રોકવા મોકલવામાં આવ્યા હતા. મહારાજા જયસિંઘે ઔરંગઝેબને વારંવાર શિકાયતો કરી કે, આ લડાઈમાં દક્ષિણના મુસ્લિમ કમાન્ડરો અને સરદારો રાજા જયસિંઘની મદદ નથી કરતા. શું કોઈ સ્વચ્છ દિમાગ ધરાવતો વ્યક્તિ થોડીવાર માટે પણ એ ખ્યાલ કરી શકે છે કે શિવાજી સાથેની લડાઈઓ ધાર્મિક હતી ? આ ફક્ત એક રાજકીય લડાઈ હતી.

માટે હિંદુઓ અને મુસ્લિમોને મારો સંદેશ છે કે તે પોતાના બધા જ મતભેદો ભૂલી જઈ એક થઈ દેશના નવનિર્માણમાં લાગી જાય. જેવી રીતે ઔરંગઝેબના સમયમાં હિંદુ વાયસરાય મુસ્લિમ અફઘાનિસ્તાન ઉપર હુકૂમત કરતા હતા. અને મુસલમાન વાયસરાય હિંદુ દખ્ખણ ઉપર હુકૂમત કરતા હતા.

## (૨૬) ડો. એ.ડી.બી.એ. :

ડો. એ.ડી.બી.એ. પોતાના પુસ્તક 'ઔરંગઝેબનું જીવન ચરિત્ર'માં લખે છે કે ઔરંગઝેબ બીજા હિંદુઓને મુસલમાન થવા માટે કેવી રીતે મજબૂર કરી શકતા હતા. તેમણે તો પોતાની પત્ની જે શાહઝાદા મુઅઝઝમની માતા રાજપૂત ખાનદાનની અને હિંદુ ધર્મની પાબંદ હતી, તેમને પણ ધર્મની બાબતમાં સંપૂર્ણ આઝાદ રાખ્યા હતા. તેમને પોતાના બાપદાદાનો ધર્મ બદલવા કદી મજબૂર નથી કર્યા.

## મીસ્ટર ટી. ડબલ્યુ આર્નલ્ડ :

મી. ટી. ડબલ્યુ આર્નલ્ડ પોતાના પુસ્તક પ્રિચિંગ ઓફ ઈસ્લામના નવમા ભાગમાં લખે છે કે ઔરંગઝેબના ફરમાનો અને પત્રોનો એક હસ્તલિખિત સંગ્રહ જે હજુ સુધી પ્રગટ થયો નથી. તેમાં રાજકારભાર ચલાવવાનો એક સોનેરી નિયમ એક કિસ્સાના સંદર્ભે રજૂ કર્યો છે. જે દરેક રાજાએ પોતાની બીજા ધર્મ પાળતી રૈયત વિશે અપનાવવો જરૂરી છે. કિસ્સો એ બન્યો કે ઔરંગઝેબને કોઈએ એક અરજી કરી. તેમાં બાદશાહના બે પારસી ઓફીસરો જે પગાર વહેંચવા નિયુક્ત હતા. તેમને બરતરફ કરવાનું એ કારણ દર્શાવ્યું હતું કે આ અગ્નિપૂજક છે. તેમની જગ્યાએ કોઈ અનુભવી મુસલમાનને નિયુક્ત કરવામાં આવે. બાદશાહ ઔરંગઝેબે આ અરજીના જવાબમાં હુકમ લખ્યો કે ધર્મનો સબંધ દુન્યવી કારોબાર સાથે નથી. અને આ પ્રકારના મામલામાં ભેદભાવની નિતિની કોઈ આવશ્યકતા નથી. અને પોતાના આ હુકમનામાને પાકુ કરવા કુર્આન શરીફની આયત પણ લખી. જેનો ભાવાર્થ આ થાય છે : ‘‘તમારા માટે તમારો ધર્મ અને અમારા માટે અમારો ધર્મ છે.’’ સાથે લખ્યું કે વહીવટી નોકરીઓનો સબંધ લાયકાત અને કાબેલિય્યત સાથે સબંધ ધરાવે છે.

## (૨૭) રાજ બુર્જ નારાયણ બાલ્કાબા :

રાજા બુર્જ નારાયણ બાલ્કાબાએ ૨૦ માર્ચ ૧૯૨૯માં લખનૌના એક સંમેલનમાં પ્રવચન આપ્યુ હતું કે, મારા પૂર્વજો મોગલ બાદશાહોના સમયમાં તોપખાનાના અફસર રહયા છે. જે બે હજારીથી પાંચ હજારીનો હોદ્દો ગણાતો હતો, પરંતુ બાદશાહ ઔરંગઝેબે મારા પૂર્વજો રાય અમરનાથ અને રાયજીની સેવાઓથી પ્રભાવિત થઈ તેત્રીસ (૩૩) ગામો અમોને બક્ષિસ તરીકે આપી, એક નાની રિયાસતના રાજા બનાવ્યા. જેમાં વધારો થતો રહયો. હમારા અમૂક સગાઓથી હમારી આ પ્રગતિ ન જોવાઈ, તો તેમણે બાદશાહ ઔરંગઝેબને હમારી વિરૂધ્ધ કાન ભંભેર્યા, પરંતુ બાદશાહ ઔરંગઝેબે છેલ્લે સુધી હમારા સબંધોનો ખ્યાલ રાખ્યો.

ઉપરોક્ત હિંદુ વિદ્વાનો સિવાય ઘણા હિંદુ ઈતિહાસકારોએ પોતાના

પુસ્તકો-લેખોમાં ઔરંગઝેબ વિશે તટસ્થ દ્રષ્ટિકોણ અપનાવી તેમની સેવાઓને બિરદાવી છે. અને ખોટા આક્ષેપોને રદ કર્યા છે. વિષય લાંબો થઈ જવાના ડરથી ફક્ત ટૂંકમાં તેનો હવાલો આપવાને કાફી સમજુ છું.

(૨૮) મહંત આનંદ કિશોરજીનું પુસ્તક ગુરૂ ગોવિંદસિંઘનું જીવન ચરિત્ર : પેજ-૭/૮ ઉપર.

(૨૯) લાલા બાબુરામ (નવાબગંજના રઈસના પુત્ર) પોતાના ઈતિહાસ ''સંક્ષિપ્ત ગુલશને હિંદનો સફર''માં...

(૩૦) રાજ શિવપ્રસાદ પોતાના ઐતિહાસિક પુસ્તક ''આઈનએ તારીખ નુમા''માં...

(૩૧) ગર્વમેન્ટ કોલેજ લાહોરના ઈતિહાસના પ્રોફેસર મનમોહન (એમ.એ.) પોતાના પુસ્તક ભારતના ઈતિહાસ છપાણ ૧૯૧૭ ઈ.સ.માં...

(૩૨) મીસ્ટર પ્રેમાનંદ એમ.એ. પોતાના પુસ્તક ''હિંદુ-મુસ્લિમ રાજકીય અને ધાર્મિક સબંધો''માં...

(૩૩) મીસ્ટર નરેન્દ્ર નાથલા પોતાના પુસ્તક ''મુસ્લિમ રાજ્યમાં ભારતની જ્ઞાનિય પ્રગતિ''માં...

(૩૪) રાજપૂતોના પ્રખર ઈતિહાસકાર મુન્શી દુબે પ્રસાદ ૧૯૧૬ ઈ.માં પોતાના એક લેખમાં...

(૩૫) રાય તુલ્સીરામે પોતાના પુસ્તક ''ભગતમલ''માં...

(૩૬) રાયબહાદુર લાલા બેજનાથે પોતાના પુસ્તક ''ભારત ભૂતકાળ તથા વર્તમાન''ના ૧૧૫-૧૧૬માં પેજ ઉપર

(૩૭) લાલા લજપતરાયે પોતાના પુસ્તક ભારતનો ઈતિહાસના પહેલા ભાગમાં...

(૩૮) ડોકટર લીબોને પોતાના પુસ્તક ''ભારતિય સંસ્કૃતિ''માં

(૩૯) અલ્હાબાદની ભારતિય એકેદમીનું પ્રગટ કરેલ પુસ્તક ''ભારતનું સામાજિક જીવન''માં પણ સચોટ દલીલોથી ઔરંગઝેબના શાસનને બિનસાંપ્રદાયિક અને ધાર્મિક ભેદભાવથી દૂર રહેવાનું દર્શાવ્યું છે.

# ❋ હિંદુ હોદ્દેદારો ❋

મહાન ઈતિહાસકાર અલ્લામા શિબ્લી (રહ.) લખે છે કે, ક્યારેક કોઈ વાત બહુ જ પ્રસરી જાય છે, પરંતુ સત્ય કે તથ્ય સાથે તેને કોઈ સંબંધ નથી હોતો. માત્ર મોટાપાયે તેના ફેલાવાના કારણે તેના વિશે શોધ કે સંશોધનની પણ લોકો દરકાર નથી લેતા. અને તે એક ગૃહિત તરીકે પ્રસ્થાપિત થઈ જાય છે. હઝરત ઉમર (રદી.)એ એલેકઝાન્ડ્રીયાના ગ્રંથાલયને બાળી મૂકયું. એ હકીકતથી તદ્દન વેગળી વાત એવી પ્રસરી ગઈ કે કહેવતો, રૂઢિપ્રયોગો બલ્કે નવલકથાઓમાં પણ તેનો ઉલ્લેખ થવા લાગ્યો.

આલમગીર (રહ.)એ પોતાના કાર્યકાળ દરમિયાન જે હિંદુઓને હોદ્દાઓથી નવાજ્યા તેની સૂચી જોતાં સાબિત થાય છે કે આપની અંદર સંકુચિતતા ન હતી. અમે જે સૂચી આપવા માંગીએ છીએ તેના વિશે ધ્યાનમાં રાખવા લાયક મુદ્દા એ છે કે,

(૧) આ સૂચી ઉપરછલ્લી રીતે 'મઆષિરે આલમગીરી'માંથી લઈને બનાવી છે. જે આલમગીરના ઈતિહાસમાં સૌથી પ્રાચીન છે.

(૨) માત્ર એવા હોદ્દેદારોને સમાવ્યા છે, જેઓ મોટા મોટા હોદ્દાઓ શોભાવતા હતા. સામાન્ય હોદ્દેદારો તથા સૈનિકોને સમાવ્યા નથી.

(૩) માત્ર તે હોદ્દેદારોનો ઉલ્લેખ કર્યો છે, જે તે સમયકાળ પછી નિયુકિત પામ્યા અથવા ત્યાર પછી પણ હોદ્દા પર બાકી રહયા, જ્યારથી આલમગીરના પૂર્વગ્રહનો સમય બતાવવામાં આવે છે.

(૪) આ હોદ્દેદારોમાં ઘણાંખરાં મરાઠાઓ વિરૂદ્ધ યુદ્ધોમાં શામેલ રહયા છે. જેનાથી એ વાત પુરવાર થઈ જાય છે કે જેવી રીતે અકબરના કાળમાં હિંદુઓ મુસ્લિમો સાથે રહી ખુદ પોતાના સહધર્મીઓ વિરૂદ્ધ લડતા હતા, આલમગીરના સમયકાળ સુધી આ રીત ચાલુ રહી.

(૫) તેમાંથી કેટલાક લોકો માનદ્ હોદ્દેદાર હતા. તેઓ ગર્વપૂર્વક આ હોદ્દાઓ સ્વીકારતા હતા.

| | | |
|---|---|---|
| **રાજા ભીમસિંઘ** | રાજસિંઘ મહારાણા ઉદેપુરનો પુત્ર અને મહારાણા જયસિંઘનો ભાઈ | આલમગીરના રાજ્યાભિષેકના ૩૧મા વર્ષે પછી દક્ષિણથી આવ્યો અને બુરહાનપુરના અભિયાનમાં શામેલ થયો. ૩૮મા વર્ષે પંચહજારીના પદ પર પહોંચી મરી ગયો. |
| **અચલાજી** | શિવાજીનો જમાઈ હતો | ૨૯મા વર્ષે પાંચ હજારીનો પદ, ઝંડો તથા નક્કારું મળ્યું. |
| **રાજા માનસિંઘ** | રાજા રૂપસિંઘનો પુત્ર | ૨૬મા વર્ષે માંદલપુર જજિયામાં મળેલ પરગણું તથા બધનુરનો ફોજદાર નિમાયો. ૪૩મા વર્ષે ત્રણ હજારીના પદે પહોંચ્યો. |
| **ઈન્દ્રસિંઘ** | જયસિંઘ મહારાણા ઉદેપુરનો ભાઈ હતો | ૪૩મા વર્ષે બેહજારી થયો અને ૪૮મા વર્ષે ત્રણ હજારી થયો. |
| **બહાદુરસિંઘ** | જયસિંઘ મહારાણા ઉદેપુરનો ભાઈ હતો | ૪૩મા વર્ષે એક હજાર પાંચસોના પદે પહોંચ્યો. |
| **અર્જુજી** | શિવાજીના પુત્ર સંભાનો પિત્રાઈ ભાઈ | ૩૮મા વર્ષે બે હજારીનું પદ મેળવ્યું. |
| **માંગુજી** | સંભાના નોકરોમાંથી હતો | રાજ્યાભિષેકના ૩૧મા વર્ષે બે હજારીનું પદ મેળવ્યું. |
| **રાવ અનુપસિંઘ** | રાવ કિરણનો પુત્ર | ૩૧મા વર્ષે નોકરીનો સરપાવ મળ્યો. |
| **રાજા અનુપસિંઘ** | | ૩૧મા વર્ષે લશ્કરનો કિલ્લેદાર નિમાયો. |
| **રાજા અદ્વેતસિંઘ** | | ૩૬મા વર્ષે ઈરજનો ફોજદાર તથા અઢી હજારીનું પદ મેળવ્યું. |
| **ઉદેસિંઘ** | ખેલનાનો કિલ્લેદાર હતો | ૪૭મા વર્ષે ત્રણ હજાર પાંચસોના પદે પહોંચ્યો. |
| **વાસુદેવસિં ઘ** | જન્દનકરાનો જમીનદાર હતો | ૪૯મા વર્ષે ત્રણ હજારી થયો. |
| **કાથુજી** | | પહેલા પાંચ હજારી હતો, ૪૯મા વર્ષે એહ હજારનો વધારો થયો. |
| **સતરસાલ બુંદિયા** | | ૪૪મા વર્ષે તારા કિલ્લાનો કિલ્લેદાર બન્યો. |
| **બિશનસિંઘ** | રાજા રામસિંઘનો પુત્ર કંવર કિશનસિંઘનો પુત્ર | ૨૫મા વર્ષે એક હજાર ચારસો ઘોડેસવારનો વડો બન્યો. |

| | | |
|---|---|---|
| **રામચંદ** | ખનાલુંનો થાનેદાર હતો | ૪૦મા વર્ષે અઢી હજારી થયો. |
| **લોકચંદ** | શાહજાદા અઝમશાહનો નોકર તથા નાયબ | ૨૯મા વર્ષે બહારસિંઘને પરાજિત કરવાના બદલારૂપે 'રાએ રાઈયાં'નો ઈલ્કાબ મળ્યો. |
| **ભાગુબંજારા** | | ૪૨મા વર્ષે પંચ હજારનો પદ મળ્યો. |
| **જકિયા** | નુસ્રતઆબાદનો દેશમુખ હતો | ૫૦મા વર્ષે ત્રણ હજારી થયો. |
| **છત્રદાસ રાઠોડ** | | ૨૯મા વર્ષે ત્રણ હજારના પદ પર ફરી બેસાડવામાં આવ્યો. |
| **રૂપસિંઘ** | રાજા અદ્વેતસિંઘનો પુત્ર | ૪૧મા વર્ષે એક હજારી પદ સુધી પ્રગતિ સાધી. |
| **સોભાન** | સિતારાનો કિલ્લેદાર હતો | ૪૩મા વર્ષે પંચ હજારી પદ સરપાવ તથા ઢંઢેરો પીટવાનો અધિકાર મેળવ્યો. |
| **શીવસિંઘ** | રાહેરીનો કિલ્લેદાર હતો | ૪૭મા વર્ષે અઢી હજારી થયો. |
| **અંધાતા** | રાવ કાથુનો પુત્ર | ૪૭મા વર્ષે મહમંત કિલ્લા પર કબ્જા માટે નિયુક્ત થયો. |
| **કિશોરદાસ** | મનોહરદાસ ગોરનો પુત્ર | ૨૬મા વર્ષે શોલાપુરનો કિલ્લેદાર થયો. |
| **રાજા કલ્યાણસિંઘ** | હદાવરનો જમીનદાર હતો | ૪૦મા વર્ષે દરબારમાં હાજર થયો અને સાત હજારથી નવ હજારી થયો. |

આ સૂચીમાં કેટલીક બીજી વાતો પણ નોંધવા લાયક છે. સર્વપ્રથમ એ કે મહારાણા ઉદેપુરનો પુત્ર અને ભાઈ પણ મોજૂદ છે. અને તેનાથી પણ વિચિત્ર બાબત એ કે શિવાજીના સંખ્યાબંધ સગા-સ્નેહીના નામ પણ જોવા મળે છે. ઈતિહાસને વિગતે વાંચો તો જણાય આવશે કે, આ લોકો નામ માત્રના હોદેદારો ન હતા, બલ્કે રણક્ષેત્રે તેઓ હેરતભરી રીતે જીવસટોસટની બાજી લગાવતા હતા. આ હોદેદારોમાં બધા જ પ્રકારના હોદ્દાઓ છે. વિચાર કરો, સેનાની જવાબદારી, કિલ્લેદારી, ફોજદારી જેવા મહત્વપૂર્ણ હોદ્દાઓ હિંદુઓને આપવામાં આવ્યા. આ હોદ્દાઓથી વધારે મહત્વના બીજા કયા હોદ્દાઓ હોય શકે છે. આ હકીકતો પછી એ આક્ષેપ કેટલો બોદો લાગે છે કે ઔરંગઝેબ સંકુચિત હતા.

જનાબ સય્યિદ સબાહુદ્દીન સા. લખે છે કે, જાદુનાથ સરકાર જેવા કેટલાક ઈતિહાસકારો એમ સાબિત કરવા મથે છે કે, ઔરંગઝેબનો કાળ હિંદુઓ માટે અસહ્ય હતો. તેમને નોકરીઓથી વંચિત રાખવામાં આવ્યા, વિગેરે. *(૫/૪૮૫)* એટલે અમે અહીં ઔરંગઝેબ કાળના થોડાક ઓર હિંદુ હોદ્દેદારોના નામો આપી રહયા છીએ :

**રાજ ઈન્દ્રમન ધંધેરા :**

અનુગમન બાબતે ભાઈઓ સાથે ઔરંગઝેબના જે યુધ્ધો થયા તે વખતે તેને કેદમાંથી છોડી દઈ ત્રણ હજારી પદ આપ્યું. સમોગઢના યુધ્ધમાં શુજાઅ વિરૂધ્ધ પણ તે શામેલ હતો. *(મઆષિરૂલ ઉમરા, ૨/૨૬૫)*

**અની રાય :**

આલમગીરના મુખ્ય કાર્યાલયમાં હિસાબ કિતાબ તથા પગાર ખાતામાં દીવાનપદે હતા. હિસાબ બાબતે તે કોઈની સાડાબારી રાખતા ન હતા, એટલે આલમગીરને પ્રિય હતા.

**અસુજી દક્ષિણી :**

આલમગીર કાળનો સન્માનનીય હોદ્દેદાર હતા. તેને ઈ.સ. ૧૦૯૮માં વીસ હજાર રોકડા ઈનામરૂપે, પોશાક, ઝંડો, નકારું, ઘોડો તથા હાથી આપવામાં આવ્યા. *(મ.આ.પૃ.૨૯૭)*

**અદ્વેતસિંઘ ભદવર્ય :**

રાજ્યાભિષેકના ૨૪ માં વર્ષે ચિત્તોડનો કિલ્લેદાર નિમાયો.

*(મઆષિરે આલમગીરી : ૧૯૬/૨૨૮)*

**રાવ બહાવસિંઘ હાડા :**

પિતા સત્રસાલ હાડા દારાશિકોહના હિમાયતી હતા, તો પણ પિતાના મૃત્યુ પછી જયારે રાવ બહાવસિંઘ આલમગીરી દરબારમાં આવ્યો તો તેને ત્રણ હજારી પદ અર્પણ કરવામાં આવ્યું. બુંદી ખાતેની જાગીર આપવામાં આવી. શુજાઅ વિરૂદ્ધ તથા શીવાજી વિરૂદ્ધ પણ પ્રસંશનીય કામગીરી બજાવી.

તોપખાનાનો સંચાલક રહયો. ઉશ્કેરણી છતાં બેવફાઈ ન કરી. નિઃસંતાન હતા એટલે તેમના અવસાન પછી ઔરંગઝેબે તેમના ભાઈ ભગવતસિંઘના પૌત્ર અનિરૂદ્ધસિંઘને તેના સ્થાને બેસાડયો. *(મઆષિરૂલ ઉમરા : ૨/૩૦૫)*

**વિજયસિંઘ :**

અંબેરના વાસી હતા. રાજ્યાભિષેકના ૪૪ મા વર્ષે પંચહજારી થયો. *(મ.આ.૪૨૪)*

**બસવંતરાય દક્ષિણી :**

૨૫ માં વર્ષે ચાર હજારી પદ મેળવ્યું. *(મ.આ.પૃ.૨૧૯)*

**વિક્રમસિંઘ ગ્વાલચરી :**

૧૮મા વર્ષે તેને સરપાવ, કેડે કટાર ઘોડો આપી થાનેદાર નિમાયો. અને આદેશ મળ્યો કે તે પોતાની સાથે અઢી હજાર પાયદળ લઈ જઈ શકે છે. *(મ.આ.પૃ.૧૪૧)*

**બદાજી :**

શીવાજીનો ભાઈ હતો. આલમગીર તરફથી બુદહ પાંચેગાંવનો થાનેદાર નિમાયો. ૪૮મા વર્ષે બે હજાર સવારનું પદ મળ્યું. *(મ.આ.પૃ.૪૮૦)*

**પરશુજી ભોંસલા :**

ખીલુજી ભોંસલાનો ભાઈ હતો. શાહજહાંકાળથી અધિકારી હતો. પહેલા દારાશિકોહની સાથે હતો. તો પણ તખ્તનશીની પછી આલમગીરે તેને વીસ હજારનું સાલિયાણું આપ્યું. જો કે નોકરી ન આપી. *(મઆષિરૂલ ઉમરા, ૩/૫૨૦)*

**પર્થીસિંઘ :**

જમ્મુનો જમીનદાર હતો. લોદી ખાન સાથે કાબૂલમાં તૈનાત હતો. *(મ.આ.પૃ.૩૩/૧૪૦)*

**બીરમદેવ સીસોદયા :**

રાણા અમરસિંઘનો પૌત્ર હતો. શાહજહાંકાળથી અધિકારી હતો. પહેલાં

દારાશિકોહ સાથે હતો. તો પણ આલમગીરે તેને શુજાઅ સાથે યુધ્ધ માટે મોકલ્યો. પછી દક્ષિણમાં નિમાયો. મથુરામાં પણ નિમાયો. આસામ યુદ્ધમાં પણ શામેલ રહયો.

**રાજરાય રોંડરમલ અફઝલ ખાની :**

શાહજહાંના કાળથી એક અધિકારી હતો. ઔરંગઝેબે અટાવહનો ફોજદાર બનાવ્યો.

**મહારાજ જસવંતસિંઘ રાઠોડ :**

શાહજહાં કાળનો અત્યંત સન્માનનીય અધિકારી હતો. તે વખતે છ હજારી પદે હતો. ઔરંગઝેબ વિરૂદ્ધ ધર્માવત યુદ્ધમાં દારાશિકોહ સાથે હતો. પરંતુ પરાજિત થતાં ઔરંગઝેબ પાસે પરત ફર્યો. ઔરંગઝેબે તેના સન્માનને સંપૂર્ણપણે યથાવત્ રાખ્યો, પરંતુ ખજવાના યુદ્ધમાં ફરી બેવફાઈ કરી અને દારાશિકોહ સાથે ષડયંત્ર રચ્યું, પરંતુ ઔરંગઝેબે દર વખતે તેને માફી આપી. જુદા જુદા સમયે તે ઔરંગઝેબ કાળમાં ગુજરાત, કાબૂલ અને જમશેદનો હાકેમ નિમાયો. *(મઆષિરૂલ ઉમરા : ૩/૬૦૨)*

**મિરઝા રાજ જેસિંઘ કછવાહા :**

મિરઝા રાજા માનસિંઘના પરપૌત્ર હતા. શાહજહાંકાળમાં જ સાત હજાર પદે હતો. સમુગઢની લડાઈમાં દારાશિકોહ સાથે હતો, પરંતુ પછી વફાદાર બની ગયો. કર વસૂલી માટે નિમાયો. શીવાજી વિરૂદ્ધ લડયો અને તેને દરબારમાં લાવી હાજર કરી દીધો. ઔરંગઝેબે તેના બદલારૂપે તેને ઉચ્ચ હોદ્દાથી નવાજ્યો. બીજાપુરના અભિયાનમાં પણ શામેલ હતો. તેનું જ્યારે મૃત્યુ થયું તો ઔરંગઝેબને બહુ આઘાત લાગ્યો. ત્યારપછી ઔરંગઝેબે તેના પુત્રોને દરેક રીતે નવાજ્યા.

*(મઆષિરૂલ ઉમરા, ૩/૫૬૮, મઆષિરે આલમગીરી ૪૫૦)*

આ વિગતને ટૂંકાવીને માત્ર નામ આપવા હોય તો ધીરાજ રાજા જેસિંઘ સવાઈ, રાવ દલપતસિંઘ બુંદેલા, દૂંદી રાવ, રાજા રાયસિંઘ રાઠોડ, રઘુદાસ ઝાલા, રાજા રામસિંઘ કછવાહા, રામસિંઘ હાડા, રઘુનાથસિંઘ સિસોદયા,

સાહુજી (સંભાજીનો પુત્ર), રાવ સવભુકરણ બુંદેલા, કાનહૂજી, કિશનસિંઘ, કિશોરદાસ, રાવ કિરણ બિકાનેરી, કિરતસિંઘ કછવાહા, ગોપાલસિંઘ ચંદ્રાવત, રાજા ગોપાલસિંઘ ગોળ, લાલચંદ, માંધાતા, માલુજી ભોંસલા, રાજા મહાસિંઘ ભદવર્ય, રાજા મનોહરદાસ, રાય મકરંદ, રાએ રાયાં તિલોકચંદ, રાએ રાયાં રઘુનાથ, રઘુનાથસિંઘ, મહકમસિંઘ મેરઠના નામો આપી શકાય એમ છે. આ બધા ઔરંગઝેબકાળના મહત્વના હોદેદારો હતા. જો મઆષિરે આલમગીરી તથા આલમગીર નામાની ઝિણવટપૂર્વક અભ્યાસ કરવામાં આવે તો હજુ બીજા હિંદુ હોદેદારોના નામો મળી આવશે. આ હકીકતોનો ઈન્કાર કોઈ મૂર્ખ માણસ જ કરી શકે એમ છે.

જનાબ ઐયુબખાન નજીબાબાદી સાહેબે પોતાના પુસ્તકમાં બીજા નામોનો વધારો કર્યો છે. તેનો પણ સમાવેશ કરી રહ્યા છે.

**હિંદુ હોદેદારો :**

સીવા ફલીયા, સોભાન રાય, ભાગુમલ વણજારા, બસવંતરાવ કની, બુદ્દાજી (શિવાજીના કાકાના દિકરા), રાજા ભીમ, મુક્તરાય, રાજા ઉદ્દતસિંઘ, ઈસવજી દક્કની, મન્કુજી, દોન્દેરાવ, રાજા કલ્યાણદાસ ભદરવીયા, રાઘુદાસ જાલા, પૃથ્વીસિંઘ, પૃથ્વીસિંઘ રાઠોડ, રાજા જસવંતસિંઘ બુંદેલી, છત્રમલ, રાજા આલમસિંઘ, ગીરધરદાસ સેસવીયા, રાય લાલચંદ, રાય મુકુંદરાય, રાજા માંધાતા, મુરલીધર, માનસીંગ હાદ્દા, હરીરાય, મહારાજા જસવંતસિંઘ (જોધપુરના રાજા), રાયરાયા, રાજા રઘુનાથદાસ, કુંવર રામસિંઘ, રાજા કિશનસિંઘ, રાજા જયસિંઘ સવાય, રાજા બજેસિંઘ, રાજા રાયસિંઘ રાઠોડ, રાજા ઈન્દ્રસિંઘ રાઠોડ, રાજા ભાવસિંઘ હાદ્દા, રાવ અનુરોધસિંઘ, જગતસિંઘ હાદ્દા, રામસિંઘ હાદ્દા, રાવકિરણસિંઘ રાઠોડ, રાજા સરૂપસિંઘ, રાવ શંભુકિરણ બુંદેલા, રાવ દિલીપસિંઘ બુંદેલા, રાજા ઈન્દ્રમન, રાજા સુબ્હાનસિંઘ, રાજા દુબેસિંઘ, રાણા રાજસિંઘ, રાણા જયસિંઘ, કુંવર ઈન્દ્રસિંઘ, સીંઘ બહાદુર, કુંવર બહાદુરસિંઘ, કુંવર પૃથ્વીસિંઘ, રાજા જયસિંઘ, રાજા રાયસિંઘ સીશુદયા, જહાંસિંઘ, રૂપસિંઘ (રાયસિંઘના પુત્રો), રાવ

અમરસિંઘ ચંદ્રાવત, રાવ મુહકમસિંઘ, રાવ ગોપાલસિંઘ સિસુદયા, રાજા રતનસિંઘ, રાજા રાજરૂપ, રાજા પહાડસિંઘ.

આ તો ફક્ત અમુક નામો નમુનારૂપી લખ્યા છે. હજુ સેંકડો નામો ઈતિહાસમાંથી શોધી શકાય છે. આ બધા તે નામો છે, જેમના હોદ્દા, કાર્યકુશળતા અને પ્રવૃત્તિઓ તથા ઔરંગઝેબની સલ્તનતમાં કયારે અને કયા હોદ્દા ઉપર બિરાજમાન થયા, વગેરેની વર્ષ, તારીખ સાથે સંપૂર્ણ વિગતો ઐતિહાસિક પુસ્તકોમાં મૌજુદ છે.

ઔરંગઝેબનું જ્યારે કાયદેસર શાસન શરૂ થયું, ત્યારથી તે રાજપૂત તથા હિન્દુ સરસેનાપતિઓથી સતત કામ લેતો રહયો. જદુનાથ સરકારે જ લખ્યું છે કે, મીર જુમ્લાના દેહાંત પછી આસામને વશ કરવા માટે ઔરંગઝેબે ૧૬૬૯માં રાજા રામસિંઘને મોકલ્યો. તે ત્યાં સાત વર્ષ સુધી રહયો અને નાની નાની અથડામણો દૂર કરતો રહયો. *(૩/૭૧)*

માલ્વામાં ભેલ્સ નજીક ઘટાકેરીના ભીલ રાજા ચક્રસેને બગાવત કરી, તો તેને કચડવા ભગવતસિંઘ હાડા પણ ગયો. *(પૃ.૨૨)* ૧૬૬૯માં અજમેર નજીક મીના જાતિએ વિદ્રોહ કર્યો તો રામસિંઘ ગોરેએ જઈને તેનો મુકાબલો કર્યો. *(પૃ.૨૩)* બીકાનેરનો રાજા રાવકિરણ ભૂર્તયે પહેલા બગાવત કરી, પરંતુ ૧૬૬૦માં જ્યારે બગાવત ખત્મ કરી નાંખવામાં આવી તો આલમગીરના દરબારમાં આવી ગયો. તેને ત્રણ હજારી પદ આપી દક્ષિણના અભિયાનમાં મોકલવામાં આવ્યો. *(૩/૨૬)*

રાજા ચમ્પતરાય બુંદેલાએ લૂંટમાર કરી અફરાતફરી મચાવી તો ૧૬૫૯માં ઔરંગઝેબે સજકરણ બુંદેલાને તેના ઈલાજ માટે મોકલ્યો. રાજા દલ્વીસિંઘ બુંદેલાને પણ પછી કુમક તરીકે મોકલ્યો. માલ્વાના જાગીરદારો અને સ્થાનિક સેનાએ પણ મદદ કરી. સાહેબરાય ઢેંઢેરાએ તેનો પીછો કર્યો. પછી તેણે જ તેનું માથું વાઢી લઈ શહેનશાહના દરબારમાં મોકલાવ્યું. પ્લામુના રાજા પ્રતાપરાય ચીરુએ કર આપવાનું બંધ કર્યું, તો યુધ્ધમાં મુંગેરના રાજા બહરોઝ મુઘલ સેનાની સાથે હતો. તે બહાદુરપૂર્વક લડયો. પ્રતાપરાય

ચીરુની હાર થતાં તેના વિસ્તારની જિમ્મેદારી સોનપુરાના રાજાઓ તથા હુસૈન આબાદના નવાબોને સોંપવામાં આવી.

ભત્રીજા છત્રસાલે કાકા રાયસિંઘ વિરૂદ્ધ ગાદી બાબતે ઝઘડામાં ઔરંગઝેબની મદદ માંગી, તો તેની મદદ કરવામાં આવી તથા તેની ગાદી તેને આપવામાં આવી.

૧૬૬૫માં કમાયું પર્વતમાળાઓનો રાજા બહાદુરચંદે બગાવત કરી, તો તેને કચડવા શ્રીનગરના રાજાએ શાહી સેનાને સાથ આપ્યો. અંતે રાજા બહાદુર ચંદે માફી માંગી દંડ આપવાનું સ્વીકાર્યું. અને પોતાના પુત્રને શાહી દરબારમાં મોકલાવ્યો. *(૩/૧૭–૪૨)*

જદુનાથ સરકારે સ્વીકાર કર્યું છે કે ઔરંગઝેબ રાજસિંહાસને બિરાજ્યા ત્યાર પછી નાણાં ખાતાનું સમગ્ર કામકાજ રાએ રાયાં રઘુનાથના હસ્તુ હતું, જે અત્યંત ઈમાનદાર તથા ખેડુતોનો હમદર્દ હતો.

મિર જુમ્લા પછી આસામના અભિયાન માટે ૧૬૬૭માં મિરઝા રાજા જેસિંઘના પુત્ર રાજા રામસિંઘને બહુ મોટા લશ્કર સાથે મોકલાવ્યા. *(૩/૧૮૭)*

૧૬૬૭માં યૂસુફ ઝઈ વિરૂદ્ધ સેના મોકલવામાં આવી તો તેમાં રાજપૂત સૈનિકો મોટી સંખ્યામાં શામેલ હતા. *(૩/૨૨૭)* ૧૬૭૩માં ખુશહાલખાં ખટક વિરૂદ્ધ લશ્કરી કાર્યવાહીમાં રાજા જસવંતસિંઘ પણ સાથે હતો. *(૩/૨૩૪)*

સતનામીઓનો ઉલ્લેખ સરકાર સાહબ એવી રીતે કરે છે જાણે કે તેઓ કોઈ ધર્મયુધ્ધ લડી રહયા હતા. પરંતુ સતનામીઓની બગાવત કચડવામાં ઔરંગઝેબના હિંદુ સેનાપતિઓ પણ શામેલ હતા. દા.ત. ખુદ સરકાર સાહેબે રાજા બિશનસિંઘ કછવાહાનો ઉલ્લેખ કર્યો છે. પછી એ પણ સ્વીકાર્યું છે કે, કછવાહા સતનામીઓ વિરૂદ્ધ ઘણી બહાદુરપૂર્વક લડયો, ત્યાં સુધી કે તેનો હાથી પણ જખ્મી થઈ ગયો. *(૩/૩૦૦)*

૧૬૭૮માં જસવંતસિંઘના દેહાંત પછી ઔરંગઝેબ અને મારવાડના રાજપૂતો વચ્ચે જે યુધ્ધો થયા તેને જદુનાથ સરકાર રાજપૂતોનું રાષ્ટ્રીય યુધ્ધ પુરવાર કરવા મથે છે. પરંતુ ખુદ તે યુધ્ધમાં ઔરંગઝેબના ઝંડા તળે જે

રાજપૂત સરદારો લડયા તેની અધુરી વિગતો જદુનાથ સરકારે બહુ દબાયેલ સ્વરે આપી છે. આ કોઈ ધર્મયુધ્ધ ન હતું, બલ્કે એક પ્રદેશની ગાદીની લડાઈ હતી. આ યુધ્ધમાં રાજપૂતોએ પૂરેપૂરી કૂટનીતિ અખત્યાર કરી હતી. આ વખતે રાજપૂતોએ ક્યારેક ઔરંગઝેબના પુત્ર શાહજાદા અકબરને બગાવત માટે તૈયાર કર્યો તો ક્યારેક સુલહ (સંધિ) કરી લીધી. પછી જ્યારે મોકો મળ્યો ત્યારે કરારભંગ કરી ફરી યુધ્ધે ચઢયા. આમ, આ ગેરિલા યુધ્ધનો ઈતિહાસ બહુ લાંબો છે. તેમાં દુર્ગાદાસ તથા અજીતસિંઘે બહુ ભૂંડી ભૂમિકા અદા કરી. જો કે જ્યારે જ્યારે તેઓએ સુલહ (સંધિ) માટે દરબારમાં હાજરી આપી, તેમને ઔરંગઝેબ દ્વારા નવાજવામાં કોઈ કમી કરવામાં ન આવી. જદુનાથ સરકારે જે વિગતો આપી છે તેનાથી સાબિત થાય છે કે અજીતસિંઘ વિગેરેએ આ યુધ્ધ દેશપ્રેમની ભાવનાથી લડયા ન હતા. બલ્કે પોતાનાં હિતો સાધવા આમ કરતા હતા. સરકાર સાહેબની વિગતો મુજબ જ રાજપૂત સરદારો છેલ્લે સુધી ઔરંગઝેબ સાથે રહયા.

રાજપૂતો શીવાજી વિરૂદ્ધ પણ લડયા. રાજા જેસિંઘે જેટલી સફળતા-પૂર્વક શીવાજી સાથે યુધ્ધ કર્યું તે ઔરંગઝેબકાળનું એક શાનદાર કારનામું છે. તેણે શીવાજીના બાવીસ કિલ્લાઓ જીતી લઈ મુઘલ શાસનમાં ભેળવી દીધા. તેણે જ શીવાજીને ઔરંગઝેબના દરબારમાં હાજર કરી દીધા. શીવાજી વિરૂદ્ધ બોરંદરા કિલ્લાનો જ્યારે તેણે ઘેરો ઘાલ્યો, તો તેની સાથે બીજા પણ એક ડઝન હિંદુ સેનાપતિઓ હતા. પરિણામે શીવાજીએ હથિયાર હેઠા મૂકયા. *(૪/૬૮–૭૬)*

આ જ રાજા જેસિંઘને બીજાપુરને અંકુશમાં લેવા માટે પણ મોકલવામાં આવ્યો. તો તેણે જેટલી ચાલાકીથી આ અભિયાન પાર પાડયું તેની પ્રસંશા ખુદ જદુનાથ સરકારે પણ કરી છે. તેણે દરબારમાં જે માન સન્માન મેળવી લીધું હતું, તેને સરકાર એક ઈતિહાસવિદના હિસાબથી અવગણી શકતા ન હતા. તેઓ લખે છે કે, "રાજા જયસિંઘ મુઘલ સલ્તનતના દરેક પ્રદેશમાં યુધ્ધ માટે જઈ આવ્યા હતા. તેઓ શાહજહાંકાળથી સક્રિય હતા. તેમને ભારત બહારના અભિયાન માટે પણ પ્રથમ હરોળના કમાન્ડર તરીકે

મોકલવામાં આવતા. ઔરંગઝેબકાળમાં તો તેમને સરસેનાપતિ બનાવવામાં આવતા રહયા. કોઈ વિકટ પરિસ્થિતિ આવી પડતી તો ઔરંગઝેબ તેમનાથી સલાહ-સુચન પણ લેતા હતા. તેઓ સૈનિક શક્તિ સહિત રાજકીય સૂઝ-બૂઝ પણ ધરાવતા હતા. *(શીવાજી એન્ડ હીઝ ટાઈમ્સ, પૃ.૧૦૬)*

શિવાજીએ કેટલીય વખત સતાવ્યા, તેની કડવાશ ઔરંગઝેબ સતત અનુભવતા રહયા. તો પણ શીવાજીએ જ્યારે સુલેહની પેશકશ કરી, તો રાજા જસવંતસિંઘની ભલામણ પર ઔરંગઝેબે તેને સ્વીકારી લીધી.

૧૬૭૦માં મોગલો અને મરાઠા વચ્ચે ફરી યુદ્ધ થયું. તો એક રાજપૂત સેનાપતિએ ઘણી જ બહાદુરીથી કોન્દાનાના કિલ્લાની રક્ષા કરી. તેમાં બાર હજાર રાજપૂતો ઔરંગઝેબની હિમાયતમાં લડતાં માર્યા ગયા. ઉત્તર કોંકણમાં મઘોલી કિલ્લાને મનોહરદાસે મરાઠાઓથી બચાવ્યો. *(૪/૧૭૬-૧૭૭)* જ્યારે મરાઠાઓ ઔરંગાબાદ પહોંચ્યા તો મુઘલો વતી બુંદેલાના રાજપૂત સરદાર સોભકરણ તથા તેના બહાદુર પુત્ર દિલીપરાવે મરાઠાઓનો મુકાબલો કર્યો. તે લડાઈમાં ચારસો મરાઠાઓ માર્યા ગયા. *(૪/૨૦૪)*

ઔરંગઝેબે અંબેરના રાજા બિશનસિંઘને મથુરાનો ફોજદાર નીમ્યો. અને ફરમાન મોકલાવ્યું કે જો તે જાટો પાસેથી 'સુનસાની' ઝૂંટવી લેશે તો એ વિસ્તાર તેની જાગીર થઈ જશે. રાજા બિશનસિંઘે આખરે સુનસાની પર કબ્જો મેળવી લીધો. જો કે તેમાં જાનની બહુ મોટી ખુવારી થઈ. બલ્કે તેણે એક બીજા જાટ પ્રદેશ સોગર ઉપર પણ આક્રમણ કર્યું. *(પૃ.૩૦૨)*

પહાડસિંઘે માલવામાં લૂંટમાર શરૂ કરી તો ઉદેપુર પહોંચી રાય મલુકચંદે તેનો મુકાબલો કર્યો. પહાડસિંઘ માર્યો ગયો. મલૂકચંદને તેના વળતરરૂપે ઔરંગઝેબ દ્વારા ''રાયે રાયાં''નો એક અત્યંત સન્માનનીય ઈલ્કાબ આપવામાં આવ્યો. પછી પહાડસિંઘના પુત્રોનો પણ તેણે મુકાબલો કર્યો. મલૂકચંદના દેહાંત પછી તેનો પુત્ર દરબારમાં પહોંચ્યો તો પિતા (મલૂકચંદ)ની સેવા ધ્યાનમાં લઈ તેને સારી જગ્યા (ઉચ્ચ સ્થાન) આપવામાં આવી. ત્યાર પછી પણ પહાડખાંના પુત્ર દેવીસિંઘ અને દોહિત્ર ગોપાસિંઘે

લૂંટમાર ચાલુ રાખી. પરંતુ અંતે તેઓ હારી ગયા. ત્યાર પછી ગોપાલસિંઘે (પહાડસિંઘનો દોહિત્ર) આગ્રાના ગવર્નર શાઈસ્તાખાં સમક્ષ આત્મસમર્પણ કર્યું, તો તેને પંચ્યાશી હજાર રોકડા નજરાણારૂપે તથા એક પદ આપવામાં આવ્યું. પછી સૈનિક સેવા માટે તેને કાબુલ મોકલવામાં આવ્યો. ૧૬૯૧માં પહાડસિંઘનો પુત્ર પણ ઔરંગઝેબના દરબારમાં પહોંચી ગયો. ૧૬૯૫માં ઔરંગઝેબે તેને દક્ષિણમાં મહેન્દ્રગઢનો કિલ્લેદાર બનાવ્યો. *(૫/૩૦૮)*

ઉપરોક્ત બધી વિગતો સર જદુનાથ સરકારના પુસ્તકમાંથી લીધી છે. તેનાથી સાબિત થાય છે કે, રાજપૂતો અને હિંદુઓ છેક છેલ્લે સુધી ઔરંગઝેબની હિમાયતમાં લડતા રહયા. જ્યાં ત્યાં બગાવતો થતી રહી, પરંતુ તે ઔરંગઝેબની ધાર્મિક નીતિ કે હિંદુઓની હેરાનગતીના કારણે ન હતી. બલ્કે આવી બગાવતો દરેક શાસનમાં થતી રહે છે. તેમાં હિંદુ મુસલમાનનો કોઈ પ્રશ્ન ન હતો. કારણ કે આ બધી બગાવતોને કચડવા માટે ઔરંગઝેબે પોતાની હિંદુ સૈનિકો તથા સેનાપતિઓને જ મોકલ્યા. હિંદુ બગાવતીઓ સાથે એવો જ વ્યવહાર કરવામાં આવ્યો, જેવો વ્યવહાર અફઘાનો, આફ્રીદીઓ, યૂસુફ ઝઈ અથવા દક્ષિણના મુસ્લિમ શાસકો સાથે કરવામાં આવ્યો. તો પણ સર જદુનાથ સરકાર ક્યાંક એવું લખે છે કે, રાજપૂતો ઔરંગઝેબની વિરૂદ્ધ હતા. *(૫/૩૭૩)* અને ક્યાંક એવું લખે છે કે, રાજપૂતો છેલ્લે સુધી ઔરંગઝેબની સાથે રહયા. ત્યાં સુધી કે રાજપૂત લશ્કરીઓએ એવી ફરિયાદ કરી હતી કે અમારી આવનારી પેઢી તમારી સેવાને લાયક નહીં રહેશે. કારણ કે અમે વર્ષોથી ઘરે ગયા નથી કે અમારા સંતાનોને યોગ્ય કેળવણી મળે.

બેધ્યાનીમાં તેઓ એમ પણ લખી ગયા કે, ‘‘ઉત્તર ભારતમાં શાંતિ સ્થપાય જવાના લીધે રાજપૂતો બેકાર થઈ ગયા હતા. અને બેરોજગારીથી પીડાતા હતા. એટલે તેઓ ક્યાં તો અંદર અંદર લડવા માંડયા, ક્યાં તો લૂંટમાર કરી જીવનનિર્વાહ ચલાવતા રહયા અથવા જાગીરો મેળવવા ધર્મપરિવર્તન કરવા લાગ્યા.’’

ઉપરોક્ત કથનથી તો એમ પુરવાર થાય છે કે, ઘણાં બધા રાજપૂતો ઔરંગઝેબની સેનામાં નોકરી પર મૌજૂદ હતા. આનાથી બળજબરી-પૂર્વક ધર્મપરિવર્તન વાળી વાતનો પણ છેદ ઉડી જાય છે. કારણ કે આ ધર્મપરિવર્તન જાગીરની લાલચમાં થતું હતું.

ઔરંગઝેબે પચાસ વર્ષ શાસન કર્યુ. તેના કાળમાં બગાવતો થઈ એ કાંઈ તાજ્જુબની વાત નથી, દરેક હકુમતમાં આવું થતું રહે છે. હા, ઔરંગઝેબ તેને કચડવામાં નિષ્ફળ નીવડયો હોતે તો તેને ખરાબ શાસક કહી શકાય એમ હતું, પણ ખુદ જદુનાથ સરકારના કથનાનુસાર તેની કેન્દ્રીય સત્તાનું માળખુ માત્ર તેના કાળમાં જ નહીં, તેની વફાતના પાંત્રીસ વર્ષ સુધી સલામત રહયું. તેમાં કોઈ તબ્દીલી (પરિવર્તન) ન આવી. *(ફોલ ઓફ ધી મુઘલ એમ્પાયર : ૧/૨)* એટલે જદુનાથ સરકારને પણ કમને સ્વીકારવું પડયું કે, ‘‘તે (ઔરંગઝેબ) પોતાની વિચક્ષણ બુધ્ધિમત્તા, સ્વચ્છ ચારિત્ર્ય અને કારનામાઓના કારણે એશિયાના સર્વશ્રેષ્ઠ શાસકો પૈકી એક હતો.’’ *(૫/૧)*

સ્વયં જદુનાથ સરકારે જે માહિતી આપી છે, તેને લક્ષમાં લઈ કોઈ પણ ઈતિહાસકાર એમ કહેવાનો અધિકાર ધરાવે છે, કે રાજપૂતો માત્ર પોતાના સ્વાર્થ ખાતર લડયા. ક્યારેક ઔરંગઝેબ સાથે રહેતા તો ક્યારેક ઔરંગઝેબની સામે થઈ જતા હતા. અંદરોઅંદર પણ તેઓ આટલા જ લડયા. ઔરંગઝેબે તેમની કમજોરીથી ફાયદો ઉઠાવ્યો. જો ઔરંગઝેબ મંદિરોને જ તોડતો રહયો હોત તો તેના શાસનના આ ‘‘હનુમાનો’’ તેના તખ્તોતાજને ક્યારનાય જલાવીને ભસ્મીભૂત કરી નાંખતે. પરંતુ આમ નહીં થયું. અને તે સફળતાપૂર્વક છેલ્લે સુધી રાજ કરતા કરતા મર્યા. તેમની વફાતને સદીઓ થઈ ગઈ. આજે જદુનાથ સરકાર જેવા લોકો તેમને ખરાબ ચિતરવા મથી રહયા છે. છતાં તેમને લખવું પડે છે કે, ‘મુઘલ શાસકોમાં અકબર પછી સૌથી શક્તિશાળી શાસક ઔરંગઝેબ હતા.’ ખુદ જદુનાથ સરકારે ઉલ્લેખ કર્યો છે કે, ઔરંગઝેબે એવો આદેશ આપ્યો હતો કે મધ્યમ માર્ગના ઉલ્લંઘનથી દુનિયા તથા આખિરત બન્ને ખરાબ થાય છે. તેની માન્યતા હતી કે શાસન કરતી વખતે ન્યાય તથા ઉપકાર જરૂરી બાબતો છે.

તેમજ એ કે નાના-મોટા સાથે પ્રેમપૂર્વક વર્તન ખુદાનો આદેશ છે.

*(મુઘલ એડમિનિસ્ટ્રેશન, ૧૯૭-૨૧૩, જદુનાથ સરકાર)*

જો ઔરંગઝેબ રાજધર્મને પાળતા ન હોતે તો તેઓ પચાસ વર્ષ સુધી દેશ પર રાજ ન કરી શકતે.

જદુનાથ સરકાર ક્યાંક એવું લખે છે કે, મુસ્લિમો અહીં આવ્યા તો અહીંના મુખ્ય પ્રવાહમાં ભળી ગયા *(મુઘલ એડમિનીસ્ટ્રેશન, પૃ. ૨૪૬–૪૮)* અને ક્યાંક લખે છે કે, તેઓ અહીંના મુખ્ય પ્રવાહથી અળગા રહયા.

ક્યાંક તેઓ મુઘલ શાસનને લૂંટારાઓનું શાસન કહે છે. તો ક્યાંક એવું લખે છે કે, મુઘલોના શાસનકાળમાં સમગ્ર ભારતવર્ષ એક તાંતણે બંધાય ગયું. ભાષા, વ્યવસ્થા, ચલણમાં ઘણીખરી એકરૂપતા આવી. સૈનિકો કે વ્યાપારીઓ એક રાજ્ય કે શહેરમાંથી બીજા રાજ્ય કે શહેરમાં જતા, તો તેમને અજાણ્યું ન લાગતું. બધું પરિચિત લાગતું હતું. *(મુઘલ એડમિનીસ્ટ્રેશન, પ્રકરણ તેરમું, પૃ. ૨૩–૩૯)* શું લુંટારૂઓ આવું શાસન કરી શકે છે ?

## ❁ મુસ્લિમોની ભારતને દસ ભેટો ❁

જદુનાથ સરકારે પોતાની કૃતિ હિસ્ટ્રી ઓફ ઔરંગઝેબનો પાંચમો ભાગ ૧૯૨૫માં પુરો કર્યો. કદાચ આટલા ભાગો લખ્યા પછી તેમને લાગ્યું હશે કે તેમણે ઈસ્લામ પર જે હુમલાઓ પોતાના લખાણમાં કર્યા છે તે સાચા નથી, બલ્કે ખોટાં છે. એટલે ૧૯૨૯ના ''હિન્દુસ્તાન રિવ્યુ''માં ''ઈસ્લામ ઈન ઈન્ડીયા''ના શિર્ષકથી એક લેખ લખ્યો. તેમાં તેમણે પોતાની પૂર્વગ્રહયુક્ત છાપને સુધારવાની કોશિશ કરી છે. તેમાં થોડીક વિગતથી ઈસ્લામ તથા મુસ્લિમોના અહેસાનો-ઉપકારો ગણાવ્યા છે. લખે છે : હવે પ્રશ્ન એ છે કે, મુસ્લિમોએ પોતાના સમયકાળમાં ભારતને શું શું આપ્યું ? અમારા મતે તે દસ બાબતો છે.

- મુસ્લિમોએ ભારતના સબંધો બહારની દુનિયા સાથે બંધાવ્યા. જેના કારણે સમુદ્ર રસ્તે થતા વ્યાપારને નવેસરથી વેગ મળ્યો. ભારતમાં ચાલૌક્ય શાસનના ખાત્મા પછી આ બન્ને બાબતો બિલ્કુલ ભૂલાય ગઈ હતી.

- ભારતના ઘણાંખરા વિસ્તારોમાં, ખાસ કરીને વિંધ્યાચલના ઉત્તરે શાંતિ સ્થપાઈ.
- એક પ્રકારની શાસન વ્યવસ્થાના કારણે સમગ્ર દેશમાં એકસૂત્રતા આવી.
- ધાર્મિક મતભેદ છતાં ઉપલા વર્ગની રહેણી કરણી, વેશ પહેરવેશ તથા સામાજિક બાબતોમાં સમરૂપતા પેદા થઈ.
- ભારતીય તથા ઈસ્લામી શૈલીના સંયોજનથી એક સંયુક્ત કળા વિકસી. જેમાં ચીની કળાના પણ અંશો ભળ્યા. એટલે સ્થાપત્યમાં એક નવી શૈલી ઉભી થઈ. ઉચ્ચ પ્રકારના ઉદ્યોગો ફૂલ્યા ફાલ્યા.
- એક જ ભાષા ઉત્પન્ન થઈ, જે હિંદુસ્તાની કે 'રેખતા'ના નામે ઓળખાઈ. (આજે તેને ઉર્દૂ કહેવામાં આવે છે.) ગદ્ય લેખનમાં એક સરકારી શૈલી વિકસી. જેનો પાયો તે હિંદુ મુન્શીઓએ નાંખ્યો, જે ફારસી લખ્યા કરતા હતા. તે શૈલી મરાઠાઓએ પણ પોતાની ભાષામાં પ્રચલિત કરી.
- દિલ્હીના સ્થિર શાસનના કારણે જ્યારે શાંતિ સ્થપાઈ. અને સમૃધ્ધિ આવી તો ભારતીય ભાષાઓના સાહિત્યની પણ પ્રગતિ થઈ.
- ધર્મ ક્ષેત્રે એકશ્વરવાદનો વિચાર ફરી સ્પષ્ટ થયો. અધ્યાત્મતા (રૂહાનિય્યત)નો ફેલાવો થયો.
- ઈતિહાસલેખનની શરૂઆત થઈ.
- યુદ્ધકળા વિકસી. સભ્યતાના અન્ય વિભાગો પણ ફૂલ્યા ફાલ્યા.

## ❋ હિંદુઓ તથા મંદિરો સાથેનો વ્યવહાર ❋

શ્રી બી. એન. પાંડે (ભૂતપૂર્વ ગવર્નર ઓરિસ્સા) પોતાના લાંબા સંશોધનપૂર્ણ લેખમાં જણાવે છે કે, ૧૯૪૮–૧૯૫૩ દરમિયાન જ્યારે હું ઈલ્હાબાદ મ્યુનિસિપાલિટીનો ચેરમેન હતો તો મારી પાસે એક જમીન સંપાદન સુધારાનો કેસ આવ્યો. આ વિવાદ એક જમીન માટે હતો. જે સોમેશ્વરનાથ મહાદેવ મંદિર માટે દાન કરવામાં આવી હતી. મંદિરના મહંતના દેહાંત પછી તે જમીનના બે પક્ષો દાવેદાર થયા હતા. દાવેદારો

પૈકી એકે કેટલાક એવા દસ્તાવેજો રજૂ કર્યા જે તેના કુટુંબના કબ્જામાં હતા. અને તે એ ''ફરમાન'' સ્વરૂપે હતા, જે ઔરંગઝેબે જારી કર્યા હતા. ઔરંગઝેબે જમીનનો ખાસ્સો મોટો ભાગ અને કેટલાક રોકડા રૂપિયા આ શર્તે મંદિરને દાનમાં આપ્યા હતા કે, તેનાથી મળનારી આવકનો ઉપયોગ દેવતાને ચઢાવવા તથા પૂજા માટે કરવામાં આવશે.

*(બી. એન. પાંડે, આગળનો હવાલો, લેકચર્સ સીરીઝ II, પૃ-૧૨/૧૩)*

ઔરંગઝેબે જારી કરેલા મંદિરો માટે જમીન વકફ કરતાં અનેક ફરમાનો ૧૬૫૯ થી ૧૬૮૫ વચ્ચેના મળી આવ્યા છે. *(હાઈકોર્ટ પેરિસ, ૧૯૩૪, પૃ-૧૪)* ઉત્તર ભારતના કેટલાક ગુરૂદ્વારાઓ પાસેથી પણ જમીનો વકફ કરવા સંબંધી ઔરંગઝેબના ફરમાનો મળી આવ્યા છે. *(આગળનો હવાલો)*

'બનારસ ફરમાન'ના નામથી ખ્યાત એક ફરમાન વાંચવાથી માલુમ પડે છે કે, બનારસના ગૌરી મહોલ્લાના રહેવાસી એક બ્રાહ્મણ પરિવાર માટે આ ફરમાન બહાર પાડવામાં આવ્યું હતું. જેની સંપૂર્ણ વિગતો પહેલી વખત ૧૯૧૧માં જર્નલ ઓફ ધી રોયલ એશિયાટિક ઓફ બંગાલમાં પ્રગટ થઈ. ૧૦ માર્ચ ૧૬૫૯ ઈ.સ.ના દિવસે અપાયેલ આ ફરમાન મુજબ એક મુસલમાન કોઈ હિંદુ મંદિર તોડી ત્યાં બગીચો (પાર્ક) બનાવવા માંગતો હતો, પરંતુ ઔરંગઝેબે તેને આમ કરતાં અટકાવી દીધો. *(આગળનો હવાલો)*

કેટલાક બીજા ફરમાનોના અભ્યાસથી જાણવા મળે છે કે ઔરંગઝેબ એ વાત માટે પ્રયત્નશીલ હતા કે બનારસના હિંદુઓ સુખશાંતિથી જીવન વિતાવે. એક ખાસ મોકા પર જ્યારે મહારાજા ધીરાજ રાજા રામસિંઘે એક દરખાસ્ત ઔરંગઝેબને મોકલાવી કે ગંગા નદીના તટ પર ભગવત ગોસાંઈ નામી ધાર્મિક પુજારી માટે (આપના) પિતાના કાળથી જ એક મકાન બાંધવામાં આવ્યું હતું. પરંતુ હવે કેટલાક મુસ્લિમો ગોસાંઈને હેરાન કરી રહ્યા છે. તો ઔરંગઝેબે સંબંધિત અધિકારીઓને નોટીસ મોકલાવી કે ગોસાંઈને હેરાન કરશો તો સજાને પાત્ર ઠરશો. તેમણે એવી સલાહ પણ આપી કે હિંદુ ધર્મ અને હિંદુઓ વચ્ચે સુખશાંતિનું વાતાવરણ સર્જવા કે બાકી રાખવામાં બધા મુસ્લિમો સહકાર આપે. *(આગળનો હવાલો : પૃ-૧૫/૧૬)*

૧૯૩૪ના ઈલ્હાબાદ હાઈકોર્ટના એક કેસના કાગળો વાંચવાથી જાણવા મળે છે કે ઔરંગઝેબ મુસ્લિમો દ્વારા કરવામાં આવેલ જમીનો પર ગેર-કાનૂની કબ્જાના વિરોધી હતા. બનારસના રહેવાસી જગમલ તથા અર્જુનમલે આ બાબતે એક અરજી આપી કે બનારસના એક મુસલમાન નઝીર બેગે તેમના પાંચ મકાનો પર ગેરકાયદેસર કબ્જો કરી લીધો છે. આ સંબંધે ઔરંગઝેબે ૧૬૭૫ ઈ.સ.માં એક ફરમાન પાઠવ્યું કે જો અર્જુનમલ તથા જગમલની વાત સાચી હોય તો નઝીરબેગને કોઈપણ સંજોગોમાં ઘરમાં પ્રવેશવા દેવામાં નહીં આવે. *(આગળનો હવાલો)*

હું અસમંજસમાં પડી ગયો. અંદાજો એ હતો કે આ ફરમાનો ઉપજાવી કાઢેલા હશે. મને આશ્ચર્ય એ વાતે પણ હતું કે ઔરંગઝેબ, જેને મંદિરોને તોડવા માટે ખ્યાતિ મળી હતી, તે મંદિરોને જાગીર અર્પણ કરવા વિશે કેવી રીતે આદેશ આપી શકતો હશે ?

ફરમાનનું લખાણ આ મુજબ હતું કે, ''આ જાગીર, પૂજા અને દેવતાઓના ભોગ માટે અર્પણ કરવામાં આવી રહી છે.'' મને એ પ્રશ્નએ પરેશાન કરી દીધો હતો કે ઔરંગઝેબ પોતાની ઓળખ વિરૂદ્ધ જઈ મંદિરોને કેવી રીતે સહાય આપતો હશે ? મને વિશ્વાસ હતો કે આ દસ્તાવેજો અસલી નથી. પરંતુ કોઈ નિર્ણય પર આવતાં પહેલાં મને ઠીક લાગ્યું કે, હું ડો. તેજબહાદુર સપ્રુ પાસેથી સલાહ લઈ લઉં, જેઓ ફારસી તથા અરબીના મોટા વિદ્વાન હતા. મેં કાગળો તેમની સામે મૂકી સલાહ આપવાની વિનંતી કરી. દસ્તાવેજોના નિરીક્ષણ પછી ડો. સપ્રુએ કહયું કે, ઔરંગઝેબના આ ફરમાનો બિલ્કુલ અસલી છે. પછી તેમણે પોતાના મુન્શી પાસે વારાણસીના જંગમેરી શીવા મંદિરના કેસની ફાઈલ મંગાવી, જેની અનેક અપીલો ઈલ્હાબાદ હાઈકોર્ટમાં પાછલા પંદર વર્ષથી સુનાવણી હેઠળ છે. જંગમેરી શીવા મંદિરની પાસે મંદિરને જાગીર અર્પણ કરવા સંબંધી ઔરંગઝેબના અન્ય બીજા પણ ફરમાનો હતા.

ઔરંગઝેબનું આ નવું ચિત્ર જ્યારે મારી સમક્ષ આવ્યું તો મને ઘણું આશ્ચર્ય થયું. ત્યારપછી ડો. સાહબના અંગુલિનિર્દેશ મુજબ મેં અનેક

મહત્વપૂર્ણ મંદિરોના મહંતોને પત્રો લખ્યા કે જો તેમની પાસે તેમના મંદિરોને જાગીર આપવા સંબંધી ઔરંગઝેબના કોઈ ફરમાન હોય તો મને તેની ફોટોકોપી મોકલવામાં આવે. મને ઘણો જ અચંબો તથા તાજ્જુબ જેવુ લાગ્યુ. અને મારા આશ્ચર્યનો પાર ન રહયો. જ્યારે મને મોટા મોટા મંદિરો દા.ત. મહાકાલેશ્વર મંદિર (ઉજ્જૈન), બાલાજી મંદિર (ચિત્રકૂટ), ઉમાનંદ મંદિર (ગૌહાટી), જૈન મંદિર (શૈત્રુંજ્ય) અને બીજા અનેક મંદિરો અને ગુરૂદ્વારાઓ (જે ઉત્તર ભારતમાં વિખરાયેલા છે) તરફથી ઔરંગઝેબના ફરમાનોની નકલ મળી. આ ફરમાનો ૧૦૬૫ હિ.સ. થી ૧૦૯૧ અર્થાત્ ૧૬૫૯ થી ૧૬૯૫ ઈ.સ. વચ્ચે આપવામાં આવ્યા હતા.

ઉપરોકત દાખલાઓથી હિંદુ મંદિરો પ્રત્યે જ્યાં ઔરંગઝેબની સખાવત પુરવાર થાય છે ત્યાં જ એ પણ સાબિત થાય છે કે ઈતિહાસકારોએ તેના વિશે જે કાંઈ લખ્યું છે તે પૂર્વગ્રહના કારણે લખ્યું છે. તે ચિત્રની માત્ર એક બાજુ હતી. ભારત એક વિશાળ દેશ છે. જ્યાં હજ્જારો મંદિરો ઠેર ઠેર જોવા મળે છે. મને વિશ્વાસ છે કે જો પુરતું સંશોધન કરવામાં આવે તો આવા બીજા પણ ઉદાહરણો મળી આવશે. જે એ વાતની સાબિતી હશે કે બિનમુસ્લિમો પ્રત્યે ઔરંગઝેબ કેટલા ઉદારદિલ હતા.

ઔરંગઝેબના ફરમાનોના સંશોધન દરમિયાન મારી મુલાકાત જનાબ જ્ઞાનચંદ્ર અને ડો. પી. એલ. ગુપ્તા સાથે પણ થઈ. જેઓ પટના મ્યુઝિયમના માજી સંચાલક હતા, અને જે ઔરંગઝેબ વિશે ઐતિહાસિક મહત્વ ધરાવતું સંશોધન કરી રહયા છે. મને એ જાણીને ખુશી થઈ કે સત્ય શોધક એવા કેટલાક બીજા સંશોધકો પણ છે જે પોતાની રીતે સંપૂર્ણ કોશિશ કરી રહયા છે કે ઔરંગઝેબના ચિત્ર પરથી બદનામીના એ ડાઘા દૂર કરી દેવામાં આવે, જે પૂર્વગ્રહથી પીડાતા ઈતિહાસવિદોએ લગાવ્યા હતા, લગાવ્યા છે. જેનો એક શાયરે આ પ્રમાણે વ્યકત કર્યો છે :

તુમ્હે લે દે કે સારી દાસ્તાંમે બસ યાદ હે ઈત્ના કે
આલમગીર હિંદુકુ શ થા, ઝાલિમ થા, સિતમગર થા

ઔરંગઝેબને બદનામ કરવા માટે જે ફરમાનને આધાર બનાવવામાં આવે છે, તે બનારસ ફરમાનની હકીકત એ છે કે જુના મંદિરોના મહંતોની કામગીરીમાં દખલગીરી કરવા કેટલાક અસંતુષ્ટો નવા નવા મંદિરો બંધાવતા હતા. ઔરંગઝેબે આવા નવા મંદિરો બાંધવા પર પાબંદી ચાલુ રાખી હતી. (ચાલુ રાખી હતી નો અર્થ એ છે કે, આ કાનૂન શાહજહાંકાળથી ચાલ્યો આવતો હતો.) તેમજ તેમણે આવા ગેરકાયદેસર નવા બંધાયેલા મંદિરોને તોડી પાડવાના પણ આદેશ આપ્યા હતા.

શાહજહાંના સમયમાં એક બનાવ બન્યો હતો કે, એક જગ્યાએ બે પૂરાણા મંદિરો હતા. અમુક હિંદુઓએ ત્રીજુ મંદિર બાંધવાનું શરૂ કર્યુ. જેને લઈ ત્યાંના હિંદુઓમાં આપસમાં ઝઘડો થયો. જ્યારે શાહજહાંને ખબર પડી તો તેમણે ઝઘડો દૂર કરવા માટે સરકારની પરવાનગી વગર નવુ મંદિર બાંધવા માટે પાબંદી લગાવી દીધી. તે જ હુકમ ઔરંગઝેબના સમયમાં પણ જારી રહયો. બનારસ ફરમાનમાં તે જ આગલી હુકમની બહાલી છે. કોઈ નવો હુકમ લગાવ્યો નથી. એક અન્ય ફરમાનથી જાણવા મળે છે કે ઔરંગઝેબ હૃદયપૂર્વક એમ ઈચ્છતા હતા કે હિંદુઓ સુખચેનથી રહે.

આ ફરમાન ઔરંગઝેબે ૧૦ માર્ચ ૧૬૫૯ના બનારસના સ્થાનિક સરકારી હોદેદારના નામે જારી કર્યો. જે એક બ્રાહ્મણના કેસ કરવાને લઈ કર્યો. આ કેસમાં તે બ્રાહ્મણે જે ત્યાંના સ્થાનિક મંદિરનો વહીવટકર્તા હતો. અને તેને અમુક લોકો સતાવી રહ્યા હતા તેમની શિકાયતો કરી હતી. તે શિકાયતો દૂર કરવા માટે અને ખાસ કરીને બ્રાહ્મણોનો ખ્યાલ રાખવા માટે જે ફરમાન જારી કર્યુ હતું.

ગોલકુંડાની જામે મસ્જિદ પણ તેમણે તોડી પાડી. કારણ કે ત્યાંના શાસક તાનાશાહે એ હરકત કરી કે શાહી કર તો ઉઘરાવ્યો, પરંતુ તેને દિલ્હી દરબારમાં જમા ન કરાવ્યો. થોડાક જ વર્ષોમાં આ રકમ કરોડોને આંબી ગઈ. તાનાશાહે આ ખજાનો જમીનમાં દાટી દઈ તેની ઉપર જામે મસ્જિદ બાંધી દીધી. જ્યારે ઔરંગઝેબને આની જાણ થઈ ત્યારે તેમણે તેને તોડી પાડવાનો આદેશ આપ્યો અને દફન કરેલો ખજાનો કબ્જામાં લઈ લોક

કલ્યાણના કામોમાં ખર્ચ કર્યો.

બી. એન. પાંડેના કહ્રાનુસાર તેમની સરકારની નીતિ મુજબ તેમણે હિંદુ મંદિરો તથા મઠો માટે ખર્ચાઓ નક્કી કરી આપ્યા. *(બી. એન. પાંડે-ખુદાબખ્શ મેમોરિયલ એન્યુઅલ લેકચર્સ / ધી વેશનવઝ્ ઓફ પંડોરા-ગ્રેવાલ / બી. એન. ગોસ્વામી-સેન્ટ ઓફ એડવાન્સ સ્ટડીઝ, શિમલા)* ઈલ્હાબાદ સ્થિત સોમેશ્વરનાથ મહાદેવ મંદિર તથા મહેશ્વરનાથના પૂંજારીઓ માટે બનારસમાં કાશી વિશ્વનાથનું મંદિર, ચિત્રકૂટનું બાલાજી મંદિર, ગૌહાટીનું ઉમાનંદ મંદિર, શૈત્રુંજયમાં જૈન મંદિર, ઉત્તર ભારતમાં આવેલ અનેક મંદિરો તથા ગુરૂદ્વારો માટે ઔરંગઝેબે જાગીરો વકફ કરી હતી.

*(બી. એન. પાંડે, ખુદાબખ્શ મેમોરિયલ એન્યુઅલ લેકચર્સ, પટના, ૧૯૮૬)*

બનારસના કાશી વિશ્વનાથ મંદિરને તોડવાનો આક્ષેપ ઔરંગઝેબના માથે થોપવામાં આવ્યો છે, પરંતુ આજ સુધી તેનો કોઈ સમકાલીન પુરાવો સાંપડયો નથી, જેનાથી ઔરંગઝેબ દ્વારા ઉક્ત મંદિર તોડવાનું સાબિત કરી શકાય. હિંદુ રાજાઓએ અનેક હિંદુ મંદિરો તોડયા છે, પરંતુ તેના પર કોઈ ખાસ ટીકા કરવામાં આવી નથી. પ્રશ્ન એ થાય છે કે આખર બનારસ તથા મથુરાના મંદિરો તોડવાની વાતો જ કેમ કરવામાં આવે છે ? શું ભારતના અન્ય ભાગોમાં મોટા મોટા મંદિરો ન હતા ? દક્ષિણ ભારત મોટા તથા મહત્વપૂર્ણ મંદિરો માટે આજે પણ વિશ્વભરમાં પ્રખ્યાત છે. (તો ત્યાંના કોઈ મંદિર કેમ ઔરંગઝેબે ન તોડયા ?) બીજો પ્રશ્ન એ છે કે ઔરંગઝેબ તો વિરોધીઓના કહ્રા મુજબ એક કટ્ટર મુસલમાન હતો, તો શું મંદિર તોડીને તેની જગ્યાએ મસ્જિદ બાંધવાની શરીઅત પરવાનગી આપે છે ? શરીઅતમાં તો તેની સ્પષ્ટ શબ્દોમાં મનાઈ ફરમાવવામાં આવી છે. આ મુદ્દો પણ ધ્યાનપાત્ર છે કે મોઘલ બાદશાહો પાસે શું જગ્યાની ટાંચ (કમી) હતી કે તેમના માટે મંદિર તોડી તોડી મસ્જિદો બાંધવી જરૂરી હતી. વાસ્તવિકતા તો એ છે કે ઔરંગઝેબ નવી નવી મસ્જિદો બાંધવાના શોખીન જ ન હતા. તેમના શાસનકાળમાં તો વધારે પડતું મસ્જિદોની મરામતનું જ કામ થયું છે.

લગભગ સમગ્ર ભારત ઔરંગઝેબના શાસન હેઠળ રહયું, તો પણ હિંદુ ધર્મ તેની આગવી ઓળખ સહિત બાકી રહયો. ઔરંગઝેબ ચોક્કસ જ આ હકીકત જાણતા હતા કે હિંદુ ધર્મને ઠેસ પહોંચાડી તેના માનનારાઓની ખફામરજી વહોરવી મુનાસિબ નથી. માત્ર આ કારણસર જ તેમના સમય-કાળમાં વધુ પ્રમાણમાં મંદિરોનું ધાર્મિક પાવિત્ર્ય બાકી રહયું.

ઉપરોક્ત બાબતોને ધ્યાનમાં રાખી ઔરંગઝેબના શાસનકાળ તથા તેના ધાર્મિક દ્રષ્ટિકોણને સમજવો પડશે. બનારસના કાશી વિશ્વનાથ મંદિરને તોડવાના સંબંધે પી. સીતારામ નાથે અત્યંત મહત્વપૂર્ણ પુરાવો રજૂ કર્યો છે. (જુઓ ધી ફીદર્સ એન્ડ ધી સ્ટોન્સ-પી. સીતારામ) જેની નોંધ બી. એન. પાંડેએ પણ પોતાના લેખમાં લીધી છે. (બી. એન. પાંડે ખુદાબખ્શ મેમોરિયલ એન્યુઅલ લેકચર્સ, પટના, ૧૯૮૬) તેઓએ લખ્યું છે કે, કચ્છની આઠ મહારાણીઓ કાશી વિશ્વનાથ મંદિરમાં દર્શનાર્થે ગઈ. તેમાંથી એક સુંદર રાણીનું મહંતોએ અપહરણ કરી લીધું. કચ્છના રાજાએ આ ઘટનાની જાણ ઔરંગઝેબને કરી. પહેલાં તો ઔરંગઝેબે એમ કહી વાત ટાળી દીધી કે આ હિંદુઓનો આંતરિક મામલો છે. અને આમાં તે કોઈ પગલાં લે તો એ બરાબર ન કહેવાશે, પરંતુ કચ્છના રાજાએ ઘણા કાલાવાલા કર્યા તો ઔરંગઝેબે કેટલાક હિંદુ સૈનિકોને ઘટનાની તપાસ અર્થે મોકલ્યા. તે સૈનિકોને મહંતના માણસોએ ધાકધમકી આપી માર મારી ભગાડી મૂકયા. ઔરંગઝેબ પોતાના સૈનિકો સાથેના આ વર્તાવથી ગિન્નાયા. તેમણે બીજી વખત કેટલાક ઉચ્ચ હોદેદાર સૈનિકોને ઘટના પાછળની હકીકત જાણવા માટે મોકલ્યા, પરંતુ આ વખતે પણ મંદિરના પૂજારીઓએ બરાબર સામનો કર્યો. મુઘલ સૈનિકોએ પણ મુકાબલો કર્યો. મંદિરની અંદર સૈનિકો તથા પૂજારીઓ વચ્ચે થયેલી આ અથડામણના કારણે મંદિર ધરાશયી થયું અને અથડામણની સ્થિતિમાં આમ હોવું શકય છે. સૈનિકો જ્યારે અંદર પ્રવેશી ગયા તો તેમણે અપહૃત રાણીની શોધ આદરી. શોધખોળ દરમિયાન વિશેષ દેવતા (મહાદેવ)ની પાછળ એક સુરંગ મળી આવી. જ્યાંથી માથું ફાડી નાખતી દુર્ગંધ આવતી હતી. બે દિવસ સુધી દવા છાંટી તે દુર્ગંધ દૂર કરવામાં આવી.

આ દરમિયાન ત્યાં સતત ચોકી પહેરો રાખવામાં આવ્યો. ત્રીજા દિવસે સૈનિકોએ સુરંગમાંથી કહોવાયેલી અનેક સ્ત્રીઓની લાશો કાઢી. કચ્છની લાપતા રાણીની લાશ પણ મળી આવી જે નગ્નાવસ્થામાં હતી. અને સામુહિક બળાત્કારના કારણે મૃત્યુ પામી હતી. મોટા પૂજારીની ધરપકડ કરવામાં આવી. અને તેને સખત સજા ફટકારવામાં આવી.

હૈદરાબાદના સાલારજંગ મ્યુઝિયમમાં રાખેલ એક રેકોર્ડ (નોંધ)ના અભ્યાસથી જાણવા મળે છે કે દખ્ખણની બગાવતોને કચડવા માટે ઔરંગઝેબ થોડાક દિવસો માટે ત્યાં રોકાયા હતા. તે દરમિયાન નજીકના એક ગામડાના એક બ્રાહ્મણ પરિવારને ત્યાંથી શિવલિંગ ચોરાય ગયું. લોકોને તે બ્રાહ્મણની આજુબાજુમાં રહેતા કેટલાક મુસ્લિમ પરિવારો પર શંકા હતી. શિવલિંગના દર્શન કર્યા વગર તે બ્રાહ્મણ કશું પણ ખાતો-પીતો ન હતો. એ કારણે તેની હાલત મરવા જેવી થઈ ગઈ હતી. આ વાતની જાણ તેની પત્ની દ્વારા જ્યારે ઔરંગઝેબને થઈ તો તેમણે સ્થાનિક અધિકારીઓને આદેશ આપ્યો કે, ચોવીસ કલાકની અંદર અંદર આ બ્રાહ્મણ પરિવારને શિવલિંગ મળી જવું જોઈએ. નહીંતર આખા ગામને સજા ફટકારવામાં આવશે. ઉક્ત રેકોર્ડના અંતે એ સ્પષ્ટતા કરવામાં આવી છે કે તે શિવલિંગ પેલા બ્રાહ્મણને મળી ગયું.

શ્રાવક સંપ્રદાયના સીતાદાસ જૌહરી માટે ઔરંગઝેબે ૧૬૬૦ ઈ.સ.માં નસાર અને આબુજીની પહાડીઓ પણ દાન કરી. તેમણે પોતાના તાબાના અધિકારીઓને ભારપૂર્વક આદેશ આપ્યો કે આ પહાડીઓની આવકમાંથી કોઈ વેરો વસૂલવામાં નહીં આવે અને કોઈપણ શત્રુ રાજાને તેના પર કબ્જો કરવા દેવામાં નહીં આવે. *(વ્હી પંકજ પચુરી, 'મંદિરકા મુઘલિયા રિશ્તા' ઈન્ડીયા ટૂડે (હિન્દી) અંક ૨૧, ૧૫ સપ્ટે. ૧૯૮૭, પૃ-૧/૭)*

કર્ણાટક પર વિજય મેળવ્યા બાદ તિરુપતિના વિખ્યાત મંદિર માટે ઔરંગઝેબે વિશેષ દિલચસ્પી દર્શાવી. *(શ્રી રામ શર્મા, 'મુઘલ શાસકોકી ધાર્મિક નીતિ' પૃ. ૧૬૧ / મિરઆતે અહમદી I પૃ. ૧૬૨)*

પોતાન શાસનકાળના છેલ્લા ૨૭ વર્ષો તેમણે દક્ષિણ ભારતમાં વિતાવ્યા, પરંતુ આ સમયકાળ દરમિયાન ત્યાં કોઈ હિંદુ મંદિર તોડવામાં આવ્યા

નથી. *(શ્રી રામ શર્મા, આગળનો હવાલો, પૃ. ૧૬૨)*

બંગાળના વિશાલપુર શહેરમાં ઔરંગઝેબના જમાનામાં બે મંદિરો ૧૬૮૧માં બાંધવામાં આવ્યા અને ત્રીજું મંદિર ૧૬૯૦માં બાંધવામાં આવ્યું.
*(મનુચી IV, ૧૧૮–૧૨૧ / શ્રી રામશર્મા, આગળનો હવાલો)*

ગુજરાતના સહસ્ત્રાંગ સરોવરના ગંદા પાણીને કાઢી લઈ સ્વચ્છ પાણી ભરવા માટેનો પુરો ખર્ચો સરકારી તિજોરીમાંથી અદા કરવાનો ઔરંગઝેબે આદેશ આપ્યો. *(ન્યૂઝ લેટર, ૭ જુલાઈ ૧૬૬૪, શ્રી રામશર્મા)*

ગયા (બિહાર) ખાતે એક મંદિર માટે તેમણે જમીન દાન કરી.
*(આ'ઝમ, તારીખે કશ્મીર, પૃ. ૧૬૫)*

ઉપરોક્ત હકીકતોથી જાણવા મળે છે કે, તે જમાનામાં જે મંદિરો તરફથી સરકારને સહકાર મળતો રહયો, ઔરંગઝેબે તેમની સાથે સદ્‌વર્તાવ કર્યો. પરંતુ તે મંદિરોને ઔરંગઝેબે વિના વિલંબે તત્કાળ કચડી નાંખ્યા, જેના માધ્યમથી હિંદુ રાજાઓ બગાવત કરવા ઈચ્છતા હતા. તેમણે મુસ્લિમો સાથે પણ આ જ નીતિ અપનાવી. ગોલકુંડાની શાહી મસ્જિદ, જે સરકાર વિરોધી તત્વોનો જાણે કે અડ્ડો બની ચૂકી હતી, તોડી પાડવામાં આવી, બલ્કે તેમણે પોતાના બાપ, ભાઈ અને ખતરો લાગતાં બેટા તથા બેટીને પણ બખ્શી નહીં. જરૂર મુજબ હિંદુ મુસલમાન વચ્ચે ભેદભાવ રાખ્યા વગર તે પોતાના માણસોની પોઝીશનને હંમેશ મજબૂત કરવામાં વ્યસ્ત રહયા. હિંદુઓ વિશે આપણે કહી શકીએ છીએ કે તેઓ બધા જ ઔરંગઝેબના વિરોધી ન હતા. હિંદુ હોય કે મુસલમાન ઔરંગઝેબ વિરોધીઓ સાથે એકસરખી રીતે સખ્તાઈપૂર્વક વર્તતા હતા. અને મિત્રો સાથે હૃદયપૂર્વક વ્યવહાર કરતા હતા. પછી તે મિત્ર હિંદુ હોય કે મુસલમાન.

### બનારસી ફરમાન વિશે એક જરૂરી નોંધ :

ઈંગ્લેન્ડના એક પ્રખર ઓરીયન્ટિયલ લેફટનન્ટ કર્નલ ડી. સી. ફલટને ઓકટોબર ૧૯૧૧ ઈ.ના બનારસ જવાનો મોકો મળ્યો. ત્યાં તેમને ઔરંગઝેબના ફરમાનની ફોટો કોપી મળી આવી. કર્નલ ફલટ ઔરંગઝેબ

વિશે પહેલેથી જાણતા હતા કે તેમને હિંદુ મંદિરો બાબતે બદનામ કરવામાં આવ્યા છે. એટલા માટે તેમને આ ફરમાનનું સાચુ હોવું શંકાસ્પદ લાગ્યું. એટલા માટે તે બીજા વખતે બનારસ પહોંચ્યા. ત્યાંના કોટવાલ ખાન બહાદુર મુ.તૈયબની મદદથી અસલ ફરમાન જોવાનું મળ્યું. કોટવાલ સાહેબના કહેવા પ્રમાણે બનારસના સંગલાગોરી મહોલ્લામાં ગોપી ઉપાધ્યાય નામી એક બ્રાહ્મણ રહેતા હતા. જેમના મરવાને પંદર વર્ષ થઈ ગયા હતા. તેમને સગા-સબંધીઓમાં ફક્ત એક નવાસો મંગલ પાંડે નામી હતો. તે પણ આજ મહોલ્લામાં રહેતો હતો. નાનાના મરણ બાદ કુટુંબના બીજા કાગળો સાથે ઔરંગઝેબનું આ ફરમાન પણ તેને વારસામાં મળ્યું. એપ્રિલ ૧૯૦૫ના મંગલ પાંડેએ બનારસની કલેકટરની ઓફિસમાં એક અરજી કરી અને હું (કોટવાલ તૈયબ સા.) કલેકટરના હુકમથી પ્રાથમિક શોધખોળ માટે નિયુક્ત હતો. મંગલ પાંડે એક ઘાટીયા બ્રાહ્મણ છે. જે નદીની ઘાટ ઉપર બેઠો રહેતો હતો અને પૂંજારીની સેવા બજાવતો હતો. પાછલા દિવસોમાં ગુજરાતથી અમુક સ્ત્રીઓ પોતાની ધાર્મિક વિધિ પ્રમાણે ત્યાં આવીને ઘાટ ઉપર ધરણા દેવા બેસી ગઈ. અને જોરજોરથી રડવા માંડી, તથા શોરબકોર કરવા માંડી. જેથી બીજા પૂંજારીઓની ઉપાસનામાં ખલેલ પહોંચવા માંડયો. મંગલ પાંડેએ તેમને રડવાથી રોકી અને કહયું કે, તમો આવા બુમ-બરાડા પાડશો તો બીજા પૂંજારીઓ આ ઘાટ ઉપર આવતા અટકી જશે. અને મને નુકસાન થશે. મંગલ પાંડે અને આ સ્ત્રીઓના ઝઘડાએ ઉગ્ર સ્વરૂપ ધારણ કર્યું. અને મંગલ પાંડેએ અદાલતના દ્વાર ખખડાવ્યા. મેં તેને પૂછયું કે તમારી પાસે આ ઘાટના પુરોહિત હોવાના કોઈ કાનૂની દસ્તાવેજ હોય તો રજૂ કરો. આના જવાબમાં તેણે અને તેના નોકર બાબુ નંદને અમુક કાગળો રજૂ કર્યા. જેમાં બાદશાહ ઔરંગઝેબનું ફરમાન પણ મૌજુદ હતું. જેમાં બાદશાહના પૂત્ર શાહઝાદા મુહમ્મદ સુલ્તાનનો સિક્કો પણ લાગેલો હતો.

આ સ્પષ્ટીકરણ પછી કર્નલ ફિલ્ટની શંકાઓનું નિરાકરણ થઈ ગયું. અને તેમણે સમગ્ર બાબત તથા બાદશાહનું બનારસ ફરમાન પણ પ્રગટ કર્યું.

આસામના પાટનગર ગૌહાટીમાં આવેલ ઉમાનંદ મંદિરના પુજારી

સુદામા બ્રાહ્મણને ઔરંગઝેબે અમુક જમીન તથા જંગલોની આવકનો એક ભાગ દાનમાં આપ્યો. *(આસામ રિસર્ચ સોસાયટી, જાન્યુઆરી, એપ્રિલ ૧૯૪૨, પૃ–૧/૧૨)* ઉજ્જૈનના મહાકાલેશ્વર નામી વિખ્યાત શિવ મંદિરમાં અખંડ જ્યોત (ચોવીસ કલાક) પ્રગટાવવા માટે ઔરંગઝેબના પહેલાંથી જ એક બહુ મોટી જમીન મંદિર માટે વકફ હતી. ઔરંગઝેબના કાળમાં કેટલાક મુસ્લિમ હોદેદારોએ તેના પર પાબંદી લાદી, જેની ફરિયાદ કરતાં ઉક્ત શિવ મંદિરના પુજારીએ એક અરજી ઔરંગઝેબને લખી. ઔરંગઝેબે એક ઉચ્ચ અધિકારી મુહમ્મદ મેહદીને તપાસ સોંપી. ત્યાર પછી ચબૂતરા કોટવાલીના વેરા અધિકારીને ચાર શેર ઘી ઉક્ત મંદિર માટે દિપક પ્રગટાવવા માટે આપવાનો આદેશ આપ્યો.

અનેક ઈતિહાસકારો અમદાવાદ શહેરના રઈસ (સરદાર) દ્વારા બનાવવામાં આવેલ ચિંતામણિ મંદિરને ઔરંગઝેબે તોડી પાડયું તેનું વર્ણન તો વધારી ચઢાવીને કરે છે. પરંતુ એ હકીકતને નજરઅંદાજ કરે છે કે તે જ સરદારે (રઈસે) બંધાવેલ શેત્રુંજય અને આબુ મંદિરને ઔરંગઝેબે જમીનો વકફમાં આપી હતી. જેની વિગતો તે કાગળમાં મળી આવે છે જેને જોન્સે ૧૯૨૩ ઈ.સ.માં ચીફ સેક્રેટરીને રજૂ કર્યો હતો.

*(જર્નલ ઓફ બોમ્બે યુનિવર્સિટી, I/૫૫)*

સાહસભાઈના પુત્ર શાંતિદાસ જૌહરી (જેઓ શ્રાવક સંપ્રદાય પાળતા હતા) માટે પાલીતાણાનું એક ગામ ઔરંગઝેબે પોતાના ફરમાન વડે દાન કર્યું હતું. ફરમાનમાં લખે છે કે, જે વ્યક્તિ શૈત્રુંજય અને તેના મંદિરની સુરક્ષા કરશે તે પાલીતાણાની આવકનો હકદાર લેખાશે. જેથી ત્યાંની રૈયત હમારા માટે દુઆ કરતી રહે. પાલીતાણાની પહાડીઓ શેત્રુંજયના નામે જગમશહૂર છે. જ્યાં એક મંદિર પણ છે. *(બી. એન. પાંડે લેકચર સીરીઝ)*

ભારતના પહેલા રાષ્ટ્રપતિ ડો. રાજેન્દ્રપ્રસાદ પોતાના પુસ્તકમાં લખે છે કે, મુન્શી સુબ્હાન રાય જે ઔરંગઝેબના કાળનો ઈતિહાસ લેખક હતો. પોતાની કિતાબ ''ખુલાસતુત્તવારીખ''માં લખે છે કે, ''દીપાલીવાલ નામી ગામ જે કાલાનુર પાસે આવેલ છે, ત્યાં શાહ શમ્સુદીન દરિયાઈનું મઝાર

છે. હિંદુ તથા મુસ્લિમો બન્ને તેમનાથી અકીદત (શ્રધ્ધા) ધરાવે છે. તેઓ હયાત હતા ત્યારથી જ દીપાલી નામના એક હિંદુને એટલી હદે તેમના ઉપર આસ્થા હતી કે તેઓની વફાત પછી હિંદુ અને મુસલમાન બધાએ મળીને દીપાલીને જ મઝારનો વહીવટકર્તા (ટ્રસ્ટી) બનાવી દીધો. થોડાક વર્ષો પછી કેટલાક મુસ્લિમોએ વાંધો ઉઠાવ્યો અને દીપાલીને વહીવટમાંથી ખસેડવાની માંગ કરી, પરંતુ ઔરંગઝેબે આ હંગામો સફળ થવા ન દીધો. અને આજે જ્યારે આ ગ્રંથ રચાય રહયો છે (યાને ખુલાસતુત્તવારીખ) ત્યારે ઔરંગઝેબના કાર્યકાળને ૩ વર્ષ થઈ ગયા છે અને મઝારનો વહીવટ પહેલાંની જેમ હિંદુઓના (દીપાલી) હસ્તે છે.

*(રાજેન્દ્ર પ્રસાદ, ઈન્ડીયા ડિવાઈડેડ, દિલ્હી ૧૯૮૬, પૃ. ૩૫–૩૬)*

હાલ બનારસ જિલ્લામાં આવેલ ‘‘બસ્તી’’ નામી ગામના રહીશ જગજીવનના પુત્ર ગિરધર, મહેશપુર, પરગણા હવેલીના યાદવનાથ મિશ્ર અને પંડિત બલભદ્ર મિશ્રને ઔરંગઝેબે જાગીરો આપી. આ બધા મંદિરના પુજારીઓ હતા. *(આગળનો હવાલો, પૃ. ૩૭)*

મુલ્તાનના મંદિર તુત્લામઈ માટે કલ્યાણદાસ મિસ્રને સો રૂપિયા મંદિરનો ખર્ચ ચલાવવા માટે નક્કી કર્યો. એ મંદિર આજ દિન સુધી મોજુદ છે. *(આગળનો હવાલો)*

જ્યારે ઔરંગઝેબ શાહઝાદા હતા ત્યારે તેમણે કેટલીય વખત પોતાના પિતા શાહજહાંથી કેટલાય હોદ્દાઓ માટે હિંદુઓને નિયુક્ત કરવાની ભલામણ કરી હતી. તેની સાબિતી તેમના તે પત્રોથી થાય છે જે ‘રુકઆતે આલમગીરી’માં શામેલ છે. દા.ત. અલિચીપુરના દીવાનનો હોદ્દો ખાલી પડયો તો ઔરંગઝેબે એક રાજપુત હોદેદાર રામકિરણની ભલામણ કરી.

સામાન્યપણે એમ સમજવામાં આવે છે કે, ઔરંગઝેબે ડરાવી ધમકાવીને હિંદુઓને મુસલમાન બનાવ્યા, પરંતુ અમે અહીં એક એવી હેરતભરી વાત જણાવી રહયા છીએ, જેનાથી ઔરંગઝેબની વિચારશૈલી તથા માનસિકતાની સારી પેઠે જાણ થઈ જશે. *(આગળનો હવાલો)* શાહજહાંએ બંધેરાના રાજા

ઈન્દ્રામનને કોઈ સરકારી આદેશના ઉલ્લંઘનના લીધે કેદ કરી લીધો. જ્યારે ઔરંગઝેબ તે વિસ્તાર યાને દક્ષિણના સૂબેદાર બન્યા તો તેમણે ઈન્દ્રામનને છોડી દેવા માટે શાહજહાંથી દરખાસ્ત કરી. શાહજહાંએ ઔરંગઝેબને લખી મોકલ્યું કે ઈન્દ્રામને એક પછી એક તકલીફ પહોંચાડી છે, તે માત્ર એ શર્તે છૂટી શકે છે કે તે ઈસ્લામ કબૂલ કરી લે. ઔરંગઝેબે તેનો સખ્ત વિરોધ કરતાં લખ્યું કે આ શરત પૂરી કરી શકાય એમ નથી. આમ કરવું નાજાઈઝ (અવૈધ) લેખાશે. રાજાનો છૂટકારો તેની જ શરતો મુજબ થવો જોઈએ. ઔરંગઝેબનો આ પત્ર ''આદાબે આલમગીરી'' (ખુદા બખ્શ લાયબ્રેરી, હસ્તપ્રત)માં જોઈ શકાય છે.

એવું નથી કે લોકો તે વખતે હિંદુ-મુસ્લિમ દ્રષ્ટિકોણથી વિચારતા ન હતા. તે વખતે પણ લોકો આજની જેમ જ વિચારતા હતા. એટલે એ વાત માનવા માટેના બધા જ કારણો મોજૂદ છે કે, ઔરંગઝેબે બહુમતી પ્રજા પર શાસન કરવાના કેટલાક સિદ્ધાંત જરૂર ઘડયા હશે. તો જ તે આટલા વિશાળ ભારત પર આટલા લાંબા સમય સુધી રાજ કરી શકયા. એટલે અમારા મતે ઔરંગઝેબના ચિત્રને સંપૂર્ણપણે કાળું કે સફેદ ચિતરવામાં સચ્ચાઈ નથી. બસ, અમારી અનુભૂતિ તો એમ કહે છે કે ૧૭મી સદીના અંતે કેન્દ્રને દુર્બળ બનાવતી સત્તાઓમાં ભારતીયતા હોત અને તેઓ એકસંપ થઈ રાષ્ટ્રને મજબૂત બનાવવાના ઈરાદાથી કેન્દ્રીય શાસનની બાગડોર સંભાળતા ઔરંગઝેબની વિરૂદ્ધ જવાના બદલે તેની તરફેણ કરત તો ભારત વિદેશીઓનો ગુલામ જ ન બનતે અથવા બનતે તો આટલી જલ્દી ન બનતે. મતલબ કે, આપણે આપણી ગુલામીને પાછી ઠેલી શકયા હોત. સંસ્કૃતિ કાળથી લઈ આજ સુધી ભારતીય ઈતિહાસમાં એવો કોઈ શાસક નજરે નથી પડતો, જેણે (પોતાના સ્વભાવ અનુસાર) સામાન્ય પ્રશ્નો તથા બાબતોને પણ મહત્વપૂર્ણ સમજીને તેને દુરંદેશીપૂર્વક હલ કરવાની એવી કોશિશ કરી હોય, જેવી કે ઔરંગઝેબે કરી હતી. દુનિયાએ તેમને હંમેશ બાદશાહના રૂપે જોયા, પરંતુ ''કૌમના નેતા તેનો સેવક હોય છે'' આ ઉક્તિને ચરિતાર્થ કરવા તેઓ જીવનભર ઝઝૂમતા રહયા. લોકોએ તેમને ભારતની સંપૂર્ણ

દોલતના માલિક સમજ્યા, પરંતુ તેઓ પોતાના વ્યક્તિગત ખર્ચ માટે જીવનપર્યંત ટોપીઓ સીવતા રહયા અને કુર્આનની પ્રતો તૈયાર કરતા રહયા. લોકોએ તેમને હિંદુ વિરોધી કહયા, પરંતુ બધા પ્રજાજનો સાથે તેમનો વ્યવહાર સરખો રહયો. કેટલાક લોકોએ તેમને શિયા વિરોધી કહયા, પરંતુ તેમનું જીવન એક શિયાના હાથમાં હતું. કેટલાક વિદ્વાનોએ તેમને નઘરોળ સત્તાધીશ કહયા, પરંતુ સાચી વાત એ છે કે, તેમની હુકૂમત ફેલાવાના હિસાબથી જુઓ તો ભારતના ઈતિહાસમાં સૌથી વિશાળ ક્ષેત્ર પર પથરાયેલી હતી. અને સમયગાળાના હિસાબથી જુઓ તો સાઠ વર્ષને આવરી લેતી હતી.

ત્રણ મુસ્લિમ બળો (અફઘાન, બીજાપુર અને ગોવલકુંડા) અને ત્રણ હિંદુ પરિબળો (મરાઠાઓ, શીખો અને રાજપૂત)ની દુશ્મનીની તલવાર હંમેશ તેમની પર લટકતી રહી, પરંતુ તેઓ યુદ્ધના મોરચા પર ખુલ્લા મેદાનમાં, શત્રુઓના શસ્ત્રોની છાંયમાં ખુદાની યાદમાં ડૂબી જતા. બધું જ હોવા છતાં માટીના ઢગલા જેવી દેખાતી કબરને માત્ર સાદી ઘાસ વડે સજાવટની ઈચ્છા ધરાવતા ઔરંગઝેબના વસિયતનામામાં લખેલી એક વાત નોંધી અમે ઓમપ્રકાશ પ્રસાદ આ વાતને અહીં ખત્મ કરીએ છીએ.

> ભારતીય લોકો પોતાનું માથું આપવાનું પસંદ કરશે, પરંતુ યુદ્ધમાં પોતાની જગ્યા નહીં છોડશે. તારે (અનુગામીને સંબોધન) આ કૌમ પર દરેક રીતે મહેરબાન થવું જેઈએ. કારણ કે અનેક મોકાઓ પર જ્યારે અન્ય કૌમો જરૂરી સેવાઓ પૂરી પાડવામાં ઉણી ઉતરશે, ત્યારે આ ભારતીયો તેને પૂરી પાડશે. **-ઓમપ્રકાશ પ્રસાદ**

મંદિરો તોડવા પાછળના કારણો કયા છે તેની વિગતે ચર્ચા કરતાં **અલ્લામા શિબ્લી નોઅમાની** લખે છે કે, આલમગીર ૨૫ વર્ષ સુધી દક્ષિણમાં રહયા. તે વિસ્તારમાં હજ્જારો મંદિરો હતા, પરંતુ કોઈ ઈતિહાસમાં એક શબ્દ પણ નથી મળી શકતો કે તેમણે કોઈ મંદિરને હાથ લગાડયો હોય.

અજંટા-ઈલોરાના વિખ્યાત મંદિરમાં કાંઈ કેટલીય મૂર્તિઓ તથા ચિત્રો મૌજુદ છે. ઔરંગઝેબ તેની આસપાસ જ ઈલોરાથી માઈલ બે માઈલ દૂર

કબરમાં સૂતેલા છે. અન્ય મોટા મોટા બુઝુર્ગો પણ અહીં દફન છે, જે ઔરંગઝેબથી બહુ પહેલાં થઈ ગયા. પરંતુ આ મૂર્તિઓ તથા ચિત્રો આજ સુધી મૌજુદ છે. ''મઆષિરે આલમગીરી''નો લેખક જે ખુદ આલમગીરનો એક હોદ્દેદાર હતો અને મંદિરો તોડવાનો ઉલ્લેખ કરવામાં તેને મજા પડે છે તે ઈલોરાનો ઉલ્લેખ ઘણી જ પ્રસંશા સાથે કરે છે. પણ ત્યાં કોઈ મંદિર તોડવામાં આવ્યું તેવી વાત નથી કરતો.

ગાદીએ બેસવાના (રાજ્યાભિષેકના) પાંચમા વર્ષે જ્યારે ભારતમાં શાંતિ સ્થપાઈ ગઈ અને આલમગીર દક્ષિણ તરફ પ્રયાણ કરી ગયા તો ઈતિહાસના પૃષ્ઠો પર ત્યાર પછી મંદિર તોડવાની એક પણ ઘટના નોંધાયેલી મળતી નથી. દક્ષિણમાં બીજાપુર તથા ગોવલકુંડા જેવી મુસ્લિમ સત્તાઓ સાથે મુકાબલો હતો. જો ધાર્મિક પૂર્વગ્રહ હોતે તો અહીં મંદિરો તોડવાનો સૌથી સારો મોકો હતો.

શહેનશાહ ઔરંગઝેબ પર એક બહુ મોટો આક્ષેપ એ પણ લગાડવામાં આવે છે કે, તેઓ હિંદુ મંદિરોના સૌથી મોટા વિરોધી હતા. પરંતુ આ આક્ષેપ લગાવનારાઓથી પૂછી શકાય એમ છે કે, જો ઔરંગઝેબ આ હિંદુ મંદિરોના સાચે જ વિરોધી હોત તો તેઓ દક્ષિણમાં લાંબી મુદત સુધી અજંટા ઈલોરાના હિંદુ મંદિરોના નજીક જ નહીં તેની છાંયમાં પચ્ચીસ વર્ષ કેમ પડયા પાથર્યા રહયા ? અને તે મંદિરો તથા મૂર્તિઓને કેવી રીતે તેઓ સાંખતા રહયા ?

ઔરંગઝેબ દક્ષિણમાં એક-બે વર્ષ નહીં, બલ્કે તેમના જીવનના અંતિમ ૨૫ વર્ષ દક્ષિણમાં જ વીત્યા છે. આ મુદ્દત દરમિયાન કોણ જાણે તેઓ કેટલી વખત દક્ષિણના પેલા ઐતિહાસિક મંદિરો પાસેથી પસાર થયા હશે, પરંતુ તેમણે અથવા તેમના સૈન્યના કોઈ સૈનિકે આટલી લાંબી મુદ્દતમાં મંદિરની હજ્જારો મૂર્તિઓમાંથી કોઈ એક મૂર્તિને પણ હાથ અડાડયો નથી. શું કોઈ મૂર્તિભંજક અને મંદિરશત્રુથી આ આશા રાખી શકાય છે ? દક્ષિણ સિવાય દિલ્હી, મથુરા, આગ્રા, વૃંદાવન, બનારસ અને ભારતના અન્ય વિસ્તારોમાં આજે પણ એક-બે નહીં, ઔરંગઝેબ કાળના હજ્જારો મંદિરો

મૌજૂદ છે. તેમને તોડી નાંખવાનું તો દૂર રહયું, તેમની મૂર્તિઓને કોઈએ સ્પર્શ સુધ્ધાં કર્યો નથી. તે છતાં ઔરંગઝેબ પર એવો આરોપ મૂકવામાં આવે છે કે, "તેઓ મૂર્તિભંજક હતા અને હિંદુ મંદિરોના દુશ્મન હતા." જૂઠની પણ કોઈ હદ હોય છે !

ચોક્કસ આ પ્રશ્ન થઈ શકે છે કે ઔરંગઝેબ જો મંદિર વિરોધી હતા તો તેઓ મંદિરોને જાગીરો તથા પંડિતોને ભથ્થાંઓ કેમ આપતા હતા ? ભારતના સૌથી મોટા હિંદુ ઈતિહાસકાર જાદવનાથ સરકારે પોતાના પુસ્તક 'મોગલ ઈતિહાસ'માં એવા અસંખ્ય ફરમાનોની નોંધ લીધી છે, જેના મુજબ ઔરંગઝેબે મંદિરો માટે જમીનો તથા જાગીરો અર્પણ કરી હતી. આ કેટલી વિચિત્ર વાત છે કે, ઔરંગઝેબ મંદિર વિરોધી પણ હતા. અને તેમને યથાવત્ રાખવા માટે જાગીરો પણ આપતા રહેતા હતા ?

બનારસ સ્થિત, જ્ઞાનવાણી (ગ્યાનવાપી) મસ્જિદ વિશે એમ કહેવામાં આવે છે કે, ઔરંગઝેબે તેને મંદિર તોડીને બનાવી હતી, પરંતુ ઈતિહાસ આપણને એમ દર્શાવે છે કે ત્યાં કોઈપણ કાળે કોઈપણ મંદિર ન હતું. વાસ્તવમાં તો ત્યાં અકબર બાદશાહ પ્રેરિત 'દીને ઈલાહી'ની એક સંસ્થા હતી. જેને તોડીને શાહજહાંએ ૧૬૭૩માં એક મસ્જિદ બનાવી લીધી હતી. અને તેનું તારીખી નામ (એવું નામ જેના શબ્દના અંકોના સરવાળાથી તેની સ્થાપનાની તારીખ નીકળી આવે) "ઈવાને શરીઅત" રાખવામાં આવ્યું હતું. આ હકીકતો જોતાં કયો ન્યાયપ્રિય માણસ ઔરંગઝેબ પર મૂર્તિભંજકનો આક્ષેપ લગાડી શકશે ?

બહુ જ શકય છે ઔરંગઝેબને કેટલાક એવા ધાર્મિક સ્થાનો પર હુમલો કરવો પડયો જે તે વખતે રાજકીય ષડયંત્રોના કેન્દ્રો હોય અને તેના કારણે એક-બે મંદિરોને પણ થોડું ઘણું નુકસાન થઈ ગયું હોય, પરંતુ આ પ્રકારના હુમલાઓ પક્ષપાતના કારણે થતાં ન હતાં, બલ્કે તેની પાછળ શાસકીય હેતુઓ છુપાયેલા હોય છે. હકીકત એ છે કે જો ઔરંગઝેબ મંદિર વિરોધી હોત તો આજે તેમના જમાનાના મોટા મોટા હજારો ઐતિહાસિક મંદિરો અસ્તિત્વમાં ન હોત.

જનાબ મિરઝા સમીઉલ્લાહ બેગ (ચીફ જસ્ટીસ હૈદરાબાદ) લખે છે કે, વાસ્તવમાં ઔરંગઝેબ સ્વભાવે ધાર્મિક હતા. અને જે લોકોને તે અધર્મના માર્ગે જતાં જોતા તો તેમની સાથે કડકાઈપૂર્વક વર્તતા હતા. દા.ત. જ્યારે તે કોઈ મુસલમાનને શરીઅત વિરૂદ્ધ કાર્ય કરતાં જોતા તો તેમને તે સખત નાપસંદ પડતું. અને તેઓ ઈસ્લામી શરીઅત મુજબ તેને સજા ફટકારવાને અનિવાર્ય સમજતા હતા. પરંતુ હિંદુઓ સાથે તેમનો વ્યવહાર આવો ન હતો.

દક્ષિણમાં ઔરંગાબાદ નજીક એક સ્થાન દૌલતાબાદ નામે છે. તેને એ સૌભાગ્ય પ્રાપ્ત છે કે, એક અઝીમુશ્શાન ફકીર સમાન બાદશાહે (અર્થાત્ ઔરંગઝેબે) પોતાના હાથોથી લખેલા કુર્આન શરીફના હદિયામાં જે રકમ મળી હતી, તેમાંથી થોડીક જમીન ત્યાં ખરીદી હતી. અને એવી હસ્તીના મઝારની નજીક ખરીદી હતી, જેનાથી તેમને આધ્યાત્મિક આત્મીયતા (શ્રધ્ધા) હતી. અને એમ વસિય્યત કરી હતી કે તે જ ભૂમિના ટુકડામાં તેમને દફન કરવામાં આવે. તેના ઉપર કોઈ બાંધકામ (મકબરા વિગેરે રૂપે) કરવામાં ન આવે, માત્ર લીલું ઘાસ પુરતું છે. અને કબર એવી બનાવવામાં આવે કે તેમના પીરે તરીકત (ગુરૂ)ના મઝારથી (વરસાદમાં) જે પાણી વહે તે પેલા બાદશાહની કબર પરથી વહે. તેની પાસે એક મદ્રસો હોય, જ્યાં બાળકોને દીનની તાલીમ અપાતી હોય, વિગેરે...

મેં (મિરઝા યાર જંગ સમીઉલ્લાહ બેગે) પોતે આ જગ્યાની બે વાર મુલાકાત લીધી છે. જોઈને જાણે કે એવું લાગે છે કે આજ સુધી તે વસિય્યત પર અમલ થઈ રહયો છે. આ ઘટનાઓ-હકીકતોથી ઔરંગઝેબની ધાર્મિક માનસિકતાનો સારી પેઠે અંદાજો આવી શકે છે. પરંતુ જે ધર્મનો રંગ તેમની પર ચઢેલો હતો તે જ ધર્મ તેમને ધાર્મિક ઉદારતા શીખવતો હતો. આ જ ધર્મ તેમને પોકારી પોકારીને કહેતો હતો કે, **"લા ઈકરાહ ફિદ્દીન"** અર્થાત્ ધર્મની બાબતે કોઈ બળજબરી નથી.

દૌલતાબાદના જે પર્વત પાસે ઔરંગઝેબે પોતાના અંતિમ દિવસો વિતાવ્યા, તેની નીચે થોડાક ડગલાઓના અંતરે ઈલોરાની ગુફાઓ છે. જ્યાં

બૌધ્ધ તથા હિંદુ કાળના મંદિરો તથા મૂર્તિઓ જોવા માટે આજે પણ યુરોપ અમેરિકાથી લોકો આવે છે. તે જ જિલ્લામાં અજંટાની તે ગુફાઓ પણ છે, જેની કોતરણી જોઈ વર્તમાનકાળનો એક ફ્રેંચ કલાકાર સ્તબ્ધ થઈ ગયો હતો. જો ઔરંગઝેબમાં એટલો ભેદભાવ હોત કે તેઓ અન્ય કૌમોના પૂજાસ્થાનોને નહીં જોઈ શકતા હતા તો, તે વખતે આ અવશેષોને ખત્મ કરી દેવા તેમના માટે મુશ્કેલ ન હતું. તેનો કોઈ પુરાવો નથી કે ખુદ ઔરંગઝેબે અથવા તેમના હુકમથી કોઈએ તેને તોડવાની કોશિશ કરી હોય. આ તો માત્ર એક વહેમ છે. જેમકે અમે આગળ લખ્યું કે ઔરંગઝેબ સ્વભાવે ધાર્મિક હતા, પરંતુ તેનો અર્થ એ નથી કે તેમની અંદર સહનશીલતા ન હતી. જો કે તેમના કાળમાં દરેક હિંદુ પોતાના ધર્મ અનુસાર સ્વતંત્ર હતો. અને દરેક માણસ જે ચાહતો તે ધર્મ સ્વીકારી લેતો હતો.

જ્યારે હું (મિર્ઝા યારજંગ સમીઉલ્લાહ બેગ) દક્ષિણમાં ગોવલકુંડા તથા કરીમ નગરના કિલ્લાઓ જોવા ગયો તો મેં ત્યાં એવું દ્રશ્ય જોયું, જેની મારા મન પર બહુ સારી છાપ પડી. ગોવલકુંડા તથા કરીમ નગરના કિલ્લાઓ હિંદુકાળના બનેલા છે. તેના શિખરો પર આજ સુધી મંદિરો મોજૂદ છે. મુસલમાનોએ આ કિલ્લાઓ જીતી લીધા, પછી પણ તે મંદિરો તોડી નહીં પાડયા. હિંદુઓએ તેને તિર્થધામ બનાવી લીધું છે. અને આજે પણ તેઓ ત્યાં જાય છે. આ જોઈ મુસ્લિમોની સહિષ્ણુતા પર મને ગર્વ થયો.

આ એક ઐતિહાસિક હકીકત છે કે મુઘલકાળમાં ઈસ્લામની તબ્લીગ (પ્રચાર-પ્રસાર)ને કયારેય કોઈ સરકારી વિભાગ તરીકેનું સ્થાન ન મળ્યું, તેમજ કોઈ મુઘલ બાદશાહે પણ ઈસ્લામના પ્રચારને પોતાનું કર્તવ્ય ન સમજ્યું. એ વાત અલગ છે કે સુફીઓના પ્રભાવ અને કેટલાક નેક મુસ્લિમોની જીવનશૈલીથી લોકોના દિલ નરમ થયા. તેમજ ઈસ્લામની સાદગી તથા માનવી માનવી વચ્ચે સમાનતાનો ઈસ્લામી દ્રષ્ટિકોણ ભારતના કચડાયેલા વર્ગને એક સારી બાબત લાગી. રાજાનો ધર્મ હોવાનો પણ તેને ફાયદો મળ્યો. અને આ કારણોસર મુસ્લિમોની સંખ્યામાં થોડોક વધારો થયો. બાકી મુસ્લિમ શાસનકાળમાં ઈસ્લામની તબ્લીગ એવી રીતે શિસ્તબધ્ધ

ક્યારેય કરવામાં નથી આવી, જેવી રીતે અંગ્રેજકાળમાં તેમજ આજે પણ ખ્રિસ્તી મિશનરીઓ કરે છે.

ઔરંગઝેબ મંદિર વિરોધી ન હતા, તેને કેટલાક અન્ય ન્યાયી હિંદુઓ-વિદ્વાનોએ પણ પુરવાર કર્યું છે. તે પૈકી **બોમ્બેના શ્રી જનનચંદ્ર** પણ છે. જેમણે ઘણી જહેમત ઉઠાવી ઔરંગઝેબના તેર (૧૩) એવા ફરમાન (આદેશ) તથા પરવાનાઓ એકત્ર કર્યા છે. જેનાથી ઔરંગઝેબ પર લાગતા ઉપરોક્ત આક્ષેપોની હકીકત છતી થઈ જાય છે. વિદ્યા જગતમાં પણ પૂર્વગ્રહનો એ હાલ છે કે તેમના એ લેખો વિચારણીય હોવા છતાં ભારતના કોઈ સામાયિક નહીં છાપ્યા. છેવટે તેમણે પોતાના એ અંગ્રેજી લેખો કરાંચી સ્થિત 'પાકિસ્તાન હિસ્ટોરિકલ સોસાયટી'માં છપાવ્યા. તે લેખોની કેટલીક વિગતો આ પહેલા આવી ગઈ છે. એટલે અમે તેને નહીં દોહરાવીશું. નવી વિગતો આ મુજબ છે.

જંગમ સંપ્રદાયને તેમની એ બધી જાગીરો પાછી આપવામાં આવી, જે તેમને આપવામાં આવી હતી. (જંગમ સંપ્રદાય શિવમતનો એક સંપ્રદાય હતો) આ ફરમાન પર ૧, રબીઉલ અવ્વલ ૧૦૭૮ની તારીખ લખી છે. તે મુજબ ૧૭૮ વીંઘા જમીન તેમને પાછી આપવામાં આવી. સંભવત્ આ જમીન પહેલાં પણ ઔરંગઝેબે જ તેમને આપી હતી. કારણકે એક બીજું ફરમાન તેની પહેલાં (૫, રમઝાન ૧૦૭૧ હિ.સ.)નું આ વિષયનું મળી આવે છે.

એ જ પ્રમાણે જંગમબારીની પાંચ હવેલીઓ જપ્ત કરી લેવામાં આવી હતી. મઠના સન્યાસી ઔરંગઝેબ પાસે આવ્યા. તો તેહકીક પછી તે બધી હવેલીઓ તથા દંડમાં લીધેલા પાંચસો રૂપિયા પણ મઠના સન્યાસીને પરત કરવામાં આવ્યા. આ ફરમાન ઉપર ઔરંગઝેબની સહી સાથે ૫ જમાદિઉલ અવ્વલ ૧૦૮૫ હિ.સ.નો સિક્કો છે.

રામજીવન ગોસાંઈ નામી એક બીજા હિંદુ ધર્મગુરૂને પંદર હાથ જેટલો વિસ્તાર ઈનામરૂપે એટલા માટે આપ્યો કે, ત્યાં ઘર બાંધીને સાધુઓને રાખવાની વ્યવસ્થા કરવામાં આવે.

આસામના હિંદુ રાજાઓએ ગૌહાટીના ઉમાનંદ મંદિરના ખર્ચ માટે કેટલીક જમીન તથા જંગલની આવક આપી હતી. જ્યારે ઔરંગઝેબે આસામ ફતેહ કર્યું તો આ વ્યવસ્થા યથાવત રાખી. તેના પર તારીખ લખી છે, ર સફર રાજ્યાભિષેકનું નવમું વર્ષ.

શ્રી જનનચંદ્રે ત્યાર પછી એવા તેર પરવાનાઓ રજૂ કર્યા છે જે માલવાના સૂબેદારે આલમગીરના ૭મા તથા ૪૮માં રાજ્યાભિષેક વર્ષે ઉજ્જૈનના એક બ્રાહ્મણ કુટુંબના નામે લખ્યા છે. તેઓ માટે રોજબરોજનો ખર્ચ તથા અન્ય દાન નક્કી કરવામાં આવ્યા છે. તે કુટુંબના સભ્યો આજે પણ ઉજ્જૈનના મહાકાલેશ્વર મંદિરના વિશિષ્ટ પૂજારીઓ છે.

આ પરવાનાઓથી જાણવા મળે છે કે, માલવાના સૂબેદાર નજાબતખાંએ સાતમા વર્ષે કોકા નામી એક બ્રાહ્મણને ત્રણ મુરાદી ટંકા (એક માપ) આપવાનું નક્કી કર્યું. તેના અવસાન પછી કાંજી માટે પણ આ સુવિધા ચાલુ રહી. આલમગીર સુધી આ સિલસિલો ચાલતો રહ્યો.

*(વિગત માટે જુઓ સૈયદ સબાહુદ્દીન અબ્દુર્રહમાનની "મઝહબી રવાદારી" પૃ.૧૫૮)*

મૌલાના અતાઉર્રહમાન કાસિમી સા. ડો. બી. એન. પાંડેના લેકચરનું ભાષાંતર કરતા લખે છે કે, ઈતિહાસથી સાબિત થાય છે કે ઔરંગઝેબના સલ્તનત યુગમાં મંદિરો અને ગુરૂદ્વારોને જેટલી જાગીરો આપવામાં આવી છે, કદાચ જ કોઈ હિંદુ રાજા-મહારાજાના યુગમાં આપવામાં આવી હશે. લાલ કિલ્લાની સામે ચાંદની ચોકના પૂર્વિય કિનારે આવેલ જૈન મંદિરના પૂંજારીને ઔરંગઝેબ તરફથી કાયદેસર પગાર આપવામાં આવતો હતો, જે બહાદુરશાહ ઝફરના યુગ સુધી જારી રહયો.

બિહારના ચંપારન જિલ્લાનું લોરીયા નામી સ્થાન જ્યાં બૌધ્ધોનું મોટુ મંદિર છે. જ્યાં ગૌતમ બુધ્ધ પણ ગયા હતા. આજે પણ ત્યાં મહારાજા અશોકની લાટ છે. જેની દક્ષિણ તરફ લગભગ દોઢ ફૂટમાં કલિમએ તય્યિબહ લખેલો છે. અને તેની બિલ્કુલ બરાબરમાં ઘણા જ સુંદર લખાણથી મુહયુદીન ઔરંગઝેબ આલમગીર ગાઝી ૧૦૭૧ હિ.સ. કોતરેલ છે. આ જગ્યાએ

ઔરંગઝેબ પોતે આવ્યા હતા. અને સફર દરમ્યાન જનપટીયા મઠ, અરેરાજ મઠ અને ઈન્દ્રા મઠને જાગીરો અર્પણ કરી. આજે પણ આ મઠોના નામે હજારો વીંગા જમીનો છે. અને તેના અસલ મહંતો પાસે ઔરંગઝેબના દસ્તાવેજી ફરમાનો સુરક્ષિત છે. જેમાંથી અમુકની નકલો ચંપારનના પ્રખ્યાત વકીલ અઝીઝ હાશમી સાહેબ પાસે પણ છે. કારણકે તે આ મઠોની જમીનોના ઝઘડાઓના મુકદમાના વકીલ હતા.

બિહારમાં જ મુંગેરની ખાનકાહે રહમાનીથી થોડે અંતરે "સીતાકુંડ" છે. જ્યાં ગરમ પાણીનું ઝરણુ ફૂટે છે. સીતાકુંડની સુરક્ષા કરનાર પંડિતોએ મૌલાના અતીઉર્રહમાન કાસિમી સાહેબથી વર્ણન કર્યું કે આ સીતાકુંડ માટે ઔરંગઝેબ બાદશાહે સિત્તેર વીંગા જમીન દાન કરી છે. હમારા મોટા પંડિત પાસે ઔરંગઝેબનું શાહી ફરમાન પણ મૌજુદ છે.

પરશિયનના એક સાહિત્યકાર પ્રોફેસર શરીફહુસૈન કાસિમી સા. (પ્રમુખ પરશિયન વિભાગ દિલ્હી યુનિવર્સિટી) પાસે એક અંગ્રેજ લેડી સ્કોલર આવ્યા. અને કહેવા લાગ્યા કે હું મુસ્લિમ બાદશાહો તરફથી મંદિરોને આપવામાં આવેલી જાગીરો વિષે દસ્તાવેજોનું સંશોધન કરી રહી છું. આ સબંધે મેં હરિયાણાના મંદિરો અને મઠોનું સર્વે કર્યું છે. મેં દરેક જુના મંદિરોના મહંતોથી સંપર્ક સાધ્યો. અને તેમનાથી શાહી દસ્તાવેજો વિશે ચર્ચા કરી, તો મને એક અંગ્રેજ સ્કોલર સમજી બધા જ મહંતોએ પોતાના મંદિરોના પુરાણા કાગળો મારી સમક્ષ રજૂ કર્યા. હું પોતાની રૂમમાં તેના ફોટા લેતી હતી. અને અસલ કાગળો પરત કરતી હતી. હવે આપની પાસે એટલા માટે આવી છું કે આપ પરશિયનના પ્રોફેસર છો. અને આ બધા દસ્તાવેજો પરશિયનમાં છે, માટે આનો અંગ્રેજીમાં અનુવાદ કરી આપો.

પ્રો. શરીફહુસૈન કાસિમી સાહેબે અનુવાદ કરવાની હા પાડી, એનું વાંચન કર્યું. જેમાં અમુક દસ્તાવેજો હિંદી અને સંસ્કૃતમાં પણ હતા. વધુ પડતા પરશિયનમાં હતા.

એમણે અનુવાદ કર્યા બાદ તેની ગણત્રી કરી તો ત્રણસો પરશિયન

દસ્તાવેજો હતા. આ ફક્ત હરિયાણાના મંદિરોમાંથી પ્રાપ્ત કરેલ દસ્તાવેજો છે, જે એક નાનું રાજ્ય છે. જો સમગ્ર હિંદુસ્તાન, પાકિસ્તાન, બાંગ્લાદેશ, બર્મા વગેરેમાં શોધવામાં આવે. જે તે વખતે ભારતના અવિભાજ્ય અંગો હતા, તો હજારોની સંખ્યામાં મળી શકે તેમ છે.

**શ્રી ઓમપ્રકાશ પ્રસાદ :**

'ઔરંગઝેબ બાદશાહ વિશે એક નવો દ્રષ્ટિકોણ' શિર્ષક હેઠળ પોતાના સંશોધનપૂર્ણ પુસ્તકમાં શ્રી ઓમપ્રકાશ પ્રસાદ (ઈતિહાસ વિભાગ પટના) લખે છે કે, મંદિરોને લૂટવાનું કામ મુસ્લિમોથી વધારે હિંદુ શાસકોએ કર્યું છે. કોઈપણ મુસ્લિમ શાસનકાળમાં મંદિર લૂટવાનો વિભાગ શરૂ કરવામાં આવ્યો હોય તેવો કોઈ પુરાવો નથી મળતો. અલબત્ત, કાશ્મીરના હર્ષ નામી રાજાએ એક "મંદિર લૂંટ" વિભાગ (ખાતું) જ શરૂ કરી દીધો હતો. જેનું કામ જ હતું કે મંદિરો લૂંટવામાં આવે.[૧] લૂંટમાં જેટલો માલ હાથમાં આવતો તેનો અડધો ભાગ લૂંટમાં શામેલ સિપાઈઓને મળતો તથા અડધો માલ રાજા લઈ લેતો. આર્થિક સમસ્યાઓના ઉકેલ માટે મંદિરોની સંપત્તિ લૂંટવાની ટેવ લગાતાર જડ પકડતી ગઈ. તેણે ભક્તો દ્વારા મંદિરોને દાનમાં મળેલી સંપત્તિઓ તથા ધાતુની બનેલી મૂર્તિઓ મંદિરથી કાઢવા માટે "ઉદય રાજ"ને એક વિશેષ હોદ્દો (દેવ વિત્પાતન નાયક) આપ્યો.[૨] દેવતાઓની મૂર્તિઓ લૂંટતા પહેલા ઉદયરાજ નાગા ભિક્ષુઓના હાથોથી તેમની ઉપર મળમૂત્રનો છંટકાવ કરાવતો હતો. મૂર્તિના પગમાં રસ્સીઓ બાંધી તેમને સડક પર ઘસેડવામાં આવતી.[૩] શ્રી રણસ્વામી અને શ્રી માર્તંડ દેવની મૂર્તિઓ બચી જવા પામી હતી. તેનો ઉલ્લેખ કુલ્હને કર્યો છે. તેના રાજ્યમાં કોઈ ગામ, કસબો અથવા શહેર એવુ ન હતું, જ્યાંના મંદિરોની દેવમૂર્તિઓ તોડવામાં આવી ન હોય. ભગવાન બુધ્ધની પણ બે મૂર્તિઓ બચી ગઈ. દેવ મંદિરોની પૂજા વિગેરેની વ્યવસ્થા માટે આપવામાં આવેલ ગામડાઓને પણ હર્ષે પોતાના તાબામાં લઈ લીધા.

---

૧. નીલમ અગ્રવાલ, રાજ નર્તકી–કુલ્હન–ઈલ્હાબાદ/૧૯૬૮, પૃ.૪–૨૫૩
૨. આગળનો હવાલો, ૩. આગળનો હવાલો,

પરમાર શાસક સુભટ્ટ વર્મને (૧૧૯૩-૧૨૩૦) ગુજરાત પર આક્રમણ કરી ડભોઈ તથા ખંભાતના કેટલાય જૈન મંદિરોને લૂંટયા હતા.[૧] હજ્જારો કુટુંબોને લૂંટી સંપત્તિ મેળવવાના બદલે કોઈ મંદિરને લૂંટીને સંપત્તિ મેળવવી શાસકોને વધારે સગવડભર્યું લાગ્યું. કારણ કે મંદિરોમાં એકઠી થયેલી અઢળક સંપત્તિ ભ્રષ્ટાચારનું મૂળ કારણ રહી છે.

ઔરંગઝેબે મથુરા તથા બનારસના મંદિરો તોડયા તો તેણે ગોલકુંડાની મસ્જિદને પણ પાડી. કારણકે ત્રણેય સ્થાન પર શાસનવિરોધી પ્રવૃત્તિઓ થતી હતી. બનારસના કાશી વિશ્વનાથ મંદિરને તોડવાનો તથા તેની ઉપર મસ્જિદ બાંધવાનો આક્ષેપ ઔરંગઝેબ પર લગાવવામાં આવે છે, પરંતુ તેનો કોઈ પાકો પુરાવો સાંપડતો નથી.

જ્યારે કોઈ શાસન કે સત્તાનું પતન થાય છે ત્યારે તેની પાછળ કોઈ એક વ્યક્તિ જવાબદાર નથી હોતી. અનેક આર્થિક, સામાજિક, ધાર્મિક પરિબળો પતન માટે કારણભૂત હોય છે. સિફતની વાત તો એ છે કે, ઔરંગઝેબના પતન પછી કોઈ દેશી શાસક રાજગાદીએ નહીં બિરાજ્યો, બલ્કે એક વિદેશી સત્તાએ તેની પર કબ્જો જમાવ્યો. એ હિસાબથી આપણે તેને ‘‘મુઘલ સલ્તનતનું પતન’’ કહેવાને બદલે ‘‘ભારતીય સલ્તનતનું પતન’’ કહીશું તો વધારે ન્યાયપૂર્ણ લેખાશે.

ઔરંગઝેબે લગભગ પચાસ વર્ષ (૧૬૫૮ થી ૧૭૦૭) સુધી રાજ કર્યું. તેમાં શંકાને કોઈ સ્થાન નથી કે, ધાર્મિક દ્રષ્ટિએ તે એક કટ્ટર મુસલમાન હતો, પરંતુ સાથોસાથ તે એક શાસક પણ હતો.[૨] તે એ હકીકત ભૂલી શકતો ન હતો કે પ્રજાની બહુમતિ હિંદુ ધર્મ પાળે છે. જેઓ પોતાના ધર્મમાં પાક્કા હતા. તલવાર વડે તેમના મન મસ્તિષ્ક પર ઈસ્લામનો પ્રભાવ પાથરવો શકય ન હતો. અને જો એ માની લેવામાં આવે કે ઘણાં બધા હિંદુઓને તેણે બળજબરીપૂર્વક મુસલમાન બનાવી પણ લીધા હતા. તો આવું તેમણે શા

---

૧. રોમીલા થાપર, હરિવંશ મુખ્યા અને બિપિનચંદ્ર : પૃ-૩૪

૨. બિપિનચંદ્ર - આધુનિક ભારત - ન્યુ દિલ્હી-૧૯૭૯, પૃ-૧૨/૧

માટે કર્યું હશે ? આ પગલાં દ્વારા હિંદુઓમાં રોષની લાગણી ફાટી નીકળ -વાની શક્યતા ચોક્કસ હતી. એવો કોઈપણ નિયમ જેના કારણે હિંદુ પ્રજા કે કોઈ સશક્ત હિંદુ રાજાઓ તથા જમીનદારો નારાજ થઈ જાય તો પોતાને ચોક્કસ જ નિષ્ફળતા સાંપડશે એ મુદ્દો ઔરંગઝેબ સારી પેઠે જાણતા હતા.[૧]

૧૬૫૯માં તેમણે ચલણી સિક્કાઓ પર કલિમો (લા ઈલાહ ઈલ્લલ્લાહ મુહમ્મદુ ર્રસૂલુલ્લાહ) કોતરાવવાનું બંધ કરાવી દીધું.[૨] તેનો વિચાર એ હતો કે જ્યારે ચલણી સિક્કાઓ હિંદુ તથા મુસ્લિમો બન્ને ઉપયોગમાં લે છે. તો તેવી સ્થિતિમાં તેની બનાવટ સામાન્ય (સેકયુલર) પ્રકારની હોવી જોઈએ.[૩]

દારૂબંધી તો શાહજહાંના કાળથી હતી, પરંતુ તેની પર યોગ્ય અમલ થતો ન હતો. ઔરંગઝેબે નવું ખાતું સ્થાપી તેના પર અમલ કર્યો. શરાબના કારણે અનેક હિંદુ તથા મુસ્લિમો દંડાયા. ત્યાં સુધી કે મદિરાપાનને પ્રોત્સાહન ન મળે એ હેતુસર દીવાને હાફિઝ (એક કાવ્યસંગ્રહ)ની પ્રતો પણ કબ્જે કરી લેવામાં આવી. યુરોપવાસીઓ તેનું સેવન કરી શકતા, પરંતુ તેમના મકાનો શહેરથી બહાર હતા.

નગરવધુઓ તથા નાચનારીઓને કયાં તો શાદી કરી લેવાનો, કયાં તો રાજ્યની સરહદોથી બહાર ચાલ્યા જવાનો આદેશ મળ્યો. જો કે તેના પર બરાબર અમલ થયો નહિં. *(મનુચી-ઈસ્ટોરિયા ધી મુગુટ-ભાષાંતર, ઈર્વિન II, પૃ-૫/૮)* બળજબરીપૂર્વક સતીપ્રથા પર પાબંદી ચાલુ રહી. *(મનૂચી, II, પૃ-૯)* ભાંગની ખેતી, વેચાણ અને ખુલ્લમખુલ્લા સેવન પર પાબંદી લાદી દેવામાં આવી. *(મિરઆતે અહમદી, I, પૃ-૨૮૨)* જુગારને ગેરકાનૂની ઠરાવ્યું. *(એજન, પૃ-૨૫૧)* મુહર્રમને લોકો શોકના બદલે હર્ષોલ્લાસ સાથે મનાવતા હતા. તેના વિવિધ પ્રોગ્રામોની મનાઈ ફરમાવી. *(ખાફીખાં II, ૨૧૩-૧૪, શ્રી રામશર્મા, પૃ–૧૨૯)* ઈ.સ. ૧૭૦૦માં મુહર્રમ મનાવવાના કારણે અમદાવાદના હાકેમને

---

૧. સતીશચંદ્ર - મધ્યકાલીન ભારત - પૃ-૨/૧૦૦-૧૨

૨. ખાફીખાં - મુન્તખબુલ બાબ-૨, ૭૭ / કાઝિમ - આલમગીર નામા પૃ-૩૬૬

૩. શ્રી રામશર્મા - મુગલ શાસકોકી ધાર્મિક નીતિ, પૃ-૧૨૦

ત્રણ હજાર પાંચસોના પદ પરથી ખસેડી ત્રણ હજારી પદ પર બેસાડી દીધો. *(વર્તમાનપત્રો, ૨૮, ઓગષ્ટ, ૧૭૦૦/શ્રી રામશર્મા, પૃ-૨૧૯)*

રાજ્યાભિષેકના અગિયારમા વર્ષે ઔરંગઝેબે દરબારમાં નાચગાન પર પાબંદી લગાવી દીધી. શ્રી જાદવનાથ સરકારે આ ઘટનાને એવી રીતે વર્ણવી છે, જેનાથી એવું પ્રતીત થાય કે ઔરંગઝેબ એક શુષ્ક વ્યક્તિત્વ ધરાવતા હતા. જો કે દરબારની બહાર હજ્જારો નાચગાનવાળા મૌજૂદ હતા.

સિતારવાદનમાં ઔરંગઝેબ ખુદ નિપૂણ હતા. (સતીષચંદ્ર) જો તેઓ સિતાર વગાડી દરબારીઓની વાહ વાહ મેળવતા તો પણ તે ખરાબ રાજા જ કહેવાતા. તેનાથી વિપરિત તેમણે તબલા સારંગી હટાવવાનો આદેશ આપ્યો. ત્યારે પણ તેમને કડક રાજા કહીએ તો તે ન્યાયપૂર્ણ વાત નથી લાગતી.

એક વખત ઔરંગઝેબ જુમ્આની નમાઝ માટે મસ્જિદે જઈ રહયા હતા. નાચગાન પર પાબંદીના કારણે નાચનારા-ગાનારાઓ બાદશાહથી નારાજ હતા. એક હજાર ગવૈયાઓ એકઠા થયા હતા, સાથે ૨૦ જનાઝાઓ પણ. બધા રડી રહયા હતા. બાદશાહે પૂછાવ્યું કે આ કોના જનાઝાઓ છે. તેમણે જવાબ આપ્યો કે, ‘‘બાદશાહે પોતાના આદેશ વડે સંગીતશાસ્ત્રનું મૃત્યુ નિપજાવી દીધું છે. અમે લોકો તેને કબરમાં દફનાવવા જઈ રહયા છીએ.’’ સ્વાભાવિક છે કે ઔરંગઝેબ આ જવાબથી સમસમી ઉઠયા. પરંતુ (બાદશાહને છાજે એવી રીતે ગુસ્સાને કાબૂમાં રાખી) અત્યંત મજાકિયા લઢણમાં જવાબ આપ્યો : ‘‘તેને સારી રીતે અને ઊંડાણમાં દફન કરજો.’’ *(જાદુનાથ સરકાર : ઔરંગઝેબ, પૃ-૧૦૩)* ઔરંગઝેબ વિરોધી લેખકોએ આ ઘટનાને ઘણું મહત્વ આપ્યું છે. આ ઘટનાને એક હાસ્યપૂર્ણ ઘટના કહેવી યોગ્ય લેખાશે. વાસ્તવમાં ભારતીય સંગીતશાસ્ત્ર પર જેટલું વિશાળ તથા ઉચ્ચ સ્તરીય કામ ઔરંગઝેબના શાસનકાળમાં થયું તેટલું તેના પહેલાં ક્યારેય થયું નથી.

ભાષાશાસ્ત્રના હિસાબથી જુઓ તો તેમણે ભારતીય ભાષાનો એક કોશ ‘‘તોહફતુલ હિંદ’’ના નામે તૈયાર કરાવ્યો. જેની હસ્તપ્રત ખુદાબખ્શ

લાયબ્રેરીમાં મોજૂદ છે. ઘણાં સમય પહેલાં સર વિલિયમ જોન્સે આ કોશેનો પરિચય કરાવ્યો હતો. પરંતુ ત્યારપછીના બુધ્ધિજીવીઓએ આ ગ્રંથને સતત અવગણવાનો પ્રયત્ન કર્યો છે.

આ કોશ વડે ફારસી જાણતો કોઈપણ વ્યક્તિ હિંદુસ્તાની ભાષા (યાને ઉર્દૂ ભાષા) સરળતાપૂર્વક સમજી શકે એમ છે. હિંદી તથા સંસ્કૃત કવિતા તથા તે સંબંધી નિયમોના પ્રચલન માટે પણ તેમણે ઉલ્લેખનીય પુસ્તક લખાવ્યું. તેની હસ્તપ્રતો પણ ખુદાબખ્શ લાયબ્રેરી પટનામાં મોજૂદ છે.

અકબરે ''રસ્મે સાલગિરહ'' શરૂ કરાવી હતી. ઔરંગઝેબે તેને બંધ કરાવી દીધી. કારણકે નાના નાના સરદારો તેના કારણે આર્થિક બોજ હેઠળ દબાય જતા હતા. *(આગળનો હવાલો)*

તેમણે ગરીબ ખેડૂતો પર સ્થાનિક અધિકારીઓ જુલમ ન ગુજારે તેની દેખરેખ માટે એક ઉંચા હોદ્દેદાર રસિકદાસને નિયુક્ત કર્યો.

*(પર્સીવિલ-અ હિસ્ટ્રી ઓફ ઈન્ડીયા : ૨/૩૪-૩૬, પેંગવિન ૮૫)*

સતારાના કિલ્લા પર આક્રમણ કરનારાઓમાંથી ૧૩ માણસો પકડાયા. જેમાં હિંદુ અને મુસલમાન બન્ને હતા. દરબારના કાઝી અકરમ સાહેબે ચુકાદો આપ્યો કે હિંદુઓને મુસલમાન બનાવી નાંખવામાં આવે, અને મુસ્લિમોને ત્રણ વર્ષ સુધી જેલમાં બંધ કરી દેવામાં આવે. કાઝી અકરમના આ ચુકાદાને ઔરંગઝેબે ખોટો ઠરાવ્યો. અને તમામ કાઝીઓથી શરીઅત મુજબ ફરીથી ચુકાદો આપવાનો હુકમ કર્યો. આ નવા ન્યાયાધિશોએ હિંદુ–મુસ્લિમ બધા માટે મોતની સજા સંભળાવી. ઔરંગઝેબે પણ આ સજા પર મંજુરીની મહોર મારી દીધી. *(આગળનો હવાલો-૧૦૬)* ઔરંગઝેબે હંમેશ પ્રાથમિકતા એ બાબતને આપી કે એક જેવા ગુનાઓ માટે મુસ્લિમ તથા બિનમુસ્લિમ વચ્ચે સજાની બાબતમાં કોઈ ભેદભાવ રાખવામાં નહીં આવે.

ઔરંગઝેબની એક પત્ની ઉદેપુરી નામે હતી. મઆષિરે આલમગીરીએ તેને 'બાઈ' કહી છે. આ શબ્દ માત્ર હિંદુ સ્ત્રીઓ માટે પ્રયોજાતો હતો. *(સરકાર લિખિત 'ઔરંગઝેબકા ઉપાખ્યાન' આગ્રા-૧૯૬૭, પૃ-૨૦)* આ હકીકતના

આધારે અમે કહી શકીએ છીએ કે તે એક હિંદુ સ્ત્રી હતી. અને ઔરંગ-ઝેબની પત્ની !

મરાઠાઓ પર વિજય મેળવ્યા બાદ ઔરંગઝેબે નિયુક્ત કરેલ એક અધિકારી મોહતરમ ખાને બિનમુસ્લિમોને અવિશ્વાસપાત્ર તથા દુશ્મન ઠરાવી તેમને ઉંચા હોદ્દાઓ પરથી હટાવવાની દરખાસ્ત ઔરંગઝેબને મોકલી. ઔરંગઝેબે જવાબ આપ્યો : ''સરકારી કામોનો ધર્મ સાથે કોઈ સંબંધ નથી હોતો. જો તમારી સલાહ પર અમલ કરવામાં આવે તો મારા માટે જરૂરી થઈ પડશે કે હું તમામ હિંદુ અધિકારીઓ અને તેમના તાબેદારોને જડમૂળથી ઉખેડી ફેંકી દઉં, જે હું કરી શકતો નથી. કાબેલ અધિકારીઓને પદભ્રષ્ટ કરવાની તરફેણ સમજદાર લોકો ક્યારેય નથી કરતા.''

*(આગળનો હવાલો : ૭૪/૭૫)*

દક્ષિણ ભારત સ્થિત બ્રહ્મપૂરીમાં તૈનાત એક અધિકારી મીર હસને ઔરંગઝેબને તે બ્રહ્મપૂરી પહોંચે તે પહેલાં લખ્યું, ઈસ્લામપુરીનો કિલ્લો કમજોર થઈ ગયો છે. આપ અહીં આવી જ રહ્યા છો. કિલ્લાને મરામતની જરૂર છે. તો આ વિશે આપનો શો હુકમ છે ? ઔરંગઝેબે જવાબ આપ્યો કે, ઈસ્લામપુરી શબ્દ લખી તમે સારું નહીં કર્યુ. તેનું જુનું નામ બ્રહ્મપુરી હતું. તમારે તે જ લખવાનું હતું. (રહી વાત કિલ્લાની મરામતની) તો શરીરનો કિલ્લો તો તેનાથી પણ વધારે દુર્બળ છે. તેનો પણ કંઈક ઈલાજ વિચાર્યો છે ? *(આગળનો હવાલો : પૃ-૯૧)*

પોતાના શાસનકાળના પ્રારંભથી જ તેમણે શરીઅતના આદેશાનુસાર હિંદુઓ, ખ્રિસ્તીઓ તથા યહૂદીઓના ધર્મસ્થાનોનો આદર કર્યો. તેમણે એક કાનૂન બનાવ્યો કે કોઈ જુનું મંદિર તોડવામાં નહીં આવે. જુના મંદિરોની મરામત માટેની પરવાનગી જ નહીં આ હેતુસર તેમણે આર્થિક સહાય પણ આપી. *(સતીશચંદ્ર-મધ્યકાલીન ભારત : ૨/૭-૮)*

ઔરંગઝેબે જે વિવિધ પગલાંઓ ભર્યા તેનાથી એ વાત સાબિત થાય છે કે રાજશાસનની મજબૂતી માટે મંદિર હોય કે મસ્જિદ, જ્યાં પણ કેન્દ્ર વિરોધી પરિબળો દેખાયા અથવા ચોરીછૂપીથી અઢળક સંપત્તિ એકઠી

થયેલી માલુમ પડી, એ સ્થિતિમાં ઈસ્લામ હોય કે બીજો ધર્મ, તેમણે પગલાં લેવા આડે તેને અવરોધ બનવા ન દીધો. ધાર્મિક સ્થાનોની પવિત્રતા તથા શાંતિપૂર્ણ વાતાવરણ યથાવત્ રાખવા માટે ઔરંગઝેબે મંદિરોની જેમ મસ્જિદો ઉપર પણ બાજ નજર રાખી.

મઆષિરે આલમગીરી મુજબ ઔરંગઝેબે એક આદેશ આપી નાણાં ખાતામાં હિંદુઓની નિયુક્તિ બંધ કરાવી દીધી. તેનું વિશેષ કારણ એ હતું કે કર્મચારીઓને ચોરી, વ્યાજ તથા રિશ્વતની ટેવ પડી ગઈ હતી. *(ઝેડ ફારૂકી, ઔરંગઝેબ એન્ડ હીઝ ટાઈમ્સ, બોમ્બે, ૧૯૩૫, પૃ. ૧૯૦-૧૯૧)* હિંદુઓની છટણી પછી ખાતાના કામકાજ પર વિપરિત અસર પડી. તેમણે પોતાના પાછલા આદેશમાં સુધારો કર્યો અને એમ ઠરાવ્યું કે પચાસ ટકા હિંદુ તથા પચાસ ટકા મુસ્લિમ કર્મચારીઓને નાણાં ખાતામાં રાખવામાં આવે. *(માખનલાલ રાય ચૌધરી, ધી સ્ટેટ એન્ડ રીલીજન ઈન મુગલ ઈન્ડીયા, કલકત્તા, ૧૯૫૧, પૃ. ૨૬૯)* એક મહત્વપૂર્ણ વાતની જાણકારી આ ફરમાનથી એની પણ મળે છે કે તેને લાગુ કરતાં પહેલાં નાણાં ખાતામાં હિંદુ કર્મચારીઓની ટકાવારી પચાસ ટકાથી પણ વધારે હશે. સામાન્ય સ્થિતિમાં ઔરંગઝેબ હિંદુ- મુસલમાન વચ્ચે ભેદભાવ રાખતા ન હતા. અને લાયકાતના આધારે પ્રથમ પસંદગી આપતા હતા. *(મુહમ્મદ યાસીન, અ સોશિયલ હિસ્ટ્રી ઓફ ઈસ્લામિક ઈન્ડીયા, લખનઉ ૧૯૫૮, પૃ. ૪૮/૨૧૦/૧૧)*

એવી જ રીતે રાજકીય બાબતોમાં કોઈપણ ભેદ વગર હિંદુ તથા મુસ્લિમો બંને ઔરંગઝેબનો સાથ આપતા હતા. તેનો એક દાખલો એ છે કે, એક સ્થાનિક જમીનદાર ગોકુલાની દોરવણીથી મથુરાના વીસ હજાર જાટોએ ૧૬૬૯ ઈ.સ.માં બગાવત કરી, જેને ખુદ ઔરંગઝેબે કચડવી પડી. અને ગોકુલાને મોતની સજા આપવામાં આવી. મથુરા નજીક એક વિસ્તાર નાર્નોલમાં ખેડુતો અને મુઘલ સરકાર વચ્ચે ૧૬૭૨ ઈ.સ.માં એક યુધ્ધ થયું. "વિદ્રોહ સતનામી" નામનું એક ધાર્મિક સંગઠન સમગ્ર ષડયંત્રની પાછળ કાર્ય કરી રહયું હતું. સામાન્યતઃ ખેડુતો, હસ્ત કલાકારો, સોનીઓ, ભંગીઓ વિગેરે સતનામી કહેવાતા હતા તેઓ જાતિ-જ્ઞાતિમાં વિશ્વાસ

ધરાવતા ન હતા. એ લોકો હિંદુ-મુસ્લિમ વચ્ચે ફરકને પણ સ્વીકારતા ન હતા. શરૂઆતમાં તેમની અથડામણ એક સ્થાનિક અધિકારી સાથે થઈ અને ત્યાર પછી તેણે મોટું સ્વરૂપ ધારણ કર્યું. આ વિદ્રોહને કચડવા માટે સ્વયં બાદશાહે જવું પડયું. આ બગાવતનું એક મહત્વપૂર્ણ પાસું એ છે કે સ્થાનિક હિંદુ જમીનદારોએ મુઘલોને સાથ આપ્યો.

રાજારામના દોરીસંચાર હેઠળ જાટ લોકોએ ભારે તૈયારી સાથે ૧૬૮૫-માં મુઘલ સરકાર વિરૂદ્ધ બગાવત કરી. જાટોના આ વિદ્રોહને કચવાહા કુટુંબના રાજા બિશન સિંઘના નેતૃત્વમાં કચડી નાંખવામાં આવ્યો.

ઔરંગઝેબ અત્યંત હિંમતવાન તથા અસામાન્ય બહાદુર માણસ હતા. ઠંડા દિમાગથી સમજી વિચારીને પ્રમાણસર પગલાં ભરવાં એ તેમની પ્રકૃતિ (સ્વભાવ) હતી. પંદર વર્ષની ઉંમરમાં જ્યાં તેમણે એક બાજુ વિફરેલા હાથીઓનો એકલા હાથે મુકાબલો કર્યો, ત્યાં બીજી બાજુ ૮૭ વર્ષની ઉંમરમાં ''બાગિન ખેડા''ના ઘેરાવ વખતે યુદ્ધ મોરચાના ખાડાઓમાં નિર્ભયતાપૂર્વક ઉભા રહી તે પોતાની હિંમતનો પરચો બતાવતા રહયા. ખજવા અને ઘરમતનાં યુદ્ધોમાં મૃત્યુની પણ આંખોમાં આંખો પરોવી જોવાના તેમના કિસ્સાઓ હંમેશની યાદગાર છે.

અન્ય શેહઝાદાઓના રંગઢંગ વિરૂદ્ધ ઔરંગઝેબ પુસ્તકોના વાંચનને બહુ પસંદ કરતા હતા. અત્યંત ઝિણવટપૂર્વક વિચારવાની તેમને ટેવ હતી. સ્વભાવે તે ગંભીર હતા. ઔરંગઝેબ ફારસી, તુર્કી તથા હિંદુસ્તાની ભાષા (ઊર્દૂ) સારી પેઠે બોલી શકતા કે સમજી શકતા હતા. એટલે જ મુસ્લિમોનું કાનૂન સંબંધી (ફિકહી) અત્યંત વિશ્વાસપાત્ર ગ્રંથ ફતાવા આલમગીરી ઔરંગઝેબના કાળમાં ભારતમાં તૈયાર થયું.

ઔરંગઝેબની વર્તણૂંક પહેલાંથી જ બહુ સારી હતી. એટલે તેમણે શાહજહાં (પિતા)ના કાળથી જ શાહી દરબારના ઉચ્ચ અધિકારીઓને પોતાના મિત્ર બનાવી લીધા હતા. તેમણે રાજ સિંહાસન પર બિરાજ્યા પછી પોતાની આ ક્ષમતાનો વધારે ઉપયોગ કરવા માંડયો. પ્રજાએ તેમને

શાહી વસ્ત્રોમાં સજ્જ એક દુર્વેશ (સંત) કહયો. તેમણે સાદગીપૂર્વક સિદ્ધાંતલક્ષી જીવન વિતાવ્યું. મોજમજાથી તદ્દન દૂર રહયા. તેમની પત્નીઓની સંખ્યા કુર્આને નક્કી કરેલી કાયમ ચારની હદની અંદર જ રહેવા પામી. ૧૬૫૭માં દિલરસબાનું મૃત્યુ પામી. ૧૬૬૦ પછી નવાબ બાઈને એકલતાભર્યું જીવન વિતાવવું પડયું. ઔરંગઆબાદીનો ઈન્તેકાલ ૧૬૮૫માં થયો. તેના પહેલાં તે હંમેશ ઔરંગઝેબ સાથે રહી. ૧૬૬૦માં ઔરંગઝેબની શાદી ઉદેપુરી સાથે થઈ. અને તેના અંતિમ દિવસોમાં તેણી જ તેમની સાથે હતી.

રાજ્ય શાસનની વ્યવસ્થા કાજે તે આશ્ચર્યકારક મહેનત કરતા હતા. વધારે પડતા કામના કારણે ક્યારેક આપ દિવસમાં બે વખત દરબાર બોલાવી લેતા હતા. ઔરંગઝેબના અંતિમ દિવસોના ઈટાલિયન દરબારી તબીબ ગેમેલીના શબ્દોમાં ''ઔરંગઝેબનું કદ થોડુ નીચુ, નાક લાંબી, શરીર એકવડું અને વૃધ્ધાવસ્થાના કારણે ઝુકેલું હતું. આપ ઘઉંવર્ણા હતા. તથા આપની ગોળ સફેદ દાઢી હતી. વિવિધ મામલાઓ સંબંધે રજૂ કરવામાં આવતી અરજીઓ પર જરૂરી આદેશો તેમને ખુદ પોતાના હાથથી લખતાં જોઈને મારા મનમાં તેમના માટે આદરની ભાવના જાગી ઉઠતી હતી. લખતી-વાંચતી વખતે આપ ચશ્મા પહેરતા ન હતા. તેમનો ચહેરો હંમેશ પ્રફુલ્લીત રહેતો. તેનાથી એવું લાગતું કે તેમને તેમનું કામ બહુ પ્રિય છે.''

*(જાદુનાથ સરકાર, હિસ્ટ્રી ઓફ ઔરંગઝેબ, પૃ. ૪૧૭)*

નેવું (૯૦) વર્ષની ઉંમરમાં પણ તેમની બધી જ શારીરિક શક્તિઓ પૂર્ણપણે કાર્યરત હતી. તેમની યાદદાસ્ત એટલી પાકી હતી કે કોઈને એક વાર જોઈ લેતા અથવા એક વખત કોઈ વાત સાંભળી લેતા તો તેને જીવન-ભર ભૂલતા ન હતા. પાછલા કેટલાક વર્ષોથી તેઓ બુઢાપાના કારણે ઉંચું સાંભળતા હતા. એક અકસ્માતમાં થયેલી ઘુંટણની ઈજાની સારવાર બરાબર ન થવાના કારણે ચાલવામાં થોડાક અચકાવવા લાગ્યા હતા. આ બે ખામીઓને બાદ કરતાં બધી શારીરિક શક્તિઓ યથાવત્ હતી. ઔરંગઝેબે સૂફીઓની માફક તપસ્યાભર્યુ જીવન પસંદ કર્યું. અને હંમેશ વિનમ્રતા

દાખવી. તેમને 'આલમગીર ઝિંદા પીર' કહેવામાં આવતા. *(આગળનો હવાલો)*

૧૬૭૯ ઈ.સ.માં એક જૈની ધાર્મિક ગુરૂ ભીમ વિજયસૂરી અજમેરમાં ઔરંગઝેબની સેવામાં હાજર થયા. અને તેમણે બાદશાહથી એક ફરમાન મેળવ્યુ, જેમાં જૈન લોકોના તે મંદિરો અને જૈનાલયો અજમેર, સોજાતા, મરતા, જયતરાના અને જોધપૂર વગેરેમાં ખાલસા કરી દેવામાં આવી હતી. તે બધા જ જૈનાલયો અને મંદિરો પરત કરવામાં આવ્યા.

આનું વર્ણન "પિતાવલી સામછાયા, ભીમ વિજયનોગોના વાર્નચ અને ભીમ વિજય રાસા"માં મળશે.

આ પ્રમાણે ઘણા દાખલાઓ છે, જેનાથી સ્પષ્ટ થાય છે કે ઔરંગઝેબે જૈનમત સાથે ઘણો જ સારો વર્તાવ કર્યો.

એક જૈન કવિ રામચંદ્ર પોતાના પુસ્તક 'રામવિનોદ'માં ઔરંગઝેબના ઘણા વખાણ કરે છે. તથા બીજા લેખક જગતરાય રાયે પોતાના પુસ્તક 'પદમાનંદી પંચ દીયેકા'માં પણ ઘણા વખાણ કરે છે.

## જૈની સાધુ ચંદ્રસૂરીના નામે ફરમાન :

દિલ્હીમાં જૈન આચાર્ય શ્રી જૈન વિજયસીન સૂરી પાસે આ ફરમાન હાલમાં પણ સુરક્ષિત છે. જેમાં ઔરંગઝેબે રાજ્યભિષેકના સત્તાવીસમાં વર્ષે જૈન સાધુ ચંદ્રસૂરીના નામે જારી કર્યો હતો. જેમાં લખેલ છે કે જૈન સાધુઓને અમુક લોકો તરફથી પજવણી અને સતામણી થતી હતી. જેની તેમણે ઔરંગઝેબ બાદશાહને શિકાયત કરી, તો બાદશાહે આ ફરમાન દ્વારા સ્પષ્ટ શબ્દોમાં બધા જ સરકારી અમલદારોને લખ્યું કે આ પંથ (જૈન)ના કોઈપણ વ્યક્તિને કોઈ જાતની સતામણી થવી ન જોઈએ. તેઓ શાંતિ અને સુરક્ષાની ભાવનાઓ સાથે પોતાના રહેઠાણમાં રહે. અને હવે પછી બીજા વખતે આ લોકોએ દરબારમાં શિકાયત ન કરવી પડે. આ હુકમ બજાવવાને દરેક પોતાનું કર્તવ્ય અને ફરજ સમજે.

*(લખાણ ૧૯ રબી.આખર, વર્ષ ૨૭ રાજ્યભિષેક)*

ઉજ્જૈનના બ્રાહ્મણ કુટુંબને દાનપેટે જાગીરના ફરમાનનો પણ શ્રી જનનચંદ્ર સાહેબે ઉલ્લેખ કર્યો છે. જે રાજ્યભિષેકના બેતાલીસમાં વર્ષમાં આપ્યો હતો. જે તેમના ગુજરાન ચલાવવા માટે આપ્યો હતો. અને તેમાં ઉલ્લેખ હતો કે કોઈપણ વ્યક્તિ જોરઝુલ્મ કે દાદાગીરીથી આ જમીન તેમની પાસેથી છીનવી લેવાની કોશીશ ન કરે.

**ઔરંગઝેબ તરફથી ધાર્મિક વિધિ પૂર્ણાહૂતિ નિમિત્તે ભેટસોગાદ :**

શ્રી જનનચંદ્ર એક યુરોપિયન પ્રવાસી મીસ્ટર બ્રેનરના પ્રવાસનામાના હવાલાથી વર્ણન કરતા લખે છે કે બ્રેનર સૂર્ય ગ્રહણના મોકાસર ઔરંગઝેબના મહેલની નીચે હિંદુઓના જશ્ન અને ધામધૂમનું જે પ્રદર્શન થઈ રહ્યું હતુ તેને ત્રણ માઈલ સુધી નદીના બન્નેવ કિનારાઓ ઉપર જોઈ રહ્યા હતા. બ્રેનર યુરોપિય ધાર્મિક પાગલપણાથી વાકેફ હતો. જેથી તેણે ઘણો અચંબો પામતા લખ્યુ કે મુગલે અઅઝમ એક મુસલમાન છે, પરંતુ આ જૂની પુરાણી ધાર્મિક વિધિની તે પરવાનગી આપે છે. *(પ્રવાસનામુ : ભાગ-૧, પેજ-૩૦૧)*

આગળ એક વધુ અચરજ પમાડે એવા કિસ્સાનું વર્ણન કરે છે કે, જ્યારે અમુક બ્રાહ્મણો ભેટ-સોગાદો લઈ બાદશાહની સેવામાં હાજર થઈ ઉપર જણાવ્યા મુજબની ધાર્મિક વિધિ પૂર્ણ થવાની ખબર આપે છે, તો બાદશાહ તેમને ઈનામ અને હાથી પણ ભેટ આપે છે.

આ ફક્ત એક દાખલો નથી, બલ્કે તે યુગમાં પૂરીમાં જગન્નાથ મંદિરની રથયાત્રાની સંપૂર્ણ વિગત પણ મી. બ્રેનરે વર્ણન કરી છે.

**ગુજરાતના જૈન કવિની શાયરી :**

ઔરંગઝેબના યુગના એક જૈન કવિ ભગવતિદાસ લખે છે..

નરપતી તૈહન એ રાજા ઔરંગ
જા કી અખ્યા બહે અખંડ
ઈત ભૈત દિયાબે નાપેં કોયા
ઈલ્યા ઉપગાર નરપતીકે હો યા

**અર્થાત્ :** ઔરંગઝેબ તેનો રાજા છે. આ રાજાનો હુકમ આનાકાની વગર માનવામાં આવે છે. તેની સલ્તનતમાં કોઈ પણ વ્યક્તિને કોઈ પણ જાતનો ડર નથી. રાજાનો આ બહુ મોટો ઉપકાર છે.

બીજા એક જૈન સાહિત્યકાર મનીરામચંદ્ર લખે છે....

મર્દાનો એ મહાબલી - ઔરંગશાહી નારંદ
તાસ રાજ મૈન હર્ષ સન - રાચયોશાસ્ત્રા આનંદ

**અર્થાત્ :** ઔરંગઝેબ બાદશાહ બહાદુર અને નિડર છે. તેમના રાજમાં આ પુસ્તક મેં ઘણા હર્ષોલ્લાસ અને શાંત વાતાવરણમાં લખ્યુ છે.

મહાભારતના હિંદી ભાષાંતરકર્તા સિબ્બલસિંઘ ચૌહાણે મહાભારતના સાલ્યા પરરોહમાં લખ્યુ છે....

ઔરંગશાહ દિલ્લી સુલ્તાના
પર બલ પ્રતાપ જગત સત જાના

**અર્થાત્ :** ઔરંગઝેબ દિલ્હીના બાદશાહ છે. તેમની શાનો શૌકત સર્વ જગતમાં પ્રખ્યાત છે.

જો તે ઝાલિમ હોતે તો શું કોઈ હિંદુ કે જૈન કવિ જે તેમના દરબારથી પણ કોઈ સબંધ ન રાખતો હોય, છતાં તેમના વખાણ અને પ્રશંસા કરી શકે છે ?

## જૈનોના પુસ્તકોમાં ઔરંગઝેબના યુગનું વર્ણન :

સભાગ્યા વિજય એક જૈન સાધુ હતા. તેમણે ૧૬૯૩ ઈ.માં પ્રાચિન તિર્થમાળા લખી. જેમાં પૂરાતનકાળથી લઈ તેમના યુગ સુધીના ધાર્મિક મહંતોનું વર્ણન કર્યું છે. તેમાં ચતિર્યુ વિજયના વર્ણનમાં પોતાના ચેલા લાલવિજય વિશે લખે છે, લાલવિજય જેને પંડિત કહેવામાં આવતો હતો. આગ્રા ગયો અને ઔરંગઝેબ બાદશાહથી મળ્યો. દિલ્હીના આ નેક બાદશાહે તેને એક મોટી પૌશાલા (ખાનકાહ) જૈનો માટે બક્ષિસ કરી. અને તેના માટે એક ફરમાન જારી કર્યો કે, તે લોકો ત્યાં આરામથી રહે.

*(પ્રાચિન તિર્થમાલા : પેજ–૯૯)*

# ❁ કેન્દ્રથી બગાવત ❁

## રાજપૂતો સબંધે ઔરંગઝેબની નીતિ :

શ્રી ઓમપ્રકાશ પ્રસાદ લખે છે કે, પોતાના પૂર્વજોની માફક ઔરંગઝેબે પણ રાજપૂતો સાથે સારા સંબંધો રાખવાની કોશિશ કરી. મેવાતના મહારાણાનું પદ પાંચ હજારીથી વધારી છ હજારી કરી દીધું. રાજા જસવંતસિંઘ, જેણે ઔરંગઝેબની સામે યુદ્ધમાં શુજાઅ્‌ને સાથ આપ્યો, અને દારાશિકોહને ઔરંગઝેબ વિરૂદ્ધ પોતાની સલ્તનતમાં આવવાનું આમંત્રણ પાઠવ્યું, તેને તેના પદ પર યથાવત્‌-બહાલ રાખ્યો અને ગુજરાતનો સૂબેદાર નિયુક્ત કર્યો. ૧૬૭૮માં જસવંતસિંઘનું મૃત્યુ થઈ ગયું તો બંધારણથી ઉપરવટ જઈ ઔરંગઝેબે મારવાડના પરગણાં જસવંતસિંઘના પરિવાર તથા તેના શુભેચ્છકોના જીવનનિર્વાહ માટે આપ્યા.

જસવંતસિંઘના મૃત્યુ પછી તેની બન્ને રાણીઓને ત્યાં છોકરા જન્મ્યા. એટલે અનુગામી કોણ એનો તો ઉકેલ આવી ગયો. તે જમાનામાં એવું ચલણ હતું કે કોઈ અનુગામી ન હોવાની સ્થિતિમાં તે રાજાનું રાજ્ય કેન્દ્ર હેઠળ ચાલ્યું જતું હતું. બન્ને બાળકો સગીર વયના હતા એટલે ઔરંગઝેબે જોધપુરથી કર વસૂલી કરવાનો ઠેકો જસવંતસિંઘના મોટા ભાઈના પૌત્ર ઈન્દ્રસિંઘને ૨૭ લાખ રૂપિયા લઈને આપી દીધો. જસવંત સિંઘના પુત્ર અજીત સિંઘને પદ ઉપરાંત મારવાડ રાજ્યના બે પરગણાં સુજત અને જેતાખ જાગીર તરીકે ઔરંગઝેબે આપી દીધા. જેથી મરાઠાઓ તેમજ શીખોથી મળીને અહીંના રાજપૂતો કેન્દ્ર સામે બગાવત ન કરી બેસે. રાજકીય દ્રષ્ટિકોણથી જુઓ તો ઔરંગઝેબની નેમ મારવાડના રાજાના કુટુંબમાં ભાગલા પાડવાની હતી. પરંતુ રાઠોડ નેતાઓના પિતામહ દુર્ગાદાસે અજીતસિંઘ બાબતે કરવામાં આવેલ ઔરંગઝેબના ચુકાદાને ન સ્વીકાર્યો. જ્યારે ઔરંગઝેબે રાજકુમારો તથા તેમની માતાઓની ધરપકડનો આદેશ આપ્યો તો દુર્ગાદાસ ઠંડો પડી ગયો. *(મુહમ્મદ અત્હર અલી, "૧૬૭૯ કે રાઠોડ વિદ્રોહ કે કારણ" મધ્યકાલીન ભારત, અંક-૨, તંત્રી ઈરફાન હબીબ, ૧૯૮૩, પૃ. ૯૩–૧૦૨)*

જોધપુરની ગાદી પર પછી અજીતસિંઘ બેઠો. *(મઆષિરે આલમગીરી, પૃ. ૧૭૦-૭૬)* થોડાક જ દિવસો પછી ઔરંગઝેબ મારવાડના રાઠોડોથી નારાજ થઈ ગયા અને તેમના ઉપર હલ્લો બોલાવી દીધો. તેમના હુમલાથી ડરીને ભાગેલા દુર્ગાદાસ અને અજીતસિંઘે મેવાડના રાણા રાજસિંઘને ત્યાં આશ્રય લીધો. દુશ્મનનો મિત્ર દુશ્મન હોય છે એમ સમજી ઔરંગઝેબે મેવાડ પર હુમલો કરી દીધો. રાણાએ ભાગી જઈ પર્વતીય વિસ્તારોમાં જાન બચાવી અને મુઘલોના મુકાબલા માટે ફરી તૈયારીમાં લાગી ગયો.

ઔરંગઝેબના વિદ્રોહી પુત્ર અકબરને દુર્ગાદાસે સુરક્ષા તથા માર્ગદર્શન પુરૂ પાડયું તો અકબરે અજમેર પર ચઢાઈ કરી દીધી. મેવાડ પર હુમલા તથા અકબરની બગાવતનો સામનો કરવા માટે ઔરંગઝેબે કડક નીતિ અપનાવી. અકબર મહારાષ્ટ્ર બાજુ નાસી ગયો. રાણા રાજસિંઘના પુત્ર રાણા જગતસિંઘથી ઔરંગઝેબ મળી ગયા. અને તેને પાંચ હજારી પદ અર્પણ કર્યો. જગતસિંઘે વાયદો કર્યો કે તે અજીતસિંઘને સાથ નહીં આપે.

રાજપૂતોનો અસંતોષ પારખી લીધા પછી ઔરંગઝેબે અજીતસિંઘને મારવાડના રાજા તરીકે માન્યતા આપી દીધી. તો પણ તનાવ તો ત્યાર પછી પણ યથાવત્ રહયો.

ઉપરોક્ત પરિસ્થિતિ જોતાં ઔરંગઝેબ રાજપૂતોને શંકાની દ્રષ્ટિએ જોવા લાગ્યા હતા. ઔરંગઝેબના શાસનકાળના પહેલાં વીસ વર્ષો દરમિયાન તેની રાજપૂત શત્રુતાના પુરાવાઓ મળતા નથી. શાહજહાંના જમાનામાં એક હજારી તથા તેના ઉપરનો પદ મેળવનારા રાજપૂતોની સરેરાશ ટકા-વારી ૧૬ પ્રતિશત હતી. શાહજહાંએ કોઈ પણ રાજપૂતને સાત હજારીનો પદ એનાયત ન કર્યો, પરંતુ ઔરંગઝેબે જેસિંઘ અને જસવંતસિંઘને સાત હજારી પદથી નવાજ્યા. *(મુહમ્મદ અતહર અલી, ‘‘ધી રીલિજિયસ ઈશ્યુઝ ઈન ધી વોર ઓફ સકસેશન’’ ૧૬૫૮–૫૯, પ્રોસિડિંગ્સ ઓફ ઈન્ડીયન હિસ્ટ્રી કોંગ્રેસ, અલીગઢ ૧૯૬૦)* કછવાહા, હાડાભાઈ અને બીકાનેરના રાઠોડો ઔરંગઝેબ સાથે ન બાખડયા.

# ❁ શીખ બગાવત ❁

શીખોની બગાવત ઔરંગઝેબની સામે થયેલી છેલ્લી બગાવત હતી. શીખ ગુરૂઓએ શાસકોની જેમ પોતાની રહેણી-કરણી બનાવી લીધી હતી તથા સૈન્યની પણ જમાવટ કરી લીધી હતી. તેઓ પોતાની જાતને ''સચ્ચા બાદશાહ'' કહેવડાવતા.

*(કનિંઘમ, ''શીખોંકા ઈતિહાસ'' કર્તા : કમલા કરતિવારી, ભાષાંતર, રમેશ તિવારી અને સુરેશ તિવારી, ઈતિહાસ પ્રકાશન સંસ્થાન, વારાણસી, ડિસેમ્બર ૧૯૬૫, પૃ. ૭૬)*

૧૬૭૫ સુધી કેન્દ્ર માટે કોઈ ખતરો ન લાગતાં ઔરંગઝેબે શીખ ગુરૂઓ વિરૂદ્ધ કોઈ પગલાં ન લીધા.

સાતમા ગુરૂ હરિરાયનો પહેલો પુત્ર રામરાય હતો. (પરિશિષ્ટ-૨૨ મુજબ, નાનક, અંગદ, અમરદાસ, અર્જુન, હરગોવિંદ, ગુરૂદત્ત, હરિરાય, હરિકિશન અને તેગબહાદુર પછી દસમા અને છેલ્લા ગુરૂ ગોવિંદસિંઘ હતા.) રામરાય એક ગુલામડીના પેટે જન્મ્યો હતો.

હરિરાયની ધર્મપત્નીના કુખથી એક બીજો પુત્ર હરકિશન જન્મ્યો. હરિરાયે પોતાની બાંદીથી અવતરેલા પુત્ર માટે અનુગામી તરીકેની ઘોષણા કરી, જેના કારણે પંજાબમાં અંદર અંદર તનાવ વધી જવા પામ્યો. આ સમસ્યાના સમાધાનની જીમ્મેદારી ઔરંગઝેબને સુપ્રત કરવામાં આવી, પરંતુ તે શીખોના વિવાદમાં પડવા માંગતા ન હતા. તેમની ઈચ્છા એ હતી કે શીખો પોતે જ આ બાબતે કોઈ નિર્ણય પર આવી જાય.

*(આગળનો હવાલો, પૃ. ૫૩)*

અંતે હરિરાયની ધર્મપત્નીથી પેદા થયેલ પુત્ર હરકિશન આઠમા ગુરૂ બન્યા. પરંતુ થોડાક જ દિવસોમાં શીતળાની બીમારીના કારણે મૃત્યુ પામ્યા. અને તેગબહાદુરને નવમા ગુરૂ બનાવી દેવામાં આવ્યા. ગુરૂ તેગબહાદુરે આસામથી થયેલી લડાઈમાં મુગલોના સૈન્ય તરફથી ભાગ લીધો. ત્યાર પછી પોતાના ચેલાઓ તથા સિપાઈઓનો ખર્ચ કાઢવા માટે બળજબરી-પૂર્વક લોકો પાસેથી દૌલત મેળવવા માંડી. *(આગળનો હવાલો, પૃ. ૫૫)*

આદમ હાફિઝ નામના એક સૂફી સાથે ગુરૂ તેગબહાદુરની ગાઢ મિત્રતા હતી. માલદાર હિંદુઓ પાસેથી તેગબહાદુર અને માલદાર મુસ્લિમો પાસેથી આદમ હાફિઝ મનસ્વીપણે સંપત્તિ મેળવતા. *(આગળનો હવાલો)*

બન્નેની હેરાનગતિથી બાજ આવી જઈ ઔરંગઝેબના સૈનિકોએ બન્નેને કેદ કરી લીધા. વાસ્તવમાં પોતાના એશ આરામ માટે આદમ હાફિઝે ગેરકાનૂની કામ કર્યા, એટલે ઔરંગઝેબે તેને દેશનિકાલની સજા ફટકારી. કેન્દ્રથી મુકાબલો કરી શકે એ હેતુસર ગુરૂ તેગબહાદુરે પોતાની સૈનિક શક્તિ સુદ્રઢ બનાવવા માટે આતંક ફેલાવ્યો હતો. એ કારણે ૧૬૭૫ ઈ.સ.માં ઔરંગઝેબના આદેશથી તેમને મોતની સજા આપવામાં આવી. પરંતુ ગુરૂ તેગબહાદુરને મૃત્યુદંડ અપાયો તે બાબતે આપણી પાસે નક્કર પુરાવાની કમી છે. *(આગળનો હવાલો, પૃ. ૫૭)*

એક અંગ્રેજ અધિકારી મેટિકલફે પોતાની કૃતિ ''શીખોનો ઈતિહાસ''માં સૌથી પહેલાં એમ લખ્યું કે ઔરંગઝેબે ગુરૂ તેગબહાદુરને મોતની સજા આપી. મેટિકલફ પહેલાં તેનો કોઈ ઉલ્લેખ કે પુરાવો નથી મળતો. તેનાથી પણ વધારે મહત્વપૂર્ણ મુદ્દો એ છે કે મેટિકલફ પછી છપાયેલી અન્ય કૃતિમાં મેટિકલફના આ વિચારને કે ''ઔરંગઝેબે ગુરૂ તેગબહાદુરને મોતની સજા આપી'', ઘણું મહત્વ આપવામાં આવ્યું. જો કે મેટિકલફથી પહેલાં એક બીજી વાત જાણવા મળે છે. અને તે એ કે ભાઈ મનીસિંઘનું પુસ્તક ''ભગત રત્નાવલી'' ૧૮૯૩ ઈ.સ.માં પ્રગટ થયું. તેમાં સાફ શબ્દોમાં લખ્યું છે કે એક શીખે જ તેમની પોતાની પરવાનગીથી તેમનું માથું કાપી નાંખ્યું.

*(બ્રાઉન, ઈન્ડીયા ટ્રેક્ટસ, વો, ૨. પૃ. ૨-૩)*

કનિંઘમે લખ્યું છે કે, ઔરંગઝેબને ચમત્કાર દેખાડવા માટે તેમણે કહયું કે તે એક એવો મંત્ર લખશે કે જે કોઈપણ તેને પોતાના ગળામાં બાંધી લેશે, તલવારનો ભારેમાં ભારે ઘા ની પણ તેની ગરદન પર કાંઈ અસર થશે નહીં. તે મંત્રને તેમણે ખુદ પોતાની ગરદનમાં જ બાંધ્યો અને પોતાના ચેલાને તલવારનો ઘા કરવાનો ઈશારો કર્યો. તલવારનો ભારે ઘા જે ક્ષણે

તેમની ગરદન પર પડયો, માથું ધડથી જુદું થઈ એક બાજુ જઈ પડયું. આ ઘટનાના વર્ણનકર્તા તે લોકો છે જેમને ગુરૂજીની સેવામાં હંમેશા રહેવાનું સૌભાગ્ય પ્રાપ્ત હતું. ૧૯૧૨માં આ પુસ્તક ''ભગત રત્નાવલી'' જ્યારે બીજી વખત પ્રગટ થયું તો ઉપરોક્ત ઘટનાને તેમાંથી કાઢી નાંખવામાં આવી. કારણકે તેનાથી પહેલાં મેટિકલફની કહાની આવી ચૂકી હતી.

ગ્યાની સિંઘની કૃતિ ''પંથ પ્રકાશ''ની પહેલી આવૃત્તિ ૧૮૭૯ ઈ.સ.માં અને બીજી આવૃત્તિ ૧૮૮૩ ઈ.સ.માં પ્રગટ થઈ. તે કૃતિની બંનેવ આવૃત્તિમાં આ વાતનો કોઈ ઉલ્લેખ નથી કે ગુરૂ તેગબહાદુરને ઔરંગઝેબે મારી નાંખ્યા. પંથ પ્રકાશની ત્રીજી આવૃત્તિ માલકમની કિતાબ પછી પ્રકાશિત થઈ. તે કિતાબમાં લખ્યું છે કે ગુરૂજીથી ઈસ્લામ ધર્મ સ્વીકાર કરી લેવા માટે કહેવામાં આવ્યું. તેમણે ઈન્કાર કર્યો એટલે તેમને ચાંદની ચોક ખાતે જાહેરમાં મારી નાંખવામાં આવ્યા હતા. એક મહત્વપૂર્ણ મુદ્દો એ કે કનિંધમે પોતાના પુસ્તકમાં આ ઘટના લખી નથી.

''શીખાં દે રાજ'' પુસ્તક ૧૮૬૨ ઈ.સ. તથા ૧૮૯૨ ઈ.સ.માં એમ બે વખત પ્રકાશિત થયું. તે પુસ્તકમાં પણ ભગત રત્નાવલીની જેમ ગુરૂ તેગબહાદુરને ઔરંગઝેબ દ્વારા મૃત્યુદંડ આપવાનો કોઈ ઉલ્લેખ નથી, પરંતુ આ પુસ્તકની ગોરમુખી આવૃત્તિમાં હકીકતથી વિપરિત ઔરંગઝેબનું નામ તથા આ ઘટના શામેલ કરી દેવામાં આવી.

ગુરૂ તેગબહાદુરના મૃત્યુ પછી શીખ ચળવળે લશ્કરી સ્વરૂપ ધારણ કરી લીધું. આ ચળવળને શીખોના દસમા અને અંતિમ ગુરૂ ગોવિંદસિંઘનો વિશેષ સહકાર મળતો રહયો. પહેલા તબક્કામાં હિંદુ રાજાઓએ અંદરો-અંદરના ઝઘડાઓમાં ગુરૂ ગોવિંદસિંઘના સહકારથી લાભ લેવા ઈચ્છયું, પરંતુ ગુરૂજી બહુ જલ્દી પોતાની સ્થિતિ (પોઝીશન) મજબૂત કર્યા પછી હિંદુ રાજાઓના વિરોધી થઈ ગયા. અનેક હિંદુ રાજાઓએ એકી સાથે મળીને ૧૭૦૪ ઈ.સ.માં ગુરૂજી પર હુમલો કરી દીધો. જેમાં ગુરૂજીની જીત થઈ. ત્યારે હિંદુ રાજાઓએ મુઘલોથી ગુરૂ ગોવિંદસિંઘ વિરૂદ્ધ મદદ

કરવાની દરખાસ્ત કરી. મુઘલ સત્તાને પોતાના હિતો ખાતર ગુરૂ ગોવિંદ સિંઘને દબાવવાનું જરૂરી લાગ્યું. ઔરંગઝેબે લાહોરના સૂબેદાર અને સરહિંદના ફોજદાર વઝીરખાનને ગુરૂ ગોવિંદસિંઘ વિરૂદ્ધ પર્વતીય રાજાઓની મદદ કરવાનો હુકમ આપ્યો અને શીખોને ખસેડી મૂકવામાં આવ્યા.

ઔરંગઝેબને અત્યાચારી તથા શીખ વિરોધી સાબિત કરવા માટે ઐતિહાસિક પૂરાવા સાથે એ દલીલ આપવામાં આવે છે કે ઔરંગઝેબે ગુરૂ ગોવિંદસિંઘના બન્નેવ બાળકોને મારી નાંખ્યા. ભાઈબીરસિંઘ પટયાલવીએ પોતાના પુસ્તક ''સંઘ સાગર'' ૧૮૨૭ માં ગુરૂ ગોવિંદસિંઘના બન્નેવ છોકરાઓને દીવાલમાં ચણાવી દઈ મારી નાંખવાનો ઉલ્લેખ સર્વપ્રથમ કર્યો છે. બ્રાઉન[૧] તથા કનિંઘમ[૨] વગેરેએ ત્યારપછી આ ઘટનાને નમક મરચું ભભરાવીને રજૂ કરી છે. ૧૮૮૭ થી ગુરૂજીના બન્ને પુત્રોના નામ પર મેળો પણ ભરાવવાનો શરૂ થઈ ગયો.

આ વાતમાં કોઈ શંકા નથી કે ગુરૂ ગોવિંદસિંઘની મહત્વપૂર્ણ યોજનાઓ તથા કેન્દ્ર વિરોધી ગતિવિધિઓના કારણે ઔરંગઝેબ સતર્ક થઈ ગયા હતા. એટલે તેમણે કેન્દ્રથી છેડો ફાડનારા અન્યોની જેમ શીખોને પણ કચડી નાંખ્યા, પરંતુ આ વાતનો કોઈ સજ્જડ પુરાવો સાંપડતો નથી કે ગોવિંદ-સિંઘના બે બાળકોને તેમણે મરાવ્યા. (હાંસિયામાં લખ્યું છે)કે આ પહેલાં જ બતાવી દેવામાં આવ્યું છે કે, ગાદી માટે અશોક મોર્યએ પોતાના ૧૦૦ ભાઈઓને રહેંસી નાંખ્યા. રાજ મેળવવા માટે છેલ્લા મૌર્ય શાસક હરહદરથને તેના સેનાપતિ મિત્રશંગે મારી નાંખ્યો. ઈસા પૂર્વે છટ્ઠી સદીમાં માથા પર તાજ પહેરવાના આશયથી અજાતશત્રુએ પોતાના પિતાની જ હત્યા કરી નાંખી. શાહી ગાદી મેળવવા માટે પોતાના બાપ શાહજહાં સાથે માત્ર ઔરંગઝેબ જ નહીં મુરાદ તથા શુજાએ પણ બગાવત કરી. આ બધી ઘટનાઓ બતાવવાનો આશય એ છે કે શીખ સમસ્યાની ચર્ચા લાંબી ખેંચીને

---

૧. ઈન્ડીયા ટ્રેકટસ, પૃ. ૬૭
૨. કનિંધમ, શીખોંકા ઈતિહાસ,પૃ. ૭૭

ઔરંગઝેબને દોષિત તથા શીખ વિરોધી ઠરાવવા, અન્ય ઐતિહાસિક ઘટનાઓ જો સામે રાખવામાં આવે તો યોગ્ય નથી. (અહીં હાંસિયો પુરો થયો) ગુરૂ ગોવિંદસિંઘની હત્યા એક પઠાણના હાથે થઈ. જેના બે છોકરાઓને ગુરૂજીએ મારી નાંખ્યા હતા. ગોવિંદસિંઘથી મળીને ઔરંગઝેબ પરિસ્થિતિને રાબેતા મુજબ કરવા માંગતા હતા, પરંતુ તેના પહેલાં જ ૧૭૦૭ ઈ.સ.માં તેમનો દેહાંત થઈ ગયો. *(કનિંઘમ, શીખોંકા ઈતિહાસ, પૃ. ૭૯/૮૦)*

હિંદુઓ અને મુસ્લિમો વચ્ચે અંતર કે તનાવભરી સ્થિતિ પ્રવર્તમાન હતી તેને સાબિત કરવાની કોશિષ રાજકીય રોટલા શેકવા માટે મુનાસિબ હોય શકે છે, પરંતુ ઐતિહાસિક દ્રષ્ટિબિંદુથી જુઓ તો યોગ્ય નથી. અમને એવા ઘણાં દાખલાઓ મળે છે, જેનાથી જાણવા મળે છે કે દુશ્મની અથવા વ્યકિતગત હિત ખાતર હિંદુઓ વિરૂદ્ધ હિંદુઓએ મુસ્લિમોને સાથ આપ્યો. (જાદુનાથ સરકાર, ઔરંગઝેબ, પૃ. ૩૪૦, જાદુનાથ સરકાર વધુમાં લખે છે કે, ૧૭૦૩ પછી શિવાજી અને શંભુજી ગામડાઓ-શહેરોના વ્યાપારીઓને હિંદુ-મુસ્લિમના ભેદ વગર લૂંટયા કરતા હતા. અને મુઘલ સૈન્યના આવતાંની સાથે જ છુપાય જતા હતા.)

અને તેના પણ પુરાવાઓ મળી આવે છે કે, જરૂર મુજબ મુસલમાનોએ મુસલમાનોનો વિરોધ કર્યો તથા હિંદુઓને સાથ આપ્યો. દા.ત. ગંગારામ બ્રાહ્મણ જેને ત્યાં ગુરૂ ગોવિંદસિંઘની માં સુંદરી અને તેના બાળકોએ આશ્રય લીધો. તે જ ગંગારામે તે બાળકો અને ગુરૂજીની માતા સુંદરીને સરહિંદના હાકેમને હવાલે કરી દીધી તેમજ જીવ સટોસટની બાજી લગાવી ગુરૂ ગોવિંદસિંઘને મોતના મુખમાંથી બચાવનારા નબીખાં અને ગનીખાં બન્નેને ગુરૂ ગોવિંદસિંઘે ''પુત્રોથી પણ વધારે પ્રિય'' કહયા.

ગુરૂ અર્જુનસિંઘનો ભાઈ પૃથ્વીચંદ હતો. તેણે જ્યાં સુધી ભાઈને મારી ન નાંખ્યો ત્યાં સુધી શાંતિથી ન બેઠો. જો કે તેના કારણે જ ગુરૂ અર્જુનસિંઘની ધરપકડ કરવામાં આવી હતી.

મિયાં મીર પણ એક મુસ્લિમ હતા. જેમના હાથોથી અમૃતસરના ગુરૂદ્વારાનો શીલાન્યાસ કરવામાં આવ્યો.

ચંદુ શાહ એક હિંદુ જ હતો, જેણે બહુ જ પીડાઓ આપી ગુરૂ અર્જુનસિંઘને માર્યા અને તેમના ભાઈ પૃથ્વીચંદનું દિલ ઠાર્યું. બાબા ફરીદ તે મુસ્લિમ હતા જેમની કવિતાઓને ગુરૂ અર્જુનસિંઘે ગુરૂ ગ્રંથ સાહેબમાં શામેલ કરી. બહાદુર શાહ ઝફર ભલે મુસ્લિમ હતા, પરંતુ તેમણે આપેલી ઝુલફકાર નામી તલવાર આજે પણ આનંદપુર સાહેબમાં મોજૂદ છે. ધીરુમલ, ગુરૂ તેગબહાદુરનો ભત્રીજો હતો, જે હંમેશ કાકા વિરૂદ્ધ મુઘલોની કાન ભંભેરણી કરતો રહેતો હતો. એટલે આપણે એમ તો કહી શકીએ કે ઔરંગઝેબના શાસનકાળ દરમિયાન મરાઠાઓ, શીખો અને જાટોની બગાવતો થઈ, પરંતુ કોઈ પ્રકારનું કોમી રમખાણ થયું નહીં. (રામપ્રસાદ ત્રિપાઠી, 'મુઘલ સામ્રાજ્યકા ઉત્થાન ઔર પતન' ઈલ્હાબાદ, ૧૯૮૪, પૃ. ૩૭૪ – આગળ લેખક લખે છે કે, ''ઔરંગઝેબ બહુ સારો લેખક અને સક્ષમ સૈનિક હતો. પ્રબળ ઈચ્છાશક્તિ તથા મક્કમ મનોબળ ધરાવતો ઔરંગઝેબ રાજકીય દાવપેચ તથા સૂઝ બાબતે અજોડ હતો. તે બહુ મહેનત તથા ઝડપથી હિસાબ તપાસતો હતો. સહનશક્તિ ગજબની હતી. તેની ગંભીરતા તથા સજ્જનતાના કારણે લોકો પર તેનો દબદબો (રોફ) છવાય જતો. તેની સિધ્ધાંત નિષ્ઠા તથા ઉંડા રાજકીય વ્યૂહના લીધે લોકો તેનાથી ભયભીત રહેતા. પ્રતિકુળ સંજોગોમાં પણ તે બરફની જેમ ઠંડો રહી શકતો, અને ખુશીના પ્રસંગે પણ તેના ચહેરાનો રંગ બદલાતો ન હતો. તેની સેના તેના વર્તનથી ખુશ રહેતી. શારીરિક અથવા માનસિક કમજોરીનો આરોપ તેના પર લગાવી શકાય એમ નથી. તે હંમેશ ચિંતાના કારણે થોડોક ચિડાયેલો રહેતો. કોઈની ઉપર સરળતાપૂર્વક સંપૂર્ણ વિશ્વાસ ન ધરાવતો હતો, પરંતુ સામાવાળાને તેની અનુભૂતિ કરાવ્યા વગર તેનાથી કામ કઢાવી લેવાની તેમાં ત્રેવડ હતી. તેના ઉપરોક્ત ગુણો સામે પડકાર ફેંકવાની કોઈ શક્યતા નથી.)

બીજાપુર ક્યારેક મુઘલો વિરૂદ્ધ મરાઠાઓથી મદદ માંગતું તો ક્યારેક મરાઠાઓ વિરૂદ્ધ મુઘલોથી સહાય માંગતું. બીજાપુરના ગાદીપતિ મસઉદખાંએ મોઘલો વિરૂદ્ધ શિવાજીથી મદદ માંગી તો શિવાજીએ દસ હજાર ઘોડાસવાર મરાઠાઓ અને બસો બળદો પર ખાવા-પીવાની વસ્તુઓ

લાદીને મોકલી દીધા. શિવાજી ખુદ ત્યાં સૈન્ય સહિત પહોંચી ગયો. સરદાર દીલેરખાં નામના મોઘલ સરદારની નિષ્ફળતા પછી ૧૬૮૨માં શાહજાદાએ આઝમના નેતૃત્વમાં મોટી ફોજ મોકલવામાં આવી. અંતે બીજાપુર મુઘલોના કબ્જામાં આવી ગયું.

પોતાનું બીજું નિશાન ઔરંગઝેબ એક અન્ય મુસ્લિમ રાજ્ય ગોલકુંડાને બનાવ્યું. ૨૧, એપ્રિલ ૧૬૭૨ના દિવસે છટ્ઠા સુલ્તાન અબ્દુલ્લાહ કુતુબશાહના અવસાનના કારણે અનુગામી માટે ઝઘડો ઉભો થયો. ઈરાની નાયક સૈયદ મુહમ્મદની મદદથી અબૂલહસન સુલ્તાન તથા મુઝફફર વડાપ્રધાન બન્યો. પરંતુ ત્યાર પછી મુઝફફરની હત્યા કરી નાંખવામાં આવી અને મદન્ના નામી બ્રાહ્મણને અબૂલહસને પ્રધાન બનાવ્યો. મદન્નાનો ભાઈ અકન્ના ગોલકુંડાનો સરસેનાપતિ નિમાયો. અબૂલહસન રાત-દિવસ રંગરેલિયા મનાવતો રહેતો એટલે સમગ્ર સત્તા મદન્નાના હાથમાં સરી ગઈ. પોતાની હેસિયત મજબૂત રાખવા તેણે મરાઠાઓને એક લાખ હોન (તે કાળનો સોનાનો સિક્કો) વાર્ષિક આપી તેણે સુરક્ષા મેળવી. હોન તે વખતે ચલણમાં હતું.

૧૬૮૫માં અબૂલહસને ભલે હથિયાર હેઠા મૂકી દીધા, પરંતુ ગોલકુંડાની મુઘલ વિરોધી ગતિવિધીઓ ચાલુ રહી. અંતે ૨૧, સપ્ટેમ્બર ૧૬૮૭ના દિને ગોલકુંડાના કિલ્લા પર મુઘલોએ કબ્જો જમાવી લીધો. અબૂલહસનને પકડી લેવામાં આવ્યો.

## ❁ મરાઠા ❁

બીજાપુર અને ગોલકુંડાના પતન પછી ઔરંગઝેબે પોતાની પુરી શક્તિ મરાઠાઓ સામે લગાવી દીધી. બુરહાનપુર અને ઔરંગાબાદ પર હુમલાઓ સિવાય એક નવા મરાઠા સરદાર સંભાજીએ ઔરંગઝેબના વિદ્રોહી પુત્ર અકબરને આશ્રય આપીને ઔરંગઝેબને એક બહુ મોટો પડકાર ફેંકયો હતો. ઔરંગઝેબને સૌથી વધારે ડર એ વાતનો હતો કે મરાઠાઓની હિમાયતના આધારે શાહજાદા અકબર જો મુઘલ ઈલાકાઓ પર હુમલાઓ

શરૂ કરી દેશે તો એક લાંબુ ગૃહયુધ્ધ ફાટી નીકળશે. પરંતુ સંભાજીએ શાહજાદા અકબરને ભરપૂર સહાય ન આપીને પોતાની શક્તિ પોર્ટુગીઝો અને સીદીઓ સાથે નિરૂદ્દેશ્ય યુધ્ધ લડવામાં લગાવી દીધી. સંભાજી અને શાહજાદા અકબરનો મેળ શંકાસ્પદ હોવું સ્વાભાવિક હતું. આ કારણે જ જ્યારે ઔરંગઝેબ બીજાપુર તથા ગોલકુંડા સાથે યુધ્ધમાં વ્યસ્ત હતા તે વખતે પણ સંભાજીએ શાહઝાદા અકબરને પુરતી મદદ દેવાનો ઈન્કાર કરી દીધો. આના લીધે જ ૧૬૮૬માં મુઘલ ઈલાકાઓ પર શાહજાદા અકબરના હુમલાઓને ખાળી શકાયા. અંતે નિરાશ થઈ શાહજાદા અકબર સમુદ્રિય માર્ગે નાસી છૂટી ઈરાન ચાલ્યો ગયો.

બીજાપુર અને ગોલકુંડાના પતન પછી પણ સંભાજી પોતાના આજુ-બાજુના વિસ્તારો તથા અંદરના હરીફોને માત કરવામાં રોકાયેલો રહયો. ૧૬૮૯માં પોતાના એક છૂપા અડ્ડા સંગમેશ્વર પર મુઘલોના ઓચિંતા હુમલાથી સંભાજી ડધાય ગયો. તેને ઔરંગઝેબની સામે લાવવામાં આવ્યો અને મારી નાંખવામાં આવ્યો. મરાઠાઓથી સમાધાન કરીને ઔરંગઝેબ બીજાપુર તથા ગોલકુંડા પર પોતાનો વિજય કાયમી બનાવી શકતો હતો, પરંતુ સંભાજીને મારી નાંખીને તેણે માત્ર આ મોકો જ ગુમાવી ન દીધો, બલ્કે મરાઠાઓ માટે યુધ્ધની આગને વધુ ભડકાવવાનું બહાનું ધરી દીધું. કોઈ એક સક્ષમ નેતા ન હોવાના કારણે મરાઠા સરદારોએ ખુલ્લેઆમ મુઘલ વિસ્તારોમાં લૂંટમાર શરૂ કરી દીધી. મુઘલ સૈન્યને જોતાં જ તેઓ આમ-તેમ સંતાય જતા. મરાઠાઓનો ખાત્મો બોલાવવાના બદલે ઔરંગઝેબે તેઓને સમગ્ર દખ્ખણ (દક્ષિણ)માં પોતાની ગતિવિધિઓ વધારવાની તક આપી. સંભાજીના નાનાભાઈ રાજારામની હુકૂમત તો સ્થપાઈ, પરંતુ પાટનગર પર મુઘલોના હુમલાઓ જોઈ તે ત્યાંથી ભાગી ગયો. રાજારામે નાસી જઈ પૂર્વીય સરહદ પર આવેલ જિંજીમાં આશ્રય લીધો. અને ત્યાંથી તેણે મુઘલો વિરૂદ્ધ જંગ જારી રાખી. આમ, મરાઠાઓની બગાવત પશ્ચિમથી પૂર્વ સુધી ફેલાય ગઈ.

ઔરંગઝેબે જિંજીમાં રાજારામને ઘેરામાં લઈ લીધો. આ ઘેરો ઘણા

દિવસો સુધી લંબાયો. ૧૬૯૮માં જિંજીનું પતન થયું. પરંતુ રાજારામ ત્યાંથી ભાગવામાં સફળ રહયો. મરાઠાઓના હુમલામાં વધારા નોંધાયા. ઘણી વખત મુઘલોને બહુ જ નુકસાન ઉઠાવવું પડયું. મરાઠાઓએ ગુમાવી દીધેલા કિલ્લાઓ પર ફરી કબ્જો કરી લીધો. રાજારામ સિતારા પાછા ફરવામાં સફળ રહયો. મુઘલો અને મરાઠાઓ વચ્ચે તનાવભરી સ્થિતિ યથાવત્ રહી.

૧૭૦૩માં ઔરંગઝેબે મરાઠાઓ સાથે વાતચીત (વાટાઘાટ) શરૂ કરી. સંભાજીના પુત્ર સાહુને મુકત કરવાની તેમણે તૈયારી દર્શાવી. તે વખતે સાહુ તેની માતા સાથે સિતારામાં કેદ હતો. સાહુ સાથે સારો વર્તાવ કરવામાં આવ્યો. યુવાન થઈ ગયા પછી તેનું લગ્ન વિખ્યાત મરાઠા કુટુંબની બે પુત્રીઓ સાથે કરી દેવામાં આવ્યું. શિવાજીનું રાજ્ય અને દક્ષિણમાં 'સરદેશ મુખી'ની સત્તા સાહુને આપીને તેની વિશેષ હેસિયત સ્વીકારવા માટે ઔરંગઝેબ તૈયાર હતો. પરંતુ જે ગુપ્ત માહિતીઓ મળતી હતી તેના કારણે ઔરંગઝેબે અંતે મરાઠાઓને શંકાસ્પદ ગણી આખી યોજનાને જ અભરાઈએ ચઢાવી દીધી.

૧૭૦૬માં ઔરંગઝેબને એ વાતનો અહેસાસ થઈ ગયો કે મરાઠાઓના બધા જ કિલ્લાઓ પર કબ્જો કરવો મુશ્કેલ છે. પરંતુ તે છતાં પણ યુધ્ધ ચાલતું રહયું. ૧૭૦૭માં ઔરંગઝેબનો ઈન્તેકાલ થઈ ગયો. અને મરાઠાઓને શ્વાસ લેવાનો મોકો મળી ગયો.

જો આપણે ઔરંગઝેબને એક મુસ્લિમ શાસકના બદલે માત્ર શાસનકર્તા કે રાજા સમજીએ તો એ હકીકત સ્વીકારવી જોઈએ કે કોઈપણ બાદશાહને પોતાના તખ્તોતાજ કે ગાદીને બચાવવામાં જ સૌથી વધારે રસ હોય છે. એટલે ઔરંગઝેબે પણ આ હેતુને જ પ્રાધાન્ય આપ્યું. વિવિધ સૂબાઓ પ્રત્યે તેમણે જે વ્યૂહરચનાઓ અપનાવી તેમાં ગાદી બચાવવાનો હેતુ કેન્દ્રસ્થાને જોવા મળે છે. આ કારણે જ તેમણે દક્ષિણના મુસ્લિમ શાસકો તથા ઉંચા હોદેદારોને પોતાના વિરોધી લેખાવ્યા. તો બીજી બાજુ હિંદુઓને પોતાના વિશ્વાસુ ગણ્યા. એક તાકાતવાન રાજપૂત જેસિંઘને માત્ર સૂબેદારીના ઉચ્ચ હોદે જ ન બેસાડયો, બલ્કે તેના પર ભરોસો રાખી મરાઠાઓથી યુદ્ધ કરવાની

તથા તેમની શક્તિને ખત્મ કરવાની જવાબદારી પણ તેને જ સુપરત કરી. મુસ્લિમ અને બિનમુસ્લિમ પર ધ્યાન આપ્યા વગર જેસિંઘે પણ પુરી ઈમાનદારી તથા વફાદારી સાથે મરાઠાઓનો વિરોધ તથા ઔરંગઝેબની હિમાયતમાં મહત્વપૂર્ણ ભૂમિકા અદા કરી.

જેમ વ્યક્તિગત હિતો ખાતર ગોલકુંડા તથા બીજાપુરના મુસ્લિમો ઔરંગઝેબથી બાખડયા, તેમજ ખુદ ઔરંગઝેબના કુટુંબમાં ફાટફુટ થઈ તથા તેમણે હિંદુ સત્તાઓ સાથે સાંઠગાંઠ રાખવાનું વલણ અપનાવ્યું. તેનાથી એક મહત્વપૂર્ણ પુરાવો એ સાંપડે છે કે, ભારતના બધા મુસ્લિમોમાં એકતા ન હતી. અલબત્ત કેટલાક મુસ્લિમ શાસકો તથા બાદશાહો એવા હતા જે વ્યક્તિગત હિત ખાતર જરૂર પડતાં બીજા મુસ્લિમ રાજાઓ સાથે મળી ગયા.

ઉપરોક્ત પરિસ્થિતિ માત્ર મુસ્લિમોની જ ન હતી. મરાઠાઓની પણ આ જ હાલત હતી.

જેમકે પહેલાં સ્પષ્ટ દર્શાવવામાં આવી ચૂકયું છે કે કાંઈ કેટલાય હિંદુ વિસ્તારોને મરાઠાઓએ પોતાના હિત ખાતર લૂંટીને બરબાદ કર્યા. ત્યાંની તબાહ થયેલી પ્રજાએ ઔરંગઝેબ પ્રતિ પોતાનો વિશ્વાસ વ્યક્ત કર્યો. માત્ર ઔરંગઝેબ પ્રત્યે તેમણે ભરોસો દાખવ્યો એવું નથી, તેના પહેલાં પણ આવું જ જોવા મળતું હતું. કારણકે પ્રજા હંમેશ કરબોજ વેઠે છે તથા લાચાર હોય છે. શિક્ષણનો અભાવ, યાતાયાતના સાધનોની તંગી તથા આર્થિક મુશ્કેલીઓના કારણે સામાન્ય પ્રજાજનો તમામ શાસકોને, ભલે તે હિંદુ હોય કે મુસ્લિમ, એક જેવા જ સમજે છે. કારણ કે બધાએ તેમનું એકસરખું શોષણ કર્યું હોય છે.

મરાઠાઓના સૈન્યમાં માત્ર મુસ્લિમો ન હતા, બલ્કે ઉચ્ચ હોદ્દાઓ પર ઘણાં બધા લાયકાત ધરાવતા મુસ્લિમો બિરાજમાન હતા. અને મુસ્લિમ સત્તાઓ વિરૂદ્ધ તેમણે અત્યંત ઈમાનદારીપૂર્વક મરાઠાઓને સાથ પણ આપ્યો.

એટલે અમારે કહેવું પડશે કે બધા મુસ્લિમોનું એક હોવું અને સર્વ-સંમતિપૂર્વક બધા હિંદુઓની જુદી હેસિયત સમજવાની ભૂલ અંગ્રેજોના

જમાનાની પેદાશ છે. આ પાયાવિહિન વાત સાબિત કરવા માટે હકીકતોથી આંખ આડે કાન કરવામાં આવ્યા છે. અથવા તેની વિગતો સંતોષજનક રીતે આપવામાં આવી નથી.

આ વાસ્તવિક્તાને સમજવા માટે જો ઔરંગઝેબકાળના કારણો-પરિબળોને નજરઅંદાજ પણ કરી દેવામાં આવે તો વર્તમાનકાળની પરિસ્થિતિ-ના આંકલનથી પણ આ હકીકતને સરળતાપૂર્વક સમજી શકાય છે. ભારતમાં દર વર્ષે હજ્જારો એવી ઘટનાઓ ઘટે છે, જેમાં મુસ્લિમો જ મુસ્લિમોના વિરોધી દેખાય છે. અને હિંદુની ગોળીથી હિંદુઓ જ વિંધાય રહયા છે. તેનાથી વિપરિત ઘણા બધા હિંદુ કુટુંબોની રોજી-રોટી મુસ્લિમોના હાથોમાં તથા ઘણાં બધા મુસ્લિમોનું જીવન હિંદુઓની છત્રછાયામાં પસાર થઈ રહયું છે. આનાથી એ જ સાબિત થાય છે કે સામાજિક તથા આર્થિક મામલાઓમાં હિંદુઓ તથા મુસ્લિમો એક જેવા જોવા મળે છે, જુદા જુદા નહીં.

ઔરંગઝેબના કાળમાં જો ધાર્મિક વૈમનસ્ય હોતે અને હિંદુઓ મુસ્લિમો અંદર-અંદર લડતા-ઝઘડતા હોતે તો ઔરંગઝેબની સાથે જેસિંઘ ન હોતે અને શિવાજીની સાથે ગોવલકુંડાના મુસ્લિમો ન હોતે.

અશોક તથા અકબરને સમગ્ર ભારતના રાજાની હેસિયતથી જોવામાં આવે છે. એક હદ સુધી સાચું પણ છે. પરંતુ તે સંપૂર્ણ સત્ય નથી. કારણકે દક્ષિણ ભારતનો એક તૃતિયાંશ ભાગ અશોકની સલ્તનત હેઠળ ક્યારેય શામેલ ન થઈ શકયો.

અશોકની જેમ અકબર પણ દક્ષિણ ભારત પર પોતાનો પગદંડો જમાવી ન શકયો. તે અહમદનગર સુધી જ પોતાની સલ્તનત વિસ્તારી શકયો. બલ્કે બીજાપુર અને ગોલકુંડાએ યુદ્ધની એવી સ્થિતિ સર્જી નાંખી હતી કે તે અકબર માટે માથાનો દુઃખાવો બની ગઈ હતી.

આટલી કમી છતાં જો આપણે ઉપરોક્ત બન્ને રાજાઓને સમગ્ર ભારતના રાજા તરીકે જોઈએ છીએ તો ઔરંગઝેબને સમગ્ર ભારતનો રાજા નહીં ગણીને આપણે તેમને અન્યાય કરી રહયા છીએ.

ઔરંગઝેબે પચાસ-સાઠ વર્ષ સુધી ભારત પર રાજ કર્યું. તે ખુદ ભારતના ઈતિહાસનો એક ભાગ છે. તેમના કાળમાં મુઘલ સલ્તનતનો ફેલાવો પોતાની આખરી હદે પહોંચી ગયો હતો. પ્રાચીનકાળથી લઈ અંગ્રેજોની હુકૂમત સ્થપાઈ ત્યાં સુધી ભારતમાં આટલી વિશાળ સલ્તનતની સ્થાપના કયારેય નહીં થઈ. ગઝનીથી લઈ ચાટગામ સુધી અને કાશ્મીરથી કર્ણાટક સુધી મહાન ભારત વર્ષ એક જ શાસક, ઔરંગઝેબ હેઠળ હતું. આ સલ્તનતના વિવિધ ઈલાકાઓની વ્યવસ્થા નાના દરજ્જાના શાસકો (નવાબો કે રાજાઓ) હસ્તક ન રહેતાં સીધા બાદશાહે નિયુક્ત કરેલ અધિકારી દ્વારા થતી હતી. આ વિશેષતાના કારણે ઔરંગઝેબના કાળનો ભારત દેશ અશોક, સમુદ્ર ગુપ્ત અથવા હર્ષના કાળના ભારતથી વધારે વિશાળ તથા સંપૂર્ણ હતો.

ઔરંગઝેબની સલ્તનતની આટલી વિશાળતા તેમની કાર્યક્ષમતા તથા બહુમતિ પ્રજાજનોની તરફેણનું પરિણામ હતું. આટલી વિશાળ સલ્તનતની સ્થાપના તે જ સ્થિતિમાં શકય હતી જ્યારે અહીંની બધી કોમોને સમાન અધિકારો, સાધનો તથા સગવડો મળી હોય. થોડાક નજીવા મતભેદ સિવાય કોઈ બુનિયાદી મતભેદ ન હતા. તેના પરિણામે જ અંગ્રેજો વિરૂદ્ધ હિંદુઓ તથા મુસ્લિમો ખભેથી ખભા મીલાવી લડયા. અને આ એકતાએ હથિયારનું કામ આપતાં અંગ્રેજોની બધી યોજનાઓ નિષ્ફળ બનાવી દીધી. આ એકતાનો પાયો પહેલી વખત અશોકના કાળમાં નંખાયો અને બીજી વખત અકબરના કાળમાં મજબૂત બન્યો તો ઔરંગઝેબના ભારતમાં સંપૂર્ણપણે ઉપસીને પોતાના અંતિમ ચરણમાં પહોંચી ગયો.

ઔરંગઝેબના કાળમાં અન્ય જેટલી પણ સત્તાઓ હતી તે બધી પ્રાદેશિક કક્ષાની હતી, રાષ્ટ્રીય કક્ષાની નહીં.

જદુનાથ સરકાર 'હિસ્ટ્રી ઓફ ઔરંગઝેબ'માં રાજપૂતોને બહુ મહાન દેશપ્રેમી તરીકે રજૂ કરે છે, પરંતુ ''ફોલ ઓફ ધી મુઘલ એમ્પાયર''માં તે જ રાજપૂતોનું ચિત્રણ એવી રીતે કર્યું છે કે માત્ર જાગીર ખાતર પિતા-પુત્રની તથા પુત્ર-પિતાની હત્યા કરી નાંખતો હતો. સ્ત્રીઓ પોતાના વફાદાર

સબંધીઓને ઝેર આપી દેતી હતી. અને દેવતારામનો આ વંશ પોતાના ઝઘડાઓ ખત્મ કરવા બહારના ડાકુઓની પણ મદદ લઈ લેતો.

*(ફોલ ઓફ ધી મુઘલ એમ્પાયર : ૧/૧૩૧)*

જાદુનાથ સરકારના કહ્યા મુજબ જેપુરનો રાજા જગતસિંઘ ૧૮૦૩ થી ૧૮૧૮ સુધી તખ્ત પર રહ્યો, પરંતુ તે અત્યંત અય્યાશ તથા વ્યભિચારી રાજા હતો. આવા રાજાઓ પર મહેલની બદચલન સ્ત્રીઓનો કાબૂ રહેતો. રાજાઓ બેબસ (વિવશ) થઈ જતા અને પ્રજાની સુખાકારી માટે કંઈ કરી શકતા ન હતા. *(એજન : ૪/૭૨)*

દેખીતી વાત છે કે, આવા રાજપૂતો મુઘલોની વળી શી મદદ કરી શકવાના હતા ? ઔરંગઝેબ પર એ આક્ષેપ આપોઆપ ખોટો પુરવાર થઈ જાય છે કે ''તેની ધાર્મિક નીતિના કારણે રાજપૂતો એવા નારાજ થયા કે તેના જીવનના આખરી તબક્કામાં તથા તેની વફાત પછી તેઓ મુઘલ શાસનના બાહુબળ બનીને ન રહી શક્યા.''

વાસ્તવમાં રાજપૂતો પોતે જ બીજાઓના આધારના મોહતાજ બની ગયા હતા, તેઓ અન્યોને શું આધાર પુરો પાડી શકવાના હતા ? સાચી વાત તો એ છે કે, રાજપૂતોનું હીર મુઘલ શાસન તળે જ પ્રગટયું. જો મુઘલો ન આવ્યા હોતે તો તેમની બહાદુરીનું તત્વ અંદર-અંદરના યુદ્ધોમાં વપરાઈને વેડફાય જતું. જ્યારે મુઘલોનું પતન થયું ત્યારે રાજપૂતોનું પણ પતન થઈ ગયું. એ ઘટના ઉપરોક્ત હકીકત પ્રતિ સ્પષ્ટ નિર્દેશ કરે છે.

જદુનાથ સરકારે ઔરંગઝેબકાળના મરાઠાઓની જાંબાઝીની ઘણી પ્રસંશા કરી છે. કારણકે હિંદુ ધર્મના રક્ષકો તથા ભવાની દેવીના ઉપાસક શીવાજીએ તેમને કેળવ્યા હતા, પરંતુ પોતાના અન્ય પુસ્તક ''ફોલ ઓફ ધી''માં મરાઠાઓની ઘણી નકારાત્મક તસ્વીર ખેંચી છે. નવાબ અલી વરદીખાંનું બંગાળમાં પતન થયા પછી માલદૌલત માટે મરાઠાઓએ ત્યાં કેવો કેર વર્તાવ્યો તેને દાખલા તરીકે રજૂ કરી શકાય. આ ૧૭૪૨ ઈ.સ.ના આસપાસની ઘટના છે. *(ફોલ : ૪/૪૯–૫૦)*

બીજી બાજુ હિસ્ટ્રી ઓફ ઔરંગઝેબમાં તેઓ એમ સાબિત કરવા મથે છે કે, મરાઠાઓ સુધારકોએ તેમની અંદર ધાર્મિક ક્રાંતિ લાવી દીધી હતી. તેમની સ્પિરિટ બદલાય ગઈ હતી. *(હિસ્ટ્રી : ૪/૧૬)* પરંતુ તેમના દુષ્કૃત્યો જોતાં તો એવું નથી લાગતું કે આ કોઈ એવી કૌમની પ્રવૃત્તિ છે, જે ''હિંદુ રાજ્ય''ને પ્રસ્થાપિત કરવાની નેમ ધરાવતી હોય.

રાજપૂતાનામાં પણ મરાઠાઓએ જે કેર વર્તાવ્યો તેની વિગતો ''ફોલ ઓફ ધી મુઘલ એમ્પાયર''ના ચારેય ભાગોમાં મળી આવે છે. રાજા ઈશ્વરીસિંઘે મુકાબલો નહીં કરી શકવાના કારણે આત્મહત્યા કરી લીધી. આ બધું વાંચતા ખબર પડે છે કે, મરાઠાઓના કારણે રાજપૂતોનું જીવન કેટલું નિરસ થઈ ગયું હતું. શું સ્વરાજ્ય સ્થાપિત કરવાવાળાઓની ચાલ-ચલગત આવી હોય છે ?

જ્યારે જેઅપા સિંધયા જેપુર આવ્યો અને પોતાની મદદના વળતરરૂપે માધુસિંઘથી જયપુરનો એક ચતુર્થાંશ ભાગ મરાઠાઓ માટે માંગ્યો તો જબરજસ્ત બળવો થયો. અને મરાઠાઓની જેપુરમાં કત્લેઆમ થઈ. જેઅપ્પા સહિત પંદરસો મરાઠાઓ માર્યા ગયા અને એક હજાર ઝખ્મી થયા.

મરાઠાઓ અને રાજપૂતો વચ્ચે જે યુદ્ધ થયા, તેનાથી એ ક્યાંય સાબિત નથી થતું કે મરાઠાઓ સ્વરાજ્ય સ્થાપવા માંગતા હતા કે રાજપૂતો દેશપ્રેમમાં ગળાડૂબ હતા. જદુનાથ સરકાર ઔરંગઝેબના સંદર્ભમાં મરાઠાઓ તથા રાજપૂતો માટે આવી જ વાતો કરે છે, જેનો કોઈ પુરાવો નથી મળતો.

મરાઠાઓ પાનીપતના મેદાનમાં ૧૭૬૧માં અહમદશાહ અબ્દાલી સાથે બાખડયા, તો રાષ્ટ્રીય શાસન ખાતર લડનારી આ કૌમ માટે ઔરંગઝેબ કાળનો કોઈ દેશપ્રેમી રાજપૂત તેમની મદદ માટે ન પહોંચ્યો. જ્યારે મરાઠાઓ હાર્યા તો રાજપૂતો ખુશ હતા. જેપુરના માધુસિંઘે તો બખ્તખાન, યાકૂબઅલી અને શાહઆલમ બીજા પાસે મરાઠાઓ વિરૂદ્ધ એક સંયુક્ત મોરચો રચવા માટે કાસદ મોકલ્યો. જો કે ખુદ રાજપૂતોની અંદર- અંદરની ફાટફૂટના કારણે આ શક્ય ન બન્યું. *(ફોલ : ૨/૩૭૧)*

આ સબંધે ખુદ જદુનાથ સરકાર તત્કાલીન મરાઠાઓની ખંડનાત્મક પ્રવૃત્તિઓને પસંદ નથી કરતા. એટલે લખે છે કે, "મરાઠાઓએ ઉત્તર ભારતમાં નવી શક્તિ પ્રાપ્ત કરી તો તેમની પ્રવૃત્તિ રાજપૂતાનાની ખરાબ તથા રેતાળ ભૂમિ અથવા બુંદેલખંડ જેવા ઉજ્જડ વિસ્તારો સુધી સીમિત રહી. આ બધા હિંદુઓના જ વિસ્તારો હતા. ચાલીસ વર્ષ સુધી (૧૭૬૫ થી ૧૮૦૫ સુધી) તેમણે અહીં એવી કામગીરી કરી કે રાજપૂતોના દિલોમાં તેમના પ્રતિ એવી નફરત બેસી ગઈ કે તે આજ સુધી ખત્મ નહીં થઈ. *(ફોલ ૨/૨૬૨)* મરાઠાઓની લાલચ તથા રાજકીય અણસમજના કારણે તેમની તરફેણ કરનાર જાગીરદારો પણ તેમના દુશ્મન બની ગયા. *(ફોલ : ૪/૩૭૩-૭૪)* જાટ પણ તેમનાથી નારાજ રહયા. *(ફોલ : ૪/૨૭૭)*

જ્યારે મરાઠાઓના સહધર્મી રાજપૂત તેમની પ્રવૃત્તિઓના કારણે તેમનાથી નફરત કરતા રહયા તો અન્યધર્મીઓ મરાઠાઓ વિશે કડક વલણ ધરાવે તો શું એ તેમની અસહિષ્ણુતા લેખાશે ?

જદુનાથ સરકાર મરાઠાઓ, જાટ, રાજપૂત અને શીખોની કહાણીઓ સહિત મુઘલોની શી અવદશા હતી, તેના વિશે પણ વિગતવાર જણાવે છે. દેખીતી વાત છે કે, આટલી અનારકી પછી મુઘલોનું પતન નક્કી હતું. જદુનાથ સરકાર ભૂલમાં એવું પણ લખી ગયા કે "મુઘલોના પતનનો અર્થ મરાઠાઓનું પતન હતું." *(ફોલ : ૪/૩૪૬)* બીજી બાજુ તેઓ બંકિમચંદ્ર, ડો. પ્રફુલચંદ્ર અને ગોપાલક્રિષ્ન ગોખલેના હવાલાથી એમ પણ લખી ગયા કે, "મુઘલોનું પતન ઈશ્વરીય આદેશ હતો." *(ફોલ : ૪/૩૫)*

આ પ્રકારના વિરોધાભાસથી આખું પુસ્તક ભર્યું પડયું છે. તેમને મન ફાવે તેવું લખી નાંખે છે. તેમને ખબર નથી રહેતી કે આમ લખવાથી તેઓ પોતાની જ પાછલી વાતોને કાપી રહ્યા છે.

જદુનાથ સરકારનો આ બધી વિગતો આપવાનો હેતુ એ હતો કે, એમ સાબિત કરવામાં આવે કે ભારતમાં અફરાતફરી હતી. અંગ્રેજો આવ્યા તો બધું વ્યવસ્થિત થયું. તેમના પૃષ્ઠરૂપી પડદા પર અચાનક માર્કોઈસ ઓફ વેલિસિલી નજર આવે છે. સરકાર સાહેબે માર્કોઈસની રાજકીય સૂઝ-

બૂઝ, સૈનિક ક્ષમતા, પ્રભાવશીલ વ્યક્તિત્વની દિલ ખોલીને પ્રસંશા કરી છે. *(ફોલ : ૪/૨૬૫)* તેના ભાઈને રાજકીય અર્થમાં જીનિયસ કહયો છે. *(૨૬૬)* જનરલ લેકની યુધ્ધ તૈયારીના વખાણ કર્યા છે. લખ્યું છે કે, આવી જ તૈયારીથી એક સામ્રાજ્ય આકાર લે છે. *(૪/૨૬૮)* વેલિસિલી જ્યારે મરાઠાઓ વિરૂદ્ધ યુધ્ધ માટે જાય છે, ત્યારે તેઓ તેનું ચિત્રણ એવી રીતે નથી કરતા કે, કોઈ કૌમ બીજી કૌમની આઝાદી છીનવવા જઈ રહી છે. બલ્કે તેની પ્રસંશા કરે છે. જાણે કે વેલિસિલી પોતાની માતૃભૂમિ માટે જઈ રહયા હોય. જ્યારે અંગ્રેજ ફોજને સફળતા સાંપડે છે, અને મરાઠાઓ હારી જાય છે તો દેશવાસીઓની આ હાર પર તેઓ ગમ નથી કરતા, બલ્કે ખુશ થઈ તેને ફતેહ *(ફોલ : ૪/૨૮૬)* અને શાનદાર કામિયાબી *(૪:૨૯૩)* કહે છે.

પરંતુ એક બીજા ઈતિહાસકાર બી. ડી. બાસુએ ''રાઈઝ ઓફ ધી ક્રિશ્ચિયન પાવર ઈન ઈન્ડીયા''માં માર્કોઈસ ઓફ વેલિસિલીને પોતાના જમાનાનો મેકયાવલી કહયો છે. તેણે નક્કી કર્યુ હતું કે તે મરાઠાઓ અને મુસ્લિમોને કોઈપણ નીતિ અખત્યાર કરી ખત્મ કરી નાંખશે. તેણે સામ દામ, દંડ અને ભેદની નીતિ અખત્યાર કરી નિઝામ અને પેશવાને જેલમાં ધકેલ્યા. કર્ણાટકના નવાબ, ટૈંજૂરના રાજા, અવધ, સુરત તથા ફર્રુખ આબાદના નવાબો પાસેથી તેમના વિસ્તારો કેમેય કરીને લઈ લીધા. તેમજ કૂટનીતિ દ્વારા ટીપુ સુલ્તાન, સિંધયા, હોલ્કર અને નાગપુરના રાજાને બરબાદ કર્યા. *(૨/૨૭૨)* વેલિસિલીએ ટીપુ સુલ્તાનની શહાદત પર જશ્ન મનાવ્યો. ત્યારપછી તેને ઈસ્ટ ઈંડીઝ સેનાઓનો કમાન્ડર ઈન ચીફ બનાવી દેવામાં આવ્યો. અંગ્રેજોને ખુશી એ વાતની હતી કે હવે ભારત પર પુરો કબ્જો કરવા માટે કોઈ પ્રતિરોધક પરિબળ બાકી ન રહ્યું. *(બાસુ : ૨/૧૪૦)*

બાસુએ એમ પણ પુરવાર કર્યું છે કે, અંગ્રેજો ભારતમાં વ્યાપારના નામે રીતસર લૂંટ ચલાવતા હતા. રાજાઓ સાથે પહેલાં દોસ્તી કરતા, પછી તિકડમ કરી તેમને જ જેલમાં ગોંધી દેતા. જે વાત જદુનાથ સરકાર ઔરંગઝેબકાળ વિશે સાબિત કરવા ચાહે છે તે વાત (અફરાતફરીવાળી) ડો. બી. ડી. બાસુએ અંગ્રેજકાળ વિશે સાધાર સાબિત કરી છે.

પરંતુ જદુનાથ સરકાર અંગ્રેજ સરકારને આધુનિક વિચારસરણી ધરાવતી સરકાર કહે છે. *(ફોલ : ૪/૩૪૨)* ભારતના રાજકીય વિકાસનું શ્રેય તેઓ અંગ્રેજોને આપે છે. *(ફોલ : ૪/૩૫)*

પરંતુ સરકાર સાહેબ ભૂલી ગયા કે, ૧૮૪૦ અને ૧૮૭૦ વચ્ચે ૧૮૫૭ પણ આવ્યું હતું. જેમાં અંગ્રેજોએ ભારતીયો ઉપર એવા જુલમો કર્યા, જે કદાચ કોઈ દેશમાં તે વખતે કરવામાં આવ્યા ન હશે. તેની કડવી યાદ આજે પણ પ્રત્યેક ખુદાર ભારતીયના મનમાં મૌજૂદ છે. શું આ કોઈ પ્રગતિશીલ સરકારની કામગીરી હતી ? !

## ❋ જજિયા (જિઝીયા) વેરો ❋

ઔરંગઝેબના કાળમાં શબ્દ જજિયાને ઘણી ખ્યાતિ મળી. ઘણાં બધા બૌધ્ધીકો એ વાતને સાચી માનતા હતા કે જજિયો એક હથિયાર હતો, જેના ઉપયોગથી ઔરંગઝેબે અનેક હિંદુઓને મુસલમાન બનાવ્યા.

''ફખરૂદ્દીન અલી અહમદ લેકચર'' દરમિયાન હમણાં જ સતીશચંદ્રે કહયું કે, જજિયો હિંદુઓથી લેવામાં આવતો એક વેરો-કર હતું. જેની શરીઅત પરવાનગી આપે છે.

*(સતીશચંદ્ર, એલિગેશન્સ ઓફ રિલીજિયસ બુગોટ્રી અગેન્સ્ટ ઔરંગઝેબ ફખરૂદ્દીન અલી અહમદ લેકચર, આઝાદ એકેડમી જર્નલ, પહેલી જુલાઈ ૧૯૮૭, પૃ. ૧૦-૧૨)*

ઈમામ અબૂ હનીફા રહ.ના મતે મુસ્લિમ શાસન તળે જ્યારે બિન મુસ્લિમો તેનું પ્રભુત્વ તથા સત્તા સ્વીકારી લે તો તેઓને ''ઝિમ્મી'' કહેવામાં આવે છે. ઝિમ્મીનો અર્થ એ છે કે હવે તે બિન મુસ્લિમોની સામાજિક, આર્થિક, ધાર્મિક તથા રાજકીય સુરક્ષાની જીમ્મેદારી મુસ્લિમ શાસનની રહેશે. અને તેના બદલામાં સરકાર તેમનાથી કર વસુલ કરશે. ઉપરોકત દ્રષ્ટિકોણ તથા શરીઅત મુજબ ઔરંગઝેબે હિંદુઓની સુરક્ષાની બાહેંધરી લીધી. *(સતીશચંદ્ર, ''સત્તરમી સદીકે દૌરાન ભારતમેં જિઝયા ઔર રાજ'' મધ્યકાલીન ભારત, તંત્રી ઈરફાન હબીબ, અંક-૧, દિલ્હી ૧૯૮૧, પૃ. ૬૯-૮૪)* અને તે સુરક્ષાના બદલે તેમણે જે વેરો લીધો તે જજિયો કહેવાયો.

હિંદુ ધર્મ વિરૂદ્ધ અવાજ ઉઠાવનારા આલિમો ઔરંગઝેબના કાળમાં પણ હતા. પરંતુ તે છતાં એવા પણ પ્રભાવી આલિમો હતા, જેમણે કયારેય હિંદુ-મુસ્લિમ વચ્ચે ભેદ ન રાખ્યો. બધાને એક દેશના જ વાસી ગણ્યા. આવા લોકોના કારણે જ ઔરંગઝેબ કાળમાં પાત્રતાના આધારે હિંદુઓ તથા મુસ્લિમો બન્નેને લાભ પહોંચ્યો અને બન્ને વચ્ચે સૌહાર્દપૂર્ણ સંબંધ સ્થપાયો. આ કારણે જ તે કાળમાં વ્યાપક ધોરણે કોમી રમખાણોનો કોઈ પુરાવો જડતો નથી.

ઔરંગઝેબના કાળમાં જેટલા યુધ્ધો થયા, તે રાજ્યને મજબૂત બનાવવા માટે કરવામાં આવ્યા. કોઈ કૌમને ધ્યાનમાં રાખી આ લડાઈઓ લડવામાં નથી આવી. જો આવું જ હોતે તો ઔરંગઝેબ ગોલકુંડા તથા બીજાપુરની મુસ્લિમ હુકૂમતો પર ક્યારેય હુમલો ન કરત.

આ સંદર્ભે સતીશચંદ્ર બતાવે છે કે ગોલકુંડા પર હુમલાની બાબતે ઔરંગઝેબે મુખ્ય ન્યાયાધિશથી ફતવો પૂછયો. તો તેણે કહયું કે ઈસ્લામના હિસાબથી એક મુસ્લિમ રાજ્ય પર હુમલો કરવો જાઈઝ નથી. એટલા માટે કે બધા મુસ્લિમો એકસમાન છે. આના લીધે ઔરંગઝેબે દરબારના તે કાઝી (ન્યાયાધિશ)ને પદભ્રષ્ટ કરી દીધા અને બીજા વિદ્વાન કાઝીની નિમણૂંક કરી. જેમણે દુશ્મન રાજ્ય પર હુમલાની પરવાનગી આપી. આ ઘટનાથી પણ સાબિત થાય છે કે, ઔરંગઝેબ તટસ્થ વિચાર ધરાવતા હતા.

“હિંદુઓ પર જજિયો–વેરો લાદવો યોગ્ય નથી” કહેતાં પહેલાં આપણે એ વાત પર ધ્યાન આપવું વધારે મુનાસિબ લેખાશે કે પોતાના શાસનના સ્થાપનાના બાવીસ વર્ષો બાદ ૧૬૭૯માં તેમણે જજિયો-વેરો લીધો. *(સતીશચંદ્ર, એલિગેશન્સ ઓફ રિલીજીયસ બુગોટરી અગેન્સ્ટ ઔરંગઝેબ, ફખરૂદ્દીન અલી અહમદ લેકચર, પૃ. ૧૦-૧૨)* અને પોતાના ઈન્તેકાલ પહેલાં તેમણે જજિયા-વેરો નાબૂદ કરવાનો આદેશ આપ્યો. *(આગળનો હવાલો)* ઔરંગઝેબને પ્રતીતિ થઈ ચૂકી હતી કે હવે તે બિનમુસ્લિમ પ્રજાજનોની જાન, માલ, ધર્મની રક્ષા કરી શકે એમ નથી એટલે તેમણે જજિયો-વેરો માફ કરી દીધો. જ્યારે જજિયો લેવામાં આવતો ત્યારે પણ સરકારી અધિકારીઓ, સૈનિકો, સ્ત્રીઓ,

બાળકો, વિકલાંગો, અતિવૃષ્ટિ કે અનાવૃષ્ટિથી અસર પામેલા વિસ્તારોના રહીશો તેમજ રોગચાળાથી પ્રભાવિત વિસ્તારના લોકો માટે જજિયો માફ હતો. સારાંશ એ કે દસ ટકા માલદાર હિંદુઓ પાસેથી સરેરાશ બે રૂપિયા આઠ આનાના હિસાબથી જજિયો-વેરો વસૂલ કરવામાં આવતો હતો.

એમ કહેવું કે "જજિયા-વેરાના કારણે જ હિંદુઓએ ઔરંગઝેબ સામે બગાવત કરી" બરાબર નથી. ઔરંગઝેબ સતત પ્રયત્નશીલ રહયા કે રાજપૂતો સાથે સંબંધ સુંવાળા રહે, પરંતુ તેમાં તેમને સફળતા મળી નહીં. તે છતાં તેમણે અકબરની જેમ ડરીને દ્વિધાયુક્ત સિધ્ધાંત નહીં અપનાવ્યો. અકબરની બાબતે અહીં એ દર્શાવી દેવું અયોગ્ય નહીં હશે કે રાજપૂતોની બગાવતને તો અકબરે પણ પહેલાં દબાવી દીધી હતી. પરંતુ ૧૫૬૧ પછી તેણે પોતાની વ્યૂહરચના બદલી નાંખી. *(ઈકતિદાર આલમખાં, "અકબરકે આધીન વર્ગ તથા અકબરકી ધાર્મિક નીતિકા વિકાસ" (૧૫૬૦ થી ૧૫૮૦ સુધી) મધ્યકાલીન ભારત, તંત્રી ઈરફાન હબીબ, અંક-૨, દિલ્હી, ૧૯૮૩, પૃ. ૬૯/૭૦)* તલવારના જોરે રાજપૂતો પર સંપૂર્ણપણે અંકુશ મેળવવાનું તેને શકય ન લાગ્યું. એટલે તેણે લગ્નસંબંધ, ધાર્મિક સ્વતંત્ર્ય, જજિયાની માફી (૧૫૬૪ ઈ.સ.) અને પ્રવાસ વેરાની નાબૂદી (૧૫૬૨)ના આધારે ઉત્તર ભારતના સશક્ત રાજપૂતોથી સંબંધ સુધારવાની કોશિશ કરી. *(આગળનો હવાલો)*

ભારતમાં મુસ્લિમોનું શાસન (પૂર્ણપણે) ચારસો વર્ષ રહયું. જજિયા-વેરો લગભગ બધાના કાળમાં લેવામાં આવ્યો. તે છતાં ન તો હિંદુઓની આસ્થાઓ બદલાઈ, ન તેમના આસ્થા સ્થાનો બદલાયા. બન્નેવ પોતપોતાના સ્વરૂપે યથાવત્ રહયા. *(શેખ નિઝામુદ્દીન અવલિયા, ફવાઈદુલ ફુવાદ, પૃ. ૬૫/૧૯૫/૯૭)* આ વાતનો કોઈ પુરાવો નથી કે જજિયાના કારણે વ્યાપક સ્તરે ધર્મ પરિવર્તનની પ્રક્રિયા ચાલી હોય. જો એવું હોત તો ઈસ્લામવાદીઓ તેનો ઉલ્લેખ વધારી ચઢાવીને જરૂર કરત.

ઘણાં બધા બૌદ્ધીકોનું કહેવું એ છે કે નબળી આર્થિક સ્થિતિને સુધારવા માટે ઔરંગઝેબે જજિયો-વેરો લાદયો. અહીં વિચારવા લાયક વાત એ છે કે ડામાડોળ આર્થિક પરિસ્થિતિથી ઔરંગઝેબ ગાદી પર બેસતાંની સાથે જ

વાકેફ થઈ ગયા હતા અને જજિયો તેમણે સત્તાના સૂત્રો સંભાળ્યા તેના બાવીસ વર્ષ પછી લગાવ્યો.

ગાદી પર બેઠા પછીના બીજા વર્ષે ઔરંગઝેબને લાગ્યું કે અનુગમનના મુદ્દે લડાયેલા યુદ્ધોના કારણે ઉત્તર ભારતમાં અનાજ તથા ખાદ્યપદાર્થોની તંગી ચિંતાજનક હદે વધી ગઈ છે. દુકાળમાં જેમ મોંઘા ભાવે અનાજ વેચાય છે તેવી રીતે અનાજ વેચાય રહયું છે. સમગ્ર સલ્તનતમાં આયાત કર (વેરા)ના કારણે મુશ્કેલીઓમાં ઓર વધારો થઈ ગયો હતો. બધા જ નાકાઓ પરથી પસાર થતી વેળા ૧૦ ટકા માલ માર્ગ વેરા રૂપે લેવામાં આવતો હતો. આગ્રા, દિલ્હી, લાહોર, બુરહાનપુર જેવા મોટા શહેરોમાં બહારથી લાવવામાં આવેલી દરેક ખાવાની વસ્તુ પર ''પંડારી'' નામનો કર લેવામાં આવતો હતો. *(સરકાર લિખિત ઔરંગઝેબ ૧૬૧૮ થી ૧૭૦૩, પૃ. ૧૦૧)* ઔરંગઝેબે માર્ગ વેરો તથા પંડારી વેરો બંનેવ જાતના વેરાઓ મુઘલ સલ્તનતના ખાલ્સા વિસ્તારોમાં બંધ કરાવી દીધા. જમીનદારો અને જાગીરદારોને તેમણે એમ જ કરવાનો આદેશ આપ્યો. શાહી ફરમાન પર અમલ કરવામાં આવ્યો. અને જે વિસ્તારો અનાજની કુત્રિમ અછતથી પીડાતા હતા ત્યાં આવશ્યક માત્રામાં અનાજ કોઈપણ અડચણ વગર પહોંચવા માંડયું. અનાજના ભાવો ગગડયા. ૧૬૭૩માં ઔરંગઝેબે પ્રજાને હાલાકીમાં નાંખતા બીજા કેટલાય વેરાઓને પણ નાબૂદ કરી દીધા.

પોતાના શાસનના તેરમાં વર્ષે ઔરંગઝેબે સરકારની આવક જાવકનો હિસાબ કર્યો તો જાવક આવકથી વધારે જણાઈ. એટલે ખર્ચમાં કાપ મૂકવામાં આવ્યો. જેની અસર શાહી કુટુંબ પર પણ વર્તાઈ. *(મઆષિરે આલમગીરી, પૃ.૧૦૦)* રાજ્યાભિષેકના એકવીસમા વર્ષે શાહી દરબારના સાજ-શણગારમાં કમી કરવામાં આવી. કારકૂનોને ચાંદીના બદલે માટીના ખડિયા આપવામાં આવ્યા. દીવાને આમમાં સોનાની રેલિંગના બદલે પથ્થરોની રેલિંગ નાંખવામાં આવી. સોના-ચાંદીની અત્તરદાનીઓ તથા બીજા વાસણો હટાવી દેવામાં આવ્યા. શાહી કારખાનાઓમાં સોનેરી કાપડ વણવાની મનાઈ ફરમાવવામાં આવી. *(શ્રી રામ શર્મા ''મુઘલ શાસકોકી ધાર્મિક નીતિ'' પૃ. ૧૨૨, મઆષિરે આલમગીરી,*

*૧૬૨)* આર્થિક પરિસ્થિતિને ધ્યાનમાં લઈ ઈતિહાસ લેખનના સરકારી ખાતાઓ બંધ કરી દેવામાં આવ્યા. *(આગળનો હવાલો)* નાના વેરાઓને તેમણે નાબૂદ કરવાનો આદેશ જારી કર્યો. *(આલમગીરી નામા II ૩૯૨, ૪૩૨, ૪૩૮)* આના લીધે માત્ર ખાલ્સા જમીનોમાં ૨૫ લાખનું નુકસાન થયું. ખાલ્સા એટલે તે વિસ્તાર જેની પુરી આવક સીધી શાહી ખજાનામાં જમા થતી હતી. *(મિરઆત I પૃ. ૨૪૯)* અલબત્ત, યુરોપિયન વેપારીઓ પાસેથી આયાત નિકાસ પર ચાર ટકા ચુંગી (કર) વસૂલ કરવામાં આવતી હતી. આનાથી પહેલાં મુઘલ શાસકોએ યુરોપિયન વ્યાપારીઓ પર આટલી વધારે ચુંગી લાદી ન હતી. આ ઘટનાને ઔરંગઝેબની દૂરંદેશી ગણવામાં આવશે કે તેણે વિદેશી વેપારીઓ દ્વારા કરવામાં આવેલ વેપારને દેશ માટે ખતરનાક સમજ્યો. *(ધી ઈન્ડીયન ટ્રાવેલ્સ ઓફ થીવેનુ એન્ડ કાકેરી, તંત્રી એસ. એન. સેન ન્યુ દિલ્હી, ૧૯૪૦, પૃ. ૩/૪)* ઔરંગઝેબે જે નાના વેરાઓ નાબૂદ કરવાનો આદેશ આપ્યો, જાગીરદારોએ તેને લેવાનું બંધ ન કર્યું, કારણકે એમ કરવાથી તેમની પણ આવક ઓછી થઈ જતી હતી. *(ખાફીખાં, મુન્તખબુલ બાબ II ૯-૮૮)* ઔરંગઝેબના આદેશ પર રાજા જશવંત સિંઘ જેવા થોડાક જ અધિકારીઓએ અમલ કર્યો. વધુ પડતા અધિકારીઓએ આ કર નાબૂદીથી થતા નુકસાનની ભરપાઈ કરવાની ઔરંગઝેબથી માંગણી કરી. *(મિરઆત, I પૃ. ૯૧/૨૮૮)* આવી સ્થિતિમાં ઈસ્લામી કાનૂનનું બહાનું બનાવી જજિયાને બળજબરીપૂર્વક વસૂલ કરવાની વાત સાચી નથી લાગતી. *(હરિશંકર શ્રીવાસ્તવ, આગળનો હવાલો, પૃ. ૧૩૧)*

ઔરંગઝેબના કાળમાં કેટલો જજિયો વસૂલ કરવામાં આવતો હતો તેના આંકડાઓ આપણી પાસે ઉપલબ્ધ નથી. જેમકે પહેલાં પણ કહેવામાં આવ્યું છે કે જજિયો દિલ્હીના રાજાઓએ વસૂલ કર્યો છે. મુઘલકાળમાં બાબર, હુમાયૂ અને અકબરે (શરૂના વર્ષોમાં) જજિયો લીધો. (માત્ર ઔરંગઝેબે જ આ કહેવાતો જુલમ ગુજાર્યો એવું નથી.) જહાંગીર તથા શાહજહાંના કાળમાં જજિયો માફ રહયો. (૧૭૧૩માં ફર્રુખ સેરે પોતાની હુકૂમતના પહેલા જ વર્ષે જજિયો માફ કરી દીધો. ૧૭૧૭માં જજિયો ફરી ફરજીયાત બનાવવામાં આવ્યો. ૧૭૧૯માં તેને ફરી નાબૂદ કરવામાં આવ્યો.

૧૭૨૫માં ફરી જજિયો લાદવાની કોશિશ કરવામાં આવી, પરંતુ ત્યારપછી જજિયો લગાવવાની જાણકારી મળતી નથી.)

ખેતીનો પાક બગડી જવાના કારણે પુરતા પ્રમાણમાં જજિયાની બાબતે પાબંદીથી છૂટ આપવામાં આવતી રહી. *(મુવાઝના, સતીશચંદ્ર, ૧૭મી સદી દરમિયાન ભારતમાં જજિયો અને રાજ્ય. આગળનો હવાલો, પૃ. ૭૩)*

યુરોપયન વેપારીઓ પાસે આયાતી વસ્તુઓ પર જજિયાના બદલે દોઢ ટકો ટેક્ષ વધારાના લેવામાં આવતો હતો. કારણકે તેમની સુરક્ષાની જવાબદારી ઔરંગઝેબે લીધી ન હતી.

*(ઈંગ્લીશ ફેકટરીઝ (એડીટર) ફોસ્ટર, ૧૬૭૮ ઈ.સ. ૧૬૮૪ ઈ.સ. પૃ. XXIX ૨૯)*

સર જાદુનાથ સરકારના કથનાનુસાર જજિયો નક્કી કરવા માટે પ્રજાને ત્રણ દરજ્જાઓમાં વહેંચવામાં આવી હતી. પહેલા દરજ્જામાં દસ હજાર દિરહમ (સોનામહોર)થી વધારે માલ ધરાવતા લોકો આવતા. *(હિસ્ટ્રી ઓફ ઔરંગઝેબ : ૩/૨૭૦)* કુરેશીએ એક સોનામહોરની કિંમત પાંચસો ગ્રેન ચાંદી દર્શાવી છે. ઈરફાન હબીબના મતે ૧૨ સોનામહોર તે જમાનામાં ત્રણ રૂપિયા બે આનાની કિંમતના હતા.

*(ધી એગ્રીરેન સિસ્ટમ ઓફ મુઘલ ઈન્ડીયા, પૃ. ૧૨૦, ફુટનોટ નં. ૫)*

બીજા દરજ્જામાં દસ હજારથી ઓછા અને બસો સોનામહોરથી વધારે માલ ધરાવતા લોકો આવતા હતા. અને બસો સોનામહોરથી ઓછી સંપત્તિવાળા લોકો ત્રીજા તબક્કામાં આવતા હતા.

જજિયા પેટે પહેલા દરજ્જાના માલદારોએ ૪૮, બીજા દરજ્જાવાળાઓએ ૨૪ અને ત્રીજા દરજ્જાવાળાઓએ ૧૨ સોનામહોર આપવી પડતી હતી. સર જાદુનાથ સરકારે આપેલા આ આંકડાઓ મુજબ જો દસ હજાર સોનામહોર ઉપર ૪૮ સોનામહોર જજિયારૂપે લેવામાં આવતી તો તેનો દર અડધા ટકાથી પણ ઓછો થાય છે. અને બસો સોનામહોર ઉપર ૧૨ સોનામહોરને જજિયા તરીકે લેવામાં આવે તો ૬ ટકાના દરે આવે છે. અને જો બધાની સરેરાશ કાઢવામાં આવે તો લગભગ અઢી ટકા જજિયો વસૂલ કરવાની માહિતી સાંપડે છે. અને શરીઅત મુજબ આ દરે જજિયો

વસૂલ કરવો બરાબર છે. અહીં એ દર્શાવી દેવું પણ યોગ્ય લાગે છે કે આ જ દર મુસ્લિમો માટે પણ નક્કી કરવામાં આવ્યો છે. ફર્ક માત્ર એટલો જ છે કે બન્નેના નામો અલગ અલગ હતા. મુસ્લિમો જે ટેક્ષ ભરતા તે 'ઝકાત' કહેવાતી અને હિંદુઓ જે ટેક્ષ ભરતા તે 'જજિયો' કહેવાતી. અહીં એક દિલચસ્પ હકીકત તરફ ઈશારો પણ કરી લઈએ. જજિયો શુધ્ધ ઈસ્લામી શબ્દ નથી, ઈરાની શબ્દ છે. ત્યાંના રાજાઓએ પોતાની પ્રજા પર જે ટેક્ષ લગાવ્યો હતો તેને જજિયો કહેવામાં આવતું. મુસ્લિમોએ આ શબ્દ ત્યાંથી લીધો છે.

એક બીજી વાત ધ્યાન આપવા લાયક એ છે કે, જજિયો માત્ર તે બિનમુસ્લિમો પર લાગતો હતો, જેઓ મુસ્લિમ શાસન હેઠળ રહેતા હતા. જે લોકો મુસ્લિમ શાસનની સરહદોની બહાર રહેતા હતા તેમના ઉપર જજિયો ન હતો.

જજિયામાં મળતી રોકડ રકમ એક અલગ ખજાના ''ખઝાનાએ જિઝયા''માં જમા થઈ જતી. અને ત્યાર પછી સદ્‌કાર્યોમાં વપરાતી. (જેમાં વિધવાઓ અને અનાથોની સહાય પણ શામેલ હતી.) આ હકીકતના આધારે કેટલાક પ્રબુધ્ધજનોની એ વાત રદ કરી શકાય એમ છે કે ઔરંગઝેબ જજિયા-વેરા વડે પોતાની આર્થિક સ્થિતિ સુધારવા માંગતા હતા.

*(એમ. ફારૂકી, ઔરંગઝેબ એન્ડ હીઝ ટાઈમ્સ, પૃ. ૧૫૮/૬૧)*

જજિયાનો ઉપયોગ નેક કામોમાં કરવાના મામલામાં આપણને જાણવા મળે છે કે, ઈસ્લામ મુજબ શારીરિક રીતે દુર્બળ અથવા વિકલાંગ (મઅ્ઝૂર) એવા બધા જ લોકોના ખાવા-પીવાની વ્યવસ્થા સરકારે કરવાની હતી. તદુપરાંત વિધવાઓ અને અનાથો માટે ઘટતું કરવાની જવાબદારી પણ તે વખતે સરકારની જ સમજવામાં આવતી હતી. બલ્બનથી લઈ અકબર સુધી કોઈ ન કોઈ સ્વરૂપે તેની સરકાર દ્વારા વ્યવસ્થા કરવામાં આવી. ઔરંગઝેબના કાળમાં પરિસ્થિતિ નાજુક થઈ ગઈ એટલે ઔરંગઝેબે મુસ્લિમો પર ઝકાત જરૂરી ઠરાવી દીધી. અને હિંદુઓ પર જજિયા-વેરો.

*(એગ્રેરિયન સિસ્ટમ, પૃ. ૨૯૮-૩૧૬)*